## વાંચવા યોગ્ય નવાં પુસ્તકો

| | |
|---|---|
| સાધના | ૨- ૦-૦ |
| નર્તકી | ૫- ૮-૦ |
| ચિત્રલેખા | ૩- ૮-૦ |
| ભારતી | ૨- ૮-૦ |
| જર્મનીની આત્મકથા | ૪- ૪-૦ |
| ધર્મોનું મિલન | ૫- ૦-૦ |
| ગાંધીજીને જગવંદના | ૨-૧૨-૦ |
| ભક્તિપ્રભા યાને તે કોણ? | ૩- ૦-૦ |
| શ્રી લક્ષ્મીસાધના | ૧- ૪-૦ |
| શ્રી શક્તિમહિમા | ૧- ૮-૦ |
| પ્રભુનાં પ્યારાં | ૧- ૮-૦ |
| તારામતી | ૧- ૪-૦ |
| જીવનસખી | ૪- ૪-૦ |
| ભાતભાતનું ભરતકામ | ૧- ૦-૦ |
| આમ્રપાલી ભાગ ૧-૨ | ૬- ૦-૦ |
| માનવહૈયાં | ૧- ૮-૦ |
| બંગાળી જીવન અને સાહિત્ય | ૧- ૦-૦ |
| વ્યાપારી ભવિષ્ય યાને ભાગ્યોદય | ૫- ૦-૦ |
| ભવિષ્યવાણી | ૧-૧૨-૦ |
| પ્રભાનો ભાઈ | ૩- ૦-૦ |
| રતની અને બીજી વાતો | ૧- ૪-૦ |
| વ્રતોત્સવ | ૩- ૦-૦ |
| વનિતાવિનોદ | ૩- ૮-૦ |
| એને ચરણે | ૧- ૪-૦ |
| લગ્ન પ્રવાસ | ૩- ૦-૦ |
| સંસ્કાર લક્ષ્મી | ૧-૧૨-૦ |
| ઘરની રાણી | ૧-૧૨-૦ |
| નાના ફડનવીસ રમણ દેસાઈ | ૧- ૦-૦ |
| મારું જીવન ને કાર્યક્ષેત્ર | ૧-૧૨-૦ |
| જ્ઞાનદા... શરદબાબુ કૃત | ૨- ૮-૦ |
| શરદવાણી | ૨- ૦-૦ |
| શરદવંદના ,, | ૨- ૮-૦ |
| કુળવતી ,, | ૨- ૮-૦ |
| જયશ્રી | ૩- ૮-૦ |
| વિવાહિતા | ૩- ૮-૦ |
| અલકા ,, | ૩- ૦-૦ |

# પ્રભુતામાં પગલાં

## અને બીજી વાતો

સંપાદક

**શકુન્ત રાવળ**

નવલરામ ત્રિવેદી, રામનારાયણ પાઠક, ધૂમકેતુ, રમણલાલ વ. દેસાઇ, ઉમાશંકર જોષિ, ઝવેરચંદ મેઘાણી, ચુનીલાલ વર્ધમાન શાહ, જિતુભાઇ મહેતા, પન્નાલાલ પટેલ, ગુલાબદાસ બ્રોકર, સુન્દરમ્, કરસન માણેક, મસ્ત ફકીર, ઓલિઆ જોશી વગેરે

ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ નવલિકાકારોનો અનેરો વાર્તાસંગ્રહ


**જયભારત પ્રકાશન**

જયન્ત ગ્રંથમાળા

પ્રકાશક :

**કે. કે. ચીતલીયા**

૨૩, હમામ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

સોલ એજન્ટ

**એન. એમ. ઠક્કરની કું.**

બુકસેલર્સ પબ્લીશર્સ,

૧૪૦ પ્રીન્સેસ સ્ટ્રીટ:—મુંબઇ, ૨.

: પ્રકાશક :
**કે. કે. ચીતલીયા**
**જયન્ત ગ્રંથમાળા**
૨૩, હમામ સ્ટ્રીટ,
કોટ, મુંબાઇ.

સંવત :
૨૦૦૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ



જયભારત પ્રકાશન



: મુદ્રક :
માવજી દુર્લભ પટેલ,
એડવોકેટ ઑફ ઇન્ડિયા પ્રેસ
૨૧, દલાલ સ્ટ્રીટ,
કોટ, મુંબઈ.

કિંમત :
રૂા. ૩–૦–૦

# જયંત ગ્રંથમાળાનું આગામી પ્રકાશન

જીવનની ચીરાગને સદાય હસ્તો
રાખનાર બળનું નામ છે

## હાસ્ય

અમારૂં આગામી પ્રકાશન
તમને આ વાતની ખાત્રી
આપશે.

* * *

પૈસા, પ્રતિષ્ઠા ને પ્રિય પાત્રો
પણ હોય તોય તમને
નથી લાગતું કે આનંદ
વગરનું એ જીવન લુખું
રહી જાય છે?

* * *

એ આનંદ મેળવવા માટે
અમારૂં આવતું પ્રકાશન
જરૂર મેળવો. હાસ્યની એ
ગંગા-જમનામાં મસ્તીના
છબછબીયાં બોલાવનાર
થોડાંક લેખકબંધુઓના
નામ સામે છે તે વાંચો:

* શ્રી. જ્યોતિન્દ્ર દવે
* શ્રી. મસ્ત ફકીર
* શ્રી. સનત્કુમાર વીણ
* શ્રી. રામુ ઠક્કર
* શ્રી. ધનસુખલાલ મહેતા
* શ્રી. એયુબખાન બલીલ
* શ્રી. નૌતમકાંત સાહિત્ય-વિલાસી
* શ્રી. ઓલીયા જોશી
* શ્રી. નેમચંદ ઝવેરી
* શ્રી. ફખ્ર માતરી
શ્રી. ભગવત રામચંદ્રભટ્ટ
* શ્રી. ચંદુલાલ પટેલ
* શ્રી. મુલરાજ અંજારીયા
* શ્રી. જદુરાય ખંધડીયા
* શ્રી. બેકાર
* શ્રી. નીનુ મઝુમદાર
* શ્રી. હરસુખરાય માંડલીઆ

સંપાદક:

હરિહર ત્રિવેદી

: પ્રકાશક :
કે. કે. ચીતલીયા
જયન્ત ગ્રંથમાળા
૨૩, હમામ સ્ટ્રીટ,
કોટ, મુંબાઇ.

સંવત :
૨૦૦૦

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ



જયભારત પ્રકાશન



: મુદ્રક :
માવજી દુર્લભ પટેલ,
એડવોકેટ ઓફ ઇન્ડિયા પ્રેસ
૨૧, દલાલ સ્ટ્રીટ,
કોટ, મુંબઈ.

કિંમત :
રૂ. ૩-૦-૦

# જયંત ગ્રંથમાળાનું આગામી પ્રકાશન

જીવનની ચીરાગને સદાય હસ્તો
રાખનાર બળનું નામ છે

## હાસ્ય

**અમારૂં આગામી પ્રકાશન
તમને આ વાતની ખાત્રી
આપશે.**

* * *

પૈસા, પ્રતિષ્ઠા ને પ્રિય પાત્રો પણ હોય તો ય તમને નથી લાગતું કે આનંદ વગરનું એ જીવન લુખું રહી જાય છે?

* * *

એ આનંદ મેળવવા માટે અમારૂં આવતું પ્રકાશન જરૂર મેળવો. હાસ્યની એ ગંગા-જમનામાં મસ્તીના છબછબીયાં બોલાવનાર થોડાંક લેખકબંધુઓના નામ સામે છે તે વાંચો:

- * શ્રી. જ્યોતિન્દ્ર દવે
- * શ્રી. મસ્ત ફકીર
- * શ્રી. સનત્કુમાર વીણ
- * શ્રી. રામુ ઠક્કર
- * શ્રી. ધનસુખલાલ મહેતા
- * શ્રી. ઐયુબખાન ખલીલ
- * શ્રી. નૌતમકાંત સાહિત્ય-વિલાસી
- * શ્રી. ઓલીયા જોશી
- * શ્રી. નેમચંદ ઝવેરી
- * શ્રી. કૃષ્ણ માતરી
- શ્રી. ભગવત રામચંદ્રભટ્ટ
- * શ્રી. ચંદુલાલ પટેલ
- * શ્રી. મુલરાજ અંજારીયા
- * શ્રી. જદુરાય ખંધડીયા
- * શ્રી. બેકાર
- * શ્રી. નીનુ મઝુમદાર
- * શ્રી. હરસુખરાય માંડ-લીઆ

સંપાદક:

**હરિહર ત્રિવેદી**



સ્વ. જયન્તકુમાર કમળશી ચિતલીયા

# અર્પણ

સંસારરૂપી પુષ્પોદ્યાનમાં
વિકાસ પામતાં પહેલાં જ
સ્વર્ગલોકના અનેરા પુષ્પો-
દ્યાનના આકર્ષણને વશ
થઈ ત્યાં વિકાસવાની
ઇચ્છાએ પ્રભુના ચરણોમાં
વિકાસ પામનાર કલિકારૂપ
સ્વર્ગસ્થ પુત્ર જયન્ત-
કુમારના અમર આત્માને
અર્પણ

કમળશી ચિતલીયા

# અનુક્રમણિકા

# કંઇક અંગત.



કોઈ કહેશે કે ગુજરાતમાં સાહિત્યસર્જન અને પ્રકાશનમાં વૈશાખી ભરતી આવી છે ત્યારે શા માટે અમે આ ગ્રંથમાળા પ્રગટ કરીએ છીએ? સાહિત્યના ધોધથી તો ગુજરાતને અજીર્ણ થઇ જવાનો ભય રહે છે ત્યારે અમારૂં આ નવીન સાહસ ખરેખર ઇચ્છવાજોગ છે?

આ પ્રશ્નોનો સંપૂર્ણ વિચાર કર્યા પછી જ જયન્ત ગ્રંથમાળા ગુજરાતને ચરણે ધરવાનો અમે નિશ્ચય કર્યો છે.

ગુજરાતના સાહિત્ય સર્જન અને પ્રકાશનમાં ભરતી આવી છે, તો જાગ્રત વાંચકવૃંદની ભૂખ ક્યાં જાગ્રત નથી થઇ?

એ ભૂખને સંતોષવાને માટે ગુજરાતના વાંચક સમૂહને પથ્ય, અને સાત્વિક ખોરાક મળે છે ખરો?

અમે આજે જોઇએ છીએ કે ગુજરાતનો વાંચકસમુદાય પુરતાં સાત્વિક સાહિત્ય સર્જનને અભાવે અન્ય ભાષાઓમાંથી અનુવાદિત થયલી ગમે તેવી કૃતિઓ આજે વાંચે છે.

અને પરિણામે ગમે તેવા સંસ્કારોને અપનાવે છે.

'જયન્ત' ગ્રંથમાળાના સંચાલકોનો ઉદ્દેશ આવા ભાષાંતરિયાં પ્રકાશનોથી દૂર રહીને ગુજરાતના જ જીવન અને સંસ્કાર ઝીલતી સાહિત્ય કૃતિઓ જ વાંચકવૃંદને સાદર કરવાનો છે.

પરંતુ અમારી નજર તો એથીય વિશેષ આગળ છે.

અમે જોઇએ છીએ કે ગુજરાતના અક્ષર દેહના શુદ્ધ સાહિત્યના જ અંગો આજે ફૂલીફાલી રહ્યાં છે, જ્યારે એટલાં જ મહત્વના બીજા અવયવો કરમાઇ રહ્યા છે.

શુદ્ધ સાહિત્ય સિવાયના હુન્નરઉદ્યોગ, અર્થકારણ, રાજનીતિ, દર્શનશાસ્ત્ર જેવા વિષયોને તો ભાગ્યે જ કોઇ સ્પર્શે છે. અને પરિણામ એ આવ્યું છે કે ગુજરાતનો સાહિત્ય વિકાસ એકપક્ષી થઇ રહ્યો છે.

ગુજરાતનું વાર્તા સાહિત્ય અને કવિતા સાહિત્ય ખૂબ ખબ પાંગરી રહ્યું છે, પરંતુ રાષ્ટ્રજીવનના અન્ય અંગો પ્રત્યે ગુજરાતના સાહિત્ય

ઉપાસકોની ખૂલ્લી ધૂણા જ હોય એવો આભાસ થઇ રહ્યો છે. અમે એમ નથી કહેતા કે આ દિશામાં કોઇપણ સ્થળેથી કશોજ પ્રયાસ થતો નથી. છતાં એટલું તો ચોક્કસ છે કે જે કંઇ પ્રયાસ થઇ રહ્યો છે તે સદંતર નજીવો–નહિ જેવો છે, અને એ દિશામાં અમે યથાશકિત અમારો ફાળો આપવાની ઉમેદ સેવીએ છીએ.

આ દ્રષ્ટિએ, ગ્રંથમાળાનું આ પ્રથમ પુષ્પ "પ્રભુતામાં પગલાં અને બીજી વાતો" વાર્તા સાહિત્યનું રજુ થાય તેથી વાંચકોને કદાચ આશ્ચર્ય થશે.

પરંતુ અમે એ વાત સ્પષ્ટ કરવા માગીએ છીએ કે કોઇએક ક્ષેત્રને વળગી રહેવાનો અમારો ઉદ્દેશ નથી.

સાહિત્યના ભિન્નભિન્ન અંગોની ખીલવણી પાછળ લક્ષ આપવાની અમારી ઉમેદ છે, અને એ દ્રષ્ટિએ આ પ્રથમ પુષ્પ નવલિકા સંગ્રહ તરિકે પ્રગટ કરવામાં આવે છે.

અમારા કાર્યક્રમ અનુસાર તો એક સળંગ નવલકથા, એક હાસ્ય મંજરી, ગુજરાતના આર્થિક જીવન અને હુન્નર ઉદ્યોગને સ્પર્શતા એ ત્રણ પ્રકાશનો એક વર્ષ દરમ્યાન ગુજરાતને ચરણે ધરવાની અમે ઉમેદ સેવીએ છીએ.

અમારી યોજનાની આ તો ઝાંખી રૂપરેખા છે, અને એમાં સમયાનુસાર ઘટતા ફેરફારો કરવાની અમે ઉમેદ રાખીએ છીએ, અને એ રીતે વાંચકોને ચરણે સાહિત્યનો વધુ ફાલ રજુ થઇ શકશે એવી અમારી ગણતરી છે.

હાલ તુરત તો ગુજરાતનો વાંચક સમૂહ અમારા આ નમ્ર પ્રયાસને અપનાવી લેશે એવી ઉમેદ સાથે અમે વીરમીએ છીએ.

આ પ્રકાશનના સંપાદક શ્રી. શકુન્ત રાવળનો અને આ નવલ પુષ્પને સમૃદ્ધ બનાવવામાં સહાય આપનાર લેખકબંધુઓનો આ તકે અમે આભાર માનીએ છીએ.

પ્રકાશક

**કેમળશી કરસનદાસ ચિતલીયા**

**જયન્ત ગ્રંથમાળા.**

# સંપાદકીય નોંધ.



**શું** લખું? આ નવલ પુષ્પની રસસમૃદ્ધિમાં મારો હિસ્સો ટલો છે કે લેખકબંધુઓ પાસેથી વાર્તાઓ મેળવીને, સંપાદનની ામાન્ય વિધિમાંથી પસાર કરી પ્રકાશકના હાથમાં મૂકવા સિવાય મેં ીજું કશું કર્યું નથી.

છતાં વિધિની વિચિત્રતા તો જુવો. આ પુસ્તક છપાતું હતું ત્યારે ' એક આંખ ગુમાવી બેઠો, મારા બંને હાથના સાંધા તૂટી ગયા ને તન ત્રણ ત્રણ મહિના ચાર પાંચ ઇસ્પિતાલ બદલાવતો રહ્યો. આ સ્તાવના પણ ઇસ્પિતાલને બિછાને પડયે પડયે લખાવી રહ્યો છું. ારીરિક એ ઉપાધિમાં છપાતા પુસ્તક અંગે કંઇપણ અંગત કાળજી હું ઇ શકયો નથી. ને તેથી વાર્તાઓમાં અક્ષમ્ય મુદ્રણ ભૂલો રહી જવા ામી છે. એ અંગે લેખકબંધુઓને સ્વાભાવિકજ મન દુઃખ થાય, પણ ારી અસહાયતાને ધ્યાનમાં લઇ લેખકબંધુઓ મને ને પ્રકાશકને દરગુજર રે, ક્ષમા આપે.

ટૂંકી વાર્તા પરનું આજની જનતાનું મમત્વ વધ્યું છે ને વધતું ાય છે એ ખરે જ હર્ષની વાત છે. આપણા સાહિત્યકારોએ સાહિત્યના ા રૂપને પોતપોતાની કલમે નચાવ્યું છે, ચગાવ્યું છે. એ કલમે આપણને ભૈયા દાદા' ને 'બેમી', ને 'લોહીના ડાઘ' જેવી જીવનનાં ાનેકાનેક બળોને દાખવતી વાર્તાઓ આપી છે. એવી કલમો આજ આ સ્તક પર પોતાની અવનવી ભાત ઉઠાવે છે. એ ઉઠાવની સુંદરતા તો ાચક જ પોતાની મેળે અનુભવે. વાર્તાઓની રસલ્હાણમાં વિક્ષેપ નાંખવ ટલી ધૃષ્ટતા એક સંપાદક તો ન જ કરે એ સંપાદક-ધર્મ.

મારી માંદગી અંગે આ નવલિકાઓ પરત્વે કોઇ ખાસ ક્રમ ચવાયો નથી. જેમ જેમ આવી તેમ તેમ છપાયે ગઇ છે. એટલે એક

રસમાંથી તરતજ બીજા રસમાં હનુમાન-કુદકા મારતી નવલિકાઓ માટે લેખકો ને વાંચકો મને ક્ષમા કરે.

જે જે લેખકબંધુઓએ પોતાની અમૂલ્ય કૃતિઓ મને આપીને આ ગ્રંથ પ્રકાશનમાં મદદ કરી છે તે માટે હું તે સૌનો અત્યંત આભારી છુ. અને મારા મિત્રોએ પોતાનું અંગત કામ ગણી મને ગ્રંથ-પ્રકાશન અંગે સલાહસૂચનો આપ્યાં છે, ઉત્સાહ આપ્યો છે ને ખંતથી મદદ કરી છે તેમનો આ સમયે ઉપકાર ન માનું તો નગુણો જ ગણાવને !

આજના અતિ કપરા કાળમાં આ ગ્રંથમાળા શરૂ કરવાનું સાહસ શ્રીયુત કમળસી કરસનદાસ ચિતલીઆએ શરૂ કર્યું ન હોત તો આ વાર્તા સંગ્રહ અસ્તિત્વમાં આવત જ નહીં. એમનો ઉત્સાહ ને એમની ચીવટ આ વાર્તા-સંગ્રહના પ્રકાશન માટે મુખ્યત્વે જવાબદાર છે. આ વાર્તા-સંગ્રહનું સંપાદન મને આપી મારા તરફની જે મમતા એમણે મારે માટે બતાવી છે એ માટે તો હું એમનો સદાનો ઋણી છું.

સંપાદક :

**શકુન્ત રાવળ**

એક પક્ષે હતાં

સૌંદર્ય અને સંગીત
નૃત્ય અને ગીત
ટેક અને ભકિત

બીજે પક્ષે હતાં

તપ અને તપોવન
સંહારની શકિત
અને ઉગ્ર સ્વભાવ

એમનાં મધુર
મીલનની
મહાકથા



# શંકર પાર્વતી

સાધના બોઝ * અરૂણ

દિગ્દર્શક:- ચતુર્ભુજ દોશી

## રણજીત ચિત્ર

* અજીત પ્રકાશન *

# ઓપેરા હાઉસ

દરરોજ: ૪, ૭ અને ૧૦

શની–રવી મેટીની ૧–૩૦

સુન્દર આકારનો

# નહાવા
# નો
# સાબુ







# બોસ્કો ટીરોઝ

ટીરોઝનો આકાર માતાની હથેલીમાં બરાબર ફીટ થાય છે, જેથી તે હાથમાંથી સરકી જતો નથી, અને શરીર પર ઘસતાની સાથેજ તેમાંથી ગોટેગોટ મુલાયમ ફીણ બને છે ટીરોઝનું ફીણ ચામડીને સંપૂર્ણ સ્વચ્છ બનાવીને સુંદર રાખે છે.

આજેજ એક ગોટી ખરીદો

—દરેક સ્થળે મળે છે—

## બોમ્બે સોપ ફેક્ટરી

:સ્થાપના ૧૯૦૪:

આગેવાન સાબુ તથા પરફ્યુમરી બનાવનારા

ઓફીસ અને શો રૂમ્સ:

૧૦૫, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઇ.

૨૪૫૪૭

# પ્રભુતામાં પગલાં.

## શ્રી નવલરામ ત્રિવેદી.

ઘડીઆળની એલાર્મના અવાજથી નાનકડી મેડી ગાજી ઉઠી. રંજનલાલ ઝબકીને પથારીમાં બેઠા થઇ ગયા. સાંકડી શેરીની એક સાંકડી પોળ, તેની એક અતિ સાંકડી ગલીનું જૂનું મકાન છે. તેના બીજા માળના પછવાડેના બે ખંડ એટલે જુનીઅર વકીલ રંજનલાલનું ઘર. પાછલા ખંડનો ઉપયોગ રસોડું તથા કોઠાર તરીકે થતો અને આગલો ખંડ સુવા, બેસવાના અને 'ઓફિસ'ના કામમાં વપરાતો.

રંજનલાલે આંખો ચોળી ખાલી મેડીમાં ચોતરફ નજર નાંખી. ડીટ્ઝનો દીવો ઝાંખો બળી રહ્યો હતો, અને ઝાંખો ઝાંખો પણ 'હું' આ મેડીને દિવસે સૂર્ય આપે છે તેના કરતાં અત્યારે વધારે પ્રકાશ આપી રહ્યો છું,' એમ માની મલકાતો હોય તેમ ઝબઝબ થયા કરતો હતો. સામે ભીંત પર તેમનાં કીર્તિચિહ્નો આવી રહ્યાં હતાં. "બી. એ." "એમ. એ." "એલ. એલ. બી." (પાસ કલાસ)નાં મોટાં મોટાં કાળી ફ્રેમમાં મઢાવેલાં સર્ટિફિકેટો અને ૭ ફુટ લાંબી શુક્રવારમાંથી ખરીદેલી દેવદારની અભરાઇ: જેના ઉપર નરસિંહથી ન્હાનાલાલ અને શેકસપીઅરથી શૉ લગીના પુસ્તકો ગોઠવાઇ રહ્યાં હતાં. બાજુમાં તેમનું કુટુંબ ઉંઘતું હતું. કુટુંબ એટલે

પત્ની અને પાંચ બાળકો—પાંચેય છોકરીઓ. રંજનલાલની નજર ફરતી ફરતી ત્યાં આવી અને ઠરી ગઇ. પોતાની સુખદુઃખની ભાગીઅણ ઉપર જોસથી વાગતી એલાર્મની કાંઇજ અસર થતી નથી તે જોઇ રંજનલાલ આશ્ચર્ય પામ્યા અને તેના માથા આગળ આવી ઉભા રહ્યા. કેમ જાણે કોઇ અઘરો પ્રશ્ન ઉકેલતા હોય તેમ રંજનલાલ ઉંઘતી પત્નીના સામું તાકી રહ્યા. લાંબું કપાળ, ગોળ ભરાઉ મ્હોં, નાનું તીણું નાક એ સાદા પણ આકર્ષક ચહેરાથી ચિરપરિચિત છતાં તેમાં રંજનલાલને અત્યારે કાંઇ જુદું જ ભાસ્યું. મેલાં ફાટેલાં ગોદડામાં મોં વિકાસી સુતેલાં બાળકો પર દૃષ્ટિ પડી, ન પડી, ને

તૂટયા સરખી ઝુંપડી ને, લુંટયા સરખી નાર,<br>
સડયાં સરીખાં છોકરાં,....................

એ સુદામાચરિત્રના શબ્દો તેમના કાનમાં ગુંજવા લાગ્યા. પત્નીને જગાડવાની ઇચ્છા જતી રહી, અને રંજનલાલ તરંગની લહરે ચડયા. “સુદામા મેં આ અવનીમાં લીધા બહુ અવતાર” એમ કૃષ્ણે કહ્યું છે, તો સુદામાના પણ બહુ અવતારો થયા લાગે છે. સુદામા સાન્દિપનિની નિશાળનો વડો વિદ્યાર્થી હતો, તો હું યે હતો હાઇસ્કૂલનો પહેલો નંબર: કોલેજીઅનોનો સરદાર, પ્રોફેસરોનો પ્રિય શિષ્ય. આ વિદ્યાર્થી અવસ્થામાં શું શું સ્વપ્નાં સેવતો ? દેશસેવા, જગતસેવા, સ્ત્રી ઉન્નતિ...” વિચાર-માળા અટકી. ક્ષણભર સ્તબ્ધ થઇ રંજનલાલ સુતેલી પત્નીના તરફ ફરીથી જોઇ રહ્યા, પણ તેનામાં જાગૃતિનાં કાંઇ જ ચિહ્ન જોયાં નહિ. એવોજ નસ્કોરાંનો અવાજ અને એવાજ પહોળા પથરાયેલા નિષ્ક્રિય હાથપગ. રંજનલાલની ચીડ વધી, ને સાથે વિચારમાળા પણ આગળ વધી. ધીમે ધીમે હોઠ ફફડાવતા બબડવા લાગ્યાઃ “હં ! સ્ત્રીઉન્નતિ ? એ ઉન્નતિમાંથી જ મારી આ અવનતિ થઇ. ગૃહજીવનની સુંદરતા, પ્રેમ, પ્રેમ, ને પ્રેમ, સ્વર્ગની સુંદરીઓને ઝંખતો ઝંખતો જ હું આ સુદામાની અકળ લીલામાં આવી પડયો. ‘પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં’ કવિરાજ મળે તો સંભળાવી દઉં કે, પરણવું એટલે પામરતાના પંકમાં પડવું, એમ હું જાતઅનુભવથી કહું છું. બતાવોજી, કોના અનુભવથી તમે પ્રભુતામાં પગલાંની વાત કરી હતી ? પણ ત્યારે ? ત્યારે તો લોભાયો પૂરેપૂરો. સ્ત્રી એટલે

દેવી, અબળાની આરતી ઉતારો; નારીને ન્યાય આપો; સહજીવનથી સંસારમાં સ્વર્ગ સ્થાપો–એવાં કાંઇ કાંઇ સ્વપ્નાં ગૂંજતાં હતાં ઉગતી જુવાનીના કાળમાં; ને પરણ્યો. આંખમાં એવું તો કંઇ અંજન આંજયું હતું, આ સુંદરી–સાક્ષરોએ કે પૂર્વપિછાનની જરાએ પરવા રાખ્યા વિનાજ પરણ્યો. 'અભણ છે? એ તો કોરો કાગળ; એના પર જેવું ચિતરામણ કાઢવું હશે તેવું કાઢી શકાશે.' 'ગામડાની છે ને? એ તો કુદરતની કન્યા.' કહેતો કે પુરૂષોએ સ્ત્રીઓને ઘણો અન્યાય કર્યો છે, માટે તેનું પ્રાયશ્ચિત કરવું જોઇએ. સ્ત્રીઓ કેમ અભણ, મૂર્ખ ધણીને પરમેશ્વર માનીને સંસાર ચલાવે છે? તો આપણે તો અભણ, અણસમજુ સ્ત્રીઓને સુધારી શકીએ તેમ છીએ. 'પ્રથમ મિલન'ની કવિતા કેવી ઉલટભેર બનાવી બિહારીને બતાવી હતી?

> સાંભરે છે તને વ્હાલી, આપણે એકમેકને,
> પ્હેલાં જયારે મળ્યાં ત્યારે? વીતી મીઠડી તે ઘડી.
>
> બેઠી હતી ખાટ પરે તું ત્યારે,
> ને હીંચતી'તી પગલાં ધુનાવી
>
> નપૂરનો ત્યાં ધ્વનિ જેહ થાતો,
> દેવી મીઠો તે સ્વર ભાસતો'તો.

અને બિહારીએ કહ્યું: કવિતા તો સારી છે. પણ મારાં ભાભી તો જાડાં કલ્લાં પહેરે છે. એટલે તો તેનો ધ્વનિ તને દેવી કે શેતાની કાંઇએ શી રીતે ભાસી શકે?' ત્યારે મને તેના પર કેવી ચીડ ચડી હતી? એ મોહ જ કાંઇ અજબ હતો. તેનું ગામઠી નામ 'રણીઆત' બદલી બીજું કાંઇ સંસ્કારી રાખવા કેટકેટલી નામાવલિઓ વાંચી ગયો હતો? રંજનકાન્તા, રસિકમણી, રક્તાંબરા, રસવાટિકા. એ બધું સ્વપ્ન ઉડી ગયું. "નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા" એ મોહ કેટલો નાશ પામ્યો તેનું માપ નીકળી શકે તેમ નથી...અરે બરાબર નીકળી શકે તેમ છે, એજ મહાદુઃખની વાત છે." ગંભીર ચિંતનની વચ્ચે રંજનલાલના મ્હોંપર હાસ્ય ફરકી રહ્યું. "ઘી ઢોળાયું; માપ હજી ઉભું છે. રસવાટિકામાંથી પહેલાં રસ ગયો એટલે વાટિકા રહી, અને પછી વાટિકાનું બની ગયું વાડકી. લગ્ને મને 'રસ વિનાની વાડકી' આપી, અને વાડકીએ મને નિષ્ફળતા આપી. પ્રીવિયસમાં ફર્સ્ટ કલાસ. ઇન્ટરમાં સેકન્ડ કલાસ. બી. એ. માં થર્ડ કલાસ, ચાર

વર્ષે એમ. એ., પાંચ વર્ષે એલએલ. બી—ત્રણ ડીગ્રી ને પાંચ છોકરાં. પાંચ કલાક કોર્ટમાં નિષ્કામ તપશ્ચર્યા ને છ વાગ્યાથી ટ્યુશનની રખડપટ્ટી. અધુરામાં પૂરૂં આ ઝોડ! આટઆટલી એલાર્મ વાગવા છતાં ઉંઘ જરાએ ઉડે છે? બુદ્ધિ તદ્દન મોભાગ્ર!

રંજનલાલ અત્યારે ખરા રંગમાં આવ્યા હતા. કોલેજના ડીબેટિંગ યુનિયનના તે સુરેન્દ્રનાથ કહેવાતા. એ સુરેન્દ્રપણું અત્યારે પુનઃ પ્રાપ્ત કર્યું હોય, તેમ તે તરંગોની પરંપરા ફેંકયે જતા હતા. ભાષણ કરતી વખતે પ્લેટફોર્મ પર આંટા મારવાની તેમને ટેવ હતી. તે સાંભરી આવવાથી કે ગમે તેમ પણ રંજનલાલ જે અત્યારસુધી ઉભાજ હતા, તે ધીમે ધીમે ફરવા લાગ્યા; અને ગતિમાં વધારો થવા લાગ્યો તે પ્રમાણે તેમના બબડાટનો અવાજ પણ વધવા લાગ્યો.

"એને સુધારવા પણ મે કાંઇ ઓછા પ્રયત્નો કર્યા છે? રાતે દહાડે ગમે તેમ કરી વખત કાઢી ભણાવવા માંડયું. પણ એને ભણવાની તો ઇચ્છા જ ન હતી એટલે શું ભણે? પછી થાકયો અને ધાર્યું કે હશે અક્ષરજ્ઞાનની શી પરવા છે? સંસ્કાર આપીશું એટલે બસ. ભાષણોમાં, ગરબા પાર્ટીઓમાં પ્રદર્શનોમાં લઇ જવા લાગ્યો. ત્યાં નવી જ મુશ્કેલી ઊભી થઇ. સુધરેલી સ્ત્રીઓને જોઇ તેનું મગજ ફરી ગયું." "આવી બધી ભણેલી ગણેલી, ફાડમાફવાળી ચિબાવલીઓમાં ફરનારા સારા હશે?" અજ્ઞાનરૂપી બકરૂં કાઢતાં અદેખાઇનું ઊંટ પેસી ગયું અને વાતવાતમાં વાંકું પાડી એક દિવસમાં અઢાર વખત કલેશ કરવા માંડયો. એટલે એને બહાર કાઢવાનું જ બંધ કર્યું, ત્યારે કાંઇક નિરાંત થઇ" ફરતા ફરતા રંજનલાલ પુસ્તકોની અભરાઇ પાસે આવી પહોંચ્યા. "ઉષાકાન્ત" ખેંચી કાઢી. "ભોગીન્દ્રરાવભાઇ, તમારી સરોજની ઉન્હી પૂરીઓના મોહમાં હું તો આ ટાઢી ભાખરી પામ્યો" કહી નવલકથાને જોસથી જમીનપર ફેંકી દીધી. 'કુમુદ, કુસુમ, ગુણસુંદરી": સરસ્વતીચંદ્રના ચારે ભાગો જમીન પર જઇ પડયા. "સ્નેહરાજ્ઞી શોભના." કહી કેકારવ હાથમાં લીધો.

મેં પ્રેમમાં તડફતાં મમ શાન્તિ ખોઇ,
આનંદની મધુર પાંખ ન કયાંઇ જોઇ;
હૈયું કહે જીવિત આમ જશે જ રોઇ;

"હું શા માટે રડું? રડે કલાપી, અથવા રડે આ રસ વિનાની વાડકી"

કહી 'કેકારવ' છૂટો રળીઆત પર ફેંક્યો.

"કેમ આજ આટલા વહેલા ઉઠી ચોપડીઓની ફેંકાફેંક કરવા માંડ છે ?" તેણે ઝબકીને જાગી જઇ પૂછ્યું.

"વહેલા ?" રંજનલાલે ગર્જના કરી. "જરા આંખો ફાડી જો કેટલ વાગ્યા છે તે !,,

"સાડાચાર! "

" સાડાચાર નહિ સાડાપાંચ. રસ વિનાની વાડકી !" કહી રંજનલાલે ઘડીયાળ સામું જોયું, અને વિચારમાં પડી ગયા. " આ શું સાડાચારજ વાગ્યા છે! એલાર્મ મૂકવામાં ભૂલ થઇ હશે. પાંચને બદલે ચાર પર મૂક દીધેલું, હું .........વહેવારૂ બુદ્ધિની ખામી ......માટેજ કદાચ આ વળગી રહ્યો હોઇશ." છેવટનું વાકય મોટેથી બોલી જવાયું તે સાંભળ રળીઆતે પ્રશ્ન કર્યો :

"કોને વળગી રહયા છો ? "

"તને વળી. "

"એમાં શું નવાઇ છે ? "

" નવાઇ સ્તો. તેં ઉઠીને તરત જ ઘડીયાળની સામે જોયું, ત્યારે હું તો અરધા કલાકથી જાગી ઉઠયો છું અને હજુ સુધી તું ઉઠતી કેમ નથી એજ વિચાર કર્યા કરૂં છું. "

" ત્યારે આ ચોપડીઓ તેમાં ફેંકતા હશો ?"

" કાંઇક એમજ. "

" લ્યો ત્યારે ઉઠું. તમે દાતણ કરી લ્યો, ચહા બનાવી કાઢું છું.' કહી રળીઆતે રસોડામાં જઇ ચહાનો સંચો ચાલુ કર્યો.

બે હાથ વચ્ચે માથું રાખી રંજનલાલ સ્તબ્ધાવસ્થામાં ડુબી ગયા પાંચેક મિનીટ પછી જાણે ભાન આવતું હોય તેમ હોઠ ફફડવા લાગ્યા " ઓ તારીની ! જગતમાં આમજ આંધળે બહેરૂં કૂટાતું લાગે છે. આ ન્હાનકડા બનાવમાં હું મારા જીવનનું સામ્ય કેમ ન જોઇ શકું ? રળીને લીધે મારૂં જીવન અધમ થયું, તેને લીધેજ મારી મહત્વાકાંક્ષાઓ મારે

ગઈ' એ બધી માન્યતાઓનો અર્થ શું ? આને હું કોઈ રીતે સુધારી શકવાનો નથી એની ખાત્રી તો ઘણાં વર્ષોથી થઈ હતી છતાં હું એને કેમ વળગી રહ્યો ?

પ્રમાદ ! આજે છુટું, કાલે છુટું એમ કરતાં વખત ગાળી નાંખ્યો. ત્યાં મોટા છોકરાનો જન્મ થયો. બસ હવે તો થઈ રહ્યું. હવે તો નભાવ્યેજ છૂટકો એમ લાગ્યું. પછી તો એક પછી એક બાળકરૂપી બંધન વધવા લાગ્યું. ખુબીની વાત તો એ છે કે એક બાળકનું બંધન પાંચના જેટલું જ લાગતું. અને બાળકો હતાં ત્યારે વળી જૂદું જ બહાનું બતાવતો. ત્યારે આ તો ખોટાં બહાનાં. ખરૂં શું ?.........

રળીનો વિચાર કરતાં મને હમેશાં બાળકોની યાદ આવે છે પણ તેના માટે મુખ્ય જવાબદારી કોની ! અને તેથી મુખ્ય નુકશાન થયું કોને ?

એ તો મુંગી છે, પણ ધારો કે કોઈ ચમત્કારથી તે વાચાળ બની જાય તો મને સંભળાવી દઈ શકે કે સ્ત્રીઉન્નતિની મારી ભાવનાનું પ્રેરકબળ વિષયધ્યાન હતું અને તેથી ગીતામાં કહેલ ઢોળાવવાળા રસ્તે હું સપાટાબંધ ગબડી રહ્યો હતો. વિષયધ્યાન......વિષયસંગ ...... કામ...... ક્રોધ......સંમોહ......સ્મૃતિવિભ્રમ ! રંજનલાલે વિચારમાં આંખો મીંચી દીધી.

"લ્યો આ ચહા થઈ." બન્ને આંગળીઓ અડકાડી રળીઆતે કહ્યું !

ચહાનો પ્યાલો હાથમાં લઈ રંજનલાલે મનોમંથન આગળ ચલાવ્યું. "મનમાં ઊંડી રહી રહી પેલી નારીપૂજાની ભાવનાજ કેમ આ આત્મનિંદા ન કરાવતી હોય ?"

"જો જો વિચારમાં ને વિચારમાં પ્યાલો ન ઢોળાય. પ્રભાતના પહોરમાં ધુંધવાયા કરો છો તેને બદલે મનમાં હોય તે કહી નાખો ને ?"

"કહીશ તે કાં તો તને સમજાશે નહિ અથવા ગમશે નહિ. તો પણ લેને કહું. વિચાર કરૂં છું કે તારો ને મારો સંબંધ શી રીતનો ?"

"ઋણાનુબંધ. બીજું શું વળી ?" ચહાના ખાલી પ્યાલા રકાબી લઈ ચાલી જતાં રળીઆતે મોં મચકોડી કહ્યું.

# કેશવરામ.

## શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક.

બપોર થવા આવ્યા ત્યાં સુધી પતિ ન આવ્યો, એટલે ગિરજા ફરીવાર ફળિયામાં જઈ લાંબી નજર નાંખી આવી. આજે તેણે પતિને ભાવતી રસોઈ કરી હતી, ખીર રોટલી અને વડાં. વડાં ગરમ ગરમ ખવરાવી શકાય માટે તેણે દાળ વાટીને રાખી મેલી હતી. પણ હજી કેશવરામ ન આવ્યા. તેણે વિચાર્યું કે કૂવે કદાચ ખેડુત સાથે વાત કરવા રોકાયા હશે. એ કૂવો યાદ આવતાં તેને પોતાનું પૂર્વ જીવન પણ યાદ આવ્યું. ગામમાં પેસતાં તેમણે એ કૂવે બેસી ભાતું ખાધું હતું. કેશવરામ કાશીએથી ભણીને આવ્યા અને વિદ્વાન જોઈ પિતાએ તેને ચાંદલો કર્યો ને થોડા દિવસમાં જ મામાનું નિર્વંશ જતાં આ ગામનાં ઘરખોરડાં ગરાસ આવસત્થ બધું તેમને વારસામાં મળ્યું. બન્ને ગાડામાં બેસી આવતાં હતાં ત્યાં રસ્તામાં ગામનો જ માણસ મળી ગયો. તેણે ઓળખાણ કરી, પોતાના ગામના ભાણેજ અને હવે તો રહેવા આવનાર કેશવરામ તરફ બહુ ભાવ દેખાડ્યો, સદ્‌ગત મામાનાં વખાણ કર્યાં, ગામનાં વખાણ કર્યાં, ગામમાં પહેલાં જ જાઓ છો ને ભૂખ્યે પેટે નવા ગામમાં ન જઈએ, કહી કૂવે ભાતું ખાવા બેસાર્યાં, ત્યારે તેણે કહેલું કે ગરાસ તો બહુ સારો છે પણ કોણ જાણે કેમ કોઈનો વંશ રહેતો નથી. ત્રણ પેઢીથી તો વારસો ભાણેજોને જાય છે એ હું જોતો આવું છું. કૂવો ઘણો રળિયામણો હતો. આસપાસના સૌંદર્યની ગિરજાના મન પર અદ્‌ભુત મંગળ અસર થયેલી ત્યાં આ સાંભળી તેને ઘણો આઘાત લાગેલો. અને અત્યાર સુધી તો તે સાચું પડ્યું હતું. ગિરજાની ઉંમર બહુ મોટી

નહોતી થઈ ગઈ, પણ તેની સમોવડ બેનપણીઓની આંગળીએ ત્રણત્રણ છોકરાં હતાં, ત્યારે ગિરજાને કાંઈ નહોતું. પતિનો અદ્વિતીય સ્નેહ, સુખસંપત્તિ બધું હતું છતાં છોકરાં નહોતાં. અનેકવાર તેણે પતિને ફરી પરણવા કહેલું પણ કેશવરામે તે હસી કાઢેલું. 'ન પરણો તો તમારે ભૈરવની ઉપાસના છે, અનુષ્ઠાન કરી પુત્ર માગો.' તેણે આ વાત પીરસતાં પીરસતાં, રાતે પરથારે બેસી વાતો કરતાં, કોઈવાર તેની સાથે ખેતરે જતાં, એમ અનેકવાર કરેલી. પણ સકામ ઉપાસનાથી કોઈનું સારું થતું નથી એ એક જ જવાબ તેણે હંમેશાં આપેલો. આમ અનેક કોડથી આશાનિરાશા વચ્ચે ઝોલાં ખાતાં તે ત્રણે કાળમાં ફરતી હતી. પતિને અનુષ્ઠાન માટે ફરી વિનવવા તેનામાં અજ્ઞાત સંકલ્પ પણ થયો. એટલામાં દૂરથી તેણે કેશવરામનાં પગલાં સાંભળ્યાં. ઊભી થઈ સામે જાય છે એટલામાં કેશવરામ ઘરમાં આવ્યો. તમારે માટે ક્યારની રાહ જોઈ વડાંની દાળ લઈ બેઠી રહી છું એ વાક્ય પૂરું બોલે તે પહેલાં તો કેશવરામે કહ્યું: "હું માત્ર દૂધ જ લઈશ. હું ઉપર જાઉં છું. તું ત્યાંથી આપણી પથારીઓ ઉપાડી નીચે લઈ આવ. તું નીચે જ સૂજે. મારાં પંચપાત્ર, દર્ભાસન, કુંડ, નીચેથી થોડાં અડાયાં છાણાં, પંચગવ્ય, મધ, જવ, તલ, સમિધ, થોડા ઘઉં, અડદ, મારો મોટો પાટલો, બધું ઉપર મેલ. કોઈને ઉપર આવવા દઈશ નહિ. તું પણ ઉપર ન આવતી."

"કેટલા દિવસ?"

"અગિયાર દિવસ."

પતિએ જમવાની વાત ઠેલી તે ગિરજાને ગમ્યું નહિ, પણ અનુષ્ઠાન કરી પોતાની કામના પૂર્ણ કરશે એ આશાએ એ કાંઈ બોલી નહિ. પોતાને માટેજ અનુષ્ઠાન થાય છે એવી લગભગ ખાત્રી છતાં તેને પૂછવાનું મન થયું, પણ કશું પૂછી શકાય એવો કેશવરામનો સ્વભાવ નહોતો. એક વાત મનમાં આવે પછી તેનું મન શિકારી કૂતરો શિકારની ગંધે દોડે એટલા વેગથી દોડતું. જે કંઈ વસ્તુ તેની હડફેટમાં આવે તે પડી જતી. એટલે ગિરજાએ કંઈ પણ પૂછ્યા વિના પોતાની આશામાં જ બધી તૈયારી કરવા માંડી.

પણ ઉપાસનાના ત્વરિત નિર્ણયનું કારણ જૂદું જ હતું. કેશવરામ સવારે સંધ્યાપૂજાથી પરવારી હોમને માટે સમિધ લેવા ગયો હતો. સમિધ

લાગ્યું પાછો ફરવાનો વિચાર કરતો હતો ત્યાં દૂર તેણે પોતાનો દૂરનો મામો રાઘવ ભટ્ટ દીઠો. તે ઔષધનાં મૂળિયાં લેવા આવેલો હતો.

"કેમ, આટલા દહાડાથી દેખાતા નથી?

"કેમ દેખાતા નથી, તે નથી જાણતો? અજાણ્યો થઈ ને મને પૂછે છે! આ તો ઠીક છે એકલ ગામમાં રહો છો એટલે નભે છે, પણ અમારાથી તો કોઈ ને મોં પણ બતાવાતું નથી."

"કેમ મામા, આમ બોલો છો? એકલ ગામમાં છું તેમાં કોઈનું શું ગયું?"

"અલ્યા, મારી પાસે પાછો ચાલાકી કરે છે?"

"મામા, ખરેખર કશું નથી જાણતો!"

"નથી જાણતો, તે નહિ આ નન્દીગઢના રાજાને ત્યાં મોટો યજ્ઞ થયો તેમાં આમન્ત્રણ મળ્યું હોય? નાતમાં ઘર દીઠ આમંત્રણ હતું. તને હતું?"

કેશવરામ તેને માંડમાંડ સમજાવી શક્યો કે પોતે કશુંજ જાણતો નહોતો અને ત્યારેજ તેણે 'આવો અહીં બેસીએ' કહી ઝાડ નીચે બેસી વાત કરવા માંડી.

"મહારાજાએ અને દિવાને કોઈને ટાળવો નહિ કહી, ઘરદીઠ એક બ્રાહ્મણ તો ગમે તેવો અભણ હોય તોય બોલાવવો એવો નિશ્ચય કર્યો. સાથે કીલાભટ હતા, હું હતો, એમ એક બે વિદ્વાન બ્રાહ્મણો હતા. કીલાભટે ટાપશી પૂરી કે હા, અભણ હશે તોય છેવટ માળા ફેરવશે ને છાણું ભાંગવામાંથી નહિ જાય. તું જાણે છે તો ખરો, એને વાત કેવી કરતાં આવડે છે. પછી મુખ્ય કામ કરવા કોને કોને બોલાવવા એ વાત નીકળી, ત્યારે તારૂં નામ આવ્યું. ત્યારે કીલાભટે કહ્યું: "મહારાજ બોલાવવો હોય તો બોલાવો. હા, વિદ્વાન છે, કાશીએ જઈને ભણી આવ્યો છે, ઘેર આવસત્થ છે, ઘડીભર ગમે એવા વિદ્વાનનેય કાન પકડાવે એવો છે, પણ એને બોલાવશો તો બીજા કોઈ બ્રાહ્મણો ઊભા નહિ રહે. પછી તમારે કરવું હોય એમ કરો." દિવાને પૂછ્યું, "કેમ એમ કહો છો મહારાજ?" તો કહે, "મહારાજ, પૂછવામાં માલ નથી. ગમે એવો તોય બ્રાહ્મણનો દીકરો છે. એના ઘરમાં પાંચ પૈસા જશે તો હુંય રાજી છું, પણ આ તો યજ્ઞનું

કામ રહ્યું એટલે કહું છું." "પણ કારણ શું?" કહો કહો એમ સૌએ કહેતાં કહે, "મહારાજ, બ્રાહ્મણના દીકરાનું મારી પાસે શા સારૂં બોલાવો છો?" મારો બેટો એમ કહી કહીને વાતનો કસ ચઢાવતો જાય હોં, અને પછી કહે, "વાત તો એમ બની કે એક દિ સવારમાં નદીએ નાહીને ઘર તરફ જતો હતો. હાથમાં મોટો લોટો, ખભે ધોયેલાં બે ત્રણ કપડાં લઇને ગામ વચ્ચે થઇને જતો હતો. પાછળ પાછળ એક વાઘરણ ચાલી જાય. તે ચોરા આગળથી વળીને જાય છે એવો વાઘરણે પડકાર્યો. 'મહારાજ, મારૂં કાપડું આપતા જાઓ કે, ક્યારની કહું છું સાંભળતા નથી! 'એ...ચોરાના ગરાસિયાએ સાંભળ્યું. ને ઝાઝું કહેવામાં માલ નથી. ખભે ધોતિયાં હતાં એ ઉકેલ્યાં તો મહીંથી ડબક દેતુંને કાપડું નીકળી પડ્યું! મહારાજ કાનને દોષ છે હોં, હું કાંઇ નજરે જોવા નથી ગયો."

કેશવરામ હાથમાં સળી લઇ જમીન ઉપર લીટા કાઢતો કાઢતો સાંભળતો હતો. તેણે સામું જોયું! "મામા, તમે પણ કાંઇ ન બોલ્યા?" "પાછો એવું બોલે છે? ફીલાભટ બોલતા હોય ને મારાથી વચમાં બોલાય? દરબારમાંથી મારો પગજ કાઢી નાંખે ના! ઇ તો લાગે આવ્યું લાકડું સૌ ભાંગે. તેં આ ગરાસ ન લીધો હોત તો એને જાત ને! હું તો કહેતો હતો કે એવું ઉછેદિયું લેવામાં સાર નહિ."

કેશવરામે કહ્યું: "મામા એને એકલાને ન જાત, તમનેય જાત. બન્ને સરખી પેઢીએ થાઓ ના!" રાઘવભટ્ટ જરા ગભરાયો ખરો. "બાળા, આવું બોલે છ? તને વાત કરી ત્યારે મને વળગછ? દુનિયામાં કોઇને કહ્યામાં સારજ નથી. લે મોડું થાય છે. હું હવે જઇશ. પણ બાળા, બ્રાહ્મણના દીકરાનું ભૂંડું બોલે એનું સારૂં ન થાય. એમ કહેતો જાય, ને બોલતો જાય હોં"

"તે મામા એનું નહિજ સારૂં થાય. અને હવેથી તમે સુખેથી એનો ને મારો બન્નેનો ગરાસ ખાજો."

"અલ્યા, તું તો સમજતોજ નથી. આ તો મારે મોઢે બોલ્યો એ બોલ્યો, બીજાને કહીશ, તો લોકો કેવા છે?—અહીંનું અહીં સળગાવે ને બે ઘડી જુએ." કહી ભટ્ટજી નાઠા તે સામું જોવા ઉભા ન રહ્યા. પણ એ પોતેજ અહીંનું અહીં સળગાવે એવા હતા. ફીલાભટને મળીને

કેશવરામે તમારૂં સારૂં નહિ થાય એમ કહ્યું છે અને તે સંબંધી અનેક તર્કો કહી આવ્યા ત્યારેજ તેમને જંપ વળ્યો.

નવ દિવસ સુધી. મોટા પરોડે ઉઠી, કેશવરામ, નદીએ જઇ સ્નાન કરી આવે, તે સિવાય નીચે ઉતર્યોજ નહિ. હમેશાં ગિરજા બપોરના દાદર ઉપર ઉભી રહી ઉંચો હાથ કરી દૂધ મૂકી જાય અને પહોરેક પછી લઇ જાય તે સિવાય તે પગથિયાં ઉપર પગ પણ મૂકતી નહિ. દસમે દિવસે તે બે વાર દૂધનો પ્યાલો લેવા ચડી પણ દૂધ જેમનું તેમ પડેલું હતું. બપોરે ગાય વહેલી દોહી તે ફરી તાજૂં દૂધ મૂકી આવી, તે ઠેઠ રાતે અર્ધું પીધેલું પાછું લઇ આવી. અગિયારમે દિવસે તો રાત સુધી દૂધ પીધા વિનાનુંજ પડેલું મળ્યું. ગિરજાને ઊંઘ ન આવી. ઉપર કેશવરામ જાગતોજ હતો. જુદાં જુદાં દ્રવ્યો હોમાયાની વાસ આવ્યાજ કરતી હતી. ગિરજા મધરાતે ફરી દૂધ જોવા ધીમેથી દાદર ચડી. ધીમેથી હાથ ઊંચો કરી દૂધના વાસણને અડાડવા જાય છે ત્યાં તેણે કેશવરામનો અવાજ સાંભળ્યો.

"કીલાભટ્ટને એનું જુઠ્ઠાણું રૂંવે રૂંવે ફૂટી નીકળે. અને એ રીબાઇ ને મરે. હવે બસ. જા અદશ્ય થા."

ગિરજાએ સાંભળ્યું. ઉપરથી વજ્ર પડ્યું હોય એમ તે દાદરથી લથડીને ધબ્બ દઇને નીચે પડી. કેશવરામે દોડતાં દાદર ઉતરી તેને ખોળામાં લીધી. મોંએ, શરીરે પંપાળી, ધીમેથી નીચે મૂકી, પાણી લાવી, ફરી ખોળામાં લઈ તેના મોં પર ધીમો પાણીનો છંટકાવ કર્યો. ધીમે ધીમે ગિરજા શુદ્ધિમાં આવી. તેણે આંખો ઉઘાડી અને જાણે કોઇ અજાણ્યાને જોતી હોય તેમ કેશવરામ તરફ જોયું. કેશવરામે ફરી પંપાળી આશ્વાસન આપ્યું. અને બરાબર શુદ્ધિમાં આવી ત્યારે તેને પૂછ્યું : "કેમ અંધારાં આવ્યાં ? બરાબર ખાતી નહિ હો."

"તમે માગી માગીને આવું માગ્યું ?"

"અરરર, તું સાંભળી ગઇ ? મેં તને ના પાડી હતી તો પણ ઉપર આવી ?"

"બે દિવસથી તમે દૂધ પીતા નહોતા. તમે પીધું કે નહિ તે જોવા આવી હતી. ત્યાં મેં આ સાંભળ્યું."

"ભુંડું થયું અલી ! હું કંઇ ધારતો હતો ને કંઇ થઇ બેઠું. તને એ શું સૂઝયું ?"

ગિરજા બેબાકળી બની ગઈ. એ ધ્રૂજતા, જરા લાંબા દેખાતા, હાથ ઉંચા કરી કેશવરામને ગાલે અડાડી તે બોલી: "શું થઈ ગયું? કહો, તમને કંઈ થશે?"

"ના, ના, મને તો કશુંજ નથી થવાનું."

"ના, તમે નથી કહેતા. મારાથી છૂપાવો છો. તમને કંઈ નથી થવાનું ત્યારે એવું શું ભૂંડું થવાનું છે તે કહો."

"કહું છું કંઈ નથી. કશું કહેવા જેવું નથી."

"મારા સમ કહું છું. મને ચિંતામાંજ મારી નાંખવા ધારી છે કે શું? કહું છું કહો, નહિ તો અન્નજળ તજીશ."

"એમ ન કર, જો કહું. ભૈરવ પાસે કોઈનું મૃત્યુ માગ્યું હોય એ જે બીજું સાંભળે તે પણ મરે. હું નહોતો કહેતો કે સકામ ઉપાસના કરે તેનું સારૂં ન થાય!"

"હું મરૂં એજ તમને અનિષ્ટ થાય એ જેવું મારે બીજું કશુંય નહિ. પણ તમે આટલાં વરસ મારે માટે અનુષ્ઠાન ન કર્યું, તે આવા કામ માટે કર્યું, હેં?"

કેશવરામે બહુજ વહાલથી ચુંબન કરી કહ્યું: "બહુ કાળ ચઢ્યો, અલિ! રહેવાયું નહિ." અને પછી રાઘવભટે કહેલી બધી વાત કહી. એ કહેતાં કહેતાં પણ તેના મોંમાંથી ફૂંફાડાની પેઠે શ્વાસ નીકળતો હતો. બધું કહી રહ્યા પછી તેણે કહ્યું: "બોલ, તારા સ્પર્શવાળા અંગથી હું બીજી કોઈનો સ્પર્શ કરૂં? એ હું કેમ સહન કરૂં?"

"અરે મારા ભોળા બ્રાહ્મણ! મને કહેવું તો હતું. હુંય કેવી બેવકૂફ કે તમને પૂછ્યું નહિ. તમે મને આ વાત કહી હોત તો કદી તમને આ કામ ન કરવા દેત. થયું, થવા કાળ. પણ હવે જુઓ. હું તો ચાલી. અને મારા જીવતાં મારૂં કહ્યું નથી કર્યું પણ મારા મૂવા પછી બીજી પરણજો. ને મારા જેવીજ તેને સુખી કરજો. ત્યાં રહી રહી યે તમને છોકરૂં જોઈશ તો રાજી રાજી થઈ જઈશ." ગિરજાએ સૂતાં સૂતાં કેશવરામને ગળે હાથ નાંખ્યો.

"આવાં મિથ્યા સ્વપ્નાં શા માટે સેવે છે? મારા કે તારા ભાગ્યમાં પ્રજાજ નથી."

"એવું ન બોલશો." પછી ખોળામાં રહ્યાં રહ્યાંજ જરા ઉંચાં થઇ કાનમાં કહ્યું." જો આ અનુષ્ઠાન ન કર્યું હોત તો આજ પછીથી મેં તમને અનુષ્ઠાન કરવાનું અમુક વખત તો નજ કહ્યું હોત." થોડો વખત સામું જોઇ રહીને, "આ દસ દિવસમાં મને ખબર પડી."

કેશવરામ આ સ્ત્રીનો અગાધ પ્રેમ, સ્વાર્પણ, પ્રસન્નતા, સર્વ જોઇ ચકિત થઇ ગયો. પોતે સ્ત્રીને રાજી કરવા અનુષ્ઠાન તો ન કર્યું, પણ સ્વાભાવિક રીતે તેની જે આશા ફળવાનો સંભવ હતો તે પણ તેણે આ અનુષ્ઠાન કરીને છેદી નાંખ્યો! અને છતાં એ એટલાજ પ્રેમથી જીવે છે. અને પોતે મરશે, તેમાં પણ હર્ષ પામે છે! તેને ચૂપ જોઇ ગિરજા ફરી બોલી: "કેમ બોલતા નથી? તમારૂં ભાખેલું ભવિષ્ય ખોટું પડે તેમાં આટલા મૂંગા થઇ ગયા! મને વચન આપો કે પરણશો."

કેશવરામે કહ્યું: "જો તું કહે છે ત્યારે કહું છું. તું મરીશ એ નક્કી છે, અને તે પછી હું સંન્યાસ લઇશ એ પણ નક્કી છે. હું તો એમ માનતો હતો કે હું મરીશ, પણ દેવને મારૂં ખરાબ કરવું હોય તો તો ખરેજ તને મારીનેજ કરે. પણ આમ થાય કે તેમ થાય, હું રાઘવભટ્ટને કહેતો આવ્યો છું, કે મારો ને એનો બન્નેનો ગરાસ તમને મળશે. એ સાચુંજ પડશે."

"મારા ભલા બ્રાહ્મણ! તું આટલો ભલો ભોળો છે, ને તારામાં કોણ જાણે ક્યાંથી આટલો કાળ ભર્યો છે."

"ખરેખર, ભાગવતમાં ક્રોધને ચાંડાલ કહ્યો છે, તે ખરૂં છે!"

"ત્યારે ખરેખર આનો કાંઇ ઉપાય નથી? એને કાંઇ રીતે બચાવી ન શકો?"

"હું પોતે મરીને પણ નહિ જ." — ખોળામાં સૂતી સૂતી ગિરજા ચમકી ઉઠી. તે બેઠી થઈ, ત્યારે તેને સમજાયું કે તેને ઘણોજ થાક લાગ્યો છે.

કીલાભટ્ટ રાજવૈદ્ય હતો. ત્રણ પેઢીથી તેનું કુટુંબ રાજકુળનું વૈદું કરતું. તેમણે રસ એટલે પારો સિદ્ધ કર્યો છે એમ મનાતું. મોટા અસાધ્ય રોગો વખતે એને બોલાવતા. કેશવરામના અનુષ્ઠાન પછી થોડાજ દિવસમાં એક પડોશના રાજાની આંગળી પાકી, આંગળી પર ચાંદું પડ્યું. તેના વૈદ્યોની

સારવારથી એ મટ્યું નહિ. અને ત્રણ વૈદ્યોમાંથી એની સલાહ ઝીલાભટ્ટને બોલાવવાની પડી. ઝીલાભટ્ટ મોટા ઠાઠમાઠ સાથે આવ્યા, અને પોતાના સિદ્ધ કરેલા પારાની વાત કરી. પેલા મતભેદવાળા વૈદ્યે કહ્યું કે પારો મરે છે એ વાત ખોટી છે, પારો સોનું ખાય છે એ વાત ખોટી છે. અને પારો વિષજ છે. આ રોગમાં એની જરૂર નથી. ઝીલાભટ્ટે ત્રણ પેઢી ઉપર સિદ્ધ કરેલો પારો પોતાના ઘરમાં છે અને તે રોગીને તો વિષ નથીજ પણ સાજો માણસ પણ તે ખાઈ શકે, એમ પ્રતિજ્ઞા કરી. એટલુંજ નહિ, ચડાઉપણે કહ્યું કે આમાં વિવાદ શો ? જૂના સમયમાં રાજકુળમાં વૈદ્ય જે દવા આપતો તે પોતે ખાઈ બતાવતો, તો હું ખાઈ બતાવું; એટલુંજ નહિ, તમારા દેખતાં કહું છું કે મહારાજાને આપવાની માત્રા એ જુઓ આટલી છે, અને એ આપતા પહેલાં જુઓ હું તેનાથી દસગણી માત્રા આંઢીં તમારા દેખતાં લઉં છું અને બધા હાં હાં કરતા રહ્યા અને પોતે પાણી મગાવી દસગણી માત્રા પેટમાં ઉતારી ગયા. પણ સાંજેજ તેમની તબિયત બગડી એટલે રાતોરાત નન્દીગઢના રાજ્યે મને બોલાવ્યો છે કહી પોતાને ગામ પહોંચી ગયા અને તરતજ પારાના ઉતારની દવા શરૂ કરી. તેમ છતાં પારો તો ઊડયોજ. ઝીલ્લાભટે એક બાજુ ખાનગીમાં વિષની પ્રતિક્રિયા માટે બધા ગ્રંથો જોવા માંડયા, અને બીજી બાજુ પારો તો બરાબર સિદ્ધ કરેલો, ત્રણ પેઢીના અનુભવનો હતો, કદી ઊડે જ નહિ, આ તો સર્વ કેશવરામની ઉપાસનાનાં ફળ છે, એમ જાહેરમાં વાતો કરવા માંડી. જેમ જેમ વિષનાં ચિન્હો પ્રત્યક્ષ દેખાવા માંડયાં તેમ તેમ તેમણે એ વાતો વધારે ઝનૂનથી કરી. તેમને ત્યાં સાંજ સવાર મોટો ડાયરો જામતોજ, અને આ દરદથી ડાયરાની સંખ્યા વધતી જતી. અને સાંભળનારા વધતા, તેમ તેમ તેમની પોતાની વાતની પ્રતીતિ અને તેનું કથન વધારે વધારે ઉત્સાહ અને વેગથી થતું જતું હતું.

પણ અંતે તો ભયંકર ચિહ્નો દેખાયાં. દિવસ આખો મોંમાંથી તપેલાં ને તપેલાં ભરાય એટલી લાળ ગળ્યા કરતી. દાંતનાં પેઢાં સૂણીને એવાં થઇ ગયાં કે મોં ઓળખાય નહિ. લાળ ગંધાવા માંડી; શરીર આખે ચાંદાં પડી ગયાં; તદ્દન અપંગ થઇ ગયા. રૂના પોલમાં શરીર રાખવું પડે એટલું આળું થઈ ગયું. ઘેર આવતો ડાયરો તદ્દન પાતળો પડી ગયો. એટલે રોગને પણ જે એક ઉત્સાહ હતો તે ઓસરી ગયો. છતાં ઝનુન વધતું ગયું અને એક સાથે

પારાની સિદ્ધિ અને કેશવરામનું પાપ સાબીત કરવાનો એમણે એક ઉપાય શોધી કાઢ્યો. તેમને ખાત્રી હતી કે હવે એક બે દિવસમાં મરી તો જવાશે જ. એટલે એમણે કેશવરામને આંગણે મરીને તેને બ્રહ્મહત્યા દેવાનો નિશ્ચય કર્યો.

સવારનો પહોર હતો. કેશવરામ નિત્યનિયમ પ્રમાણે નદીએ ન્હાવા ગયો હતો. ગિરજાને કચડપાપડ રહ્યા કરતું. તે ક્ષીણ થઈ ગઇ હતી. તે જરા મોડી ઊઠી એટલે બેસી શાન્તિથી દાતણ કરતી હતી. તેટલામાં બે ભોઇઓએ ઉપાડેલો મિયાનો આવ્યો. કોઇ રાજનું તેડું હશે એમ વિચાર કરતી ગિરજા જોઇ રહી હતી ત્યાં અંદરથી કોઇ વિલક્ષણ પ્રાણીના જેવો મોટો અવાજ થયો. ભોઇઓએ મિયાનાનાં બારણાં ઉઘાડયાં અને અંદરથી લોહીમાંસના લોચા જેવું શરીર બહાર નીકળ્યું. જોતજોતામાં ચીસો પાડતું તે પાસે આવ્યું. તે ચાલીને આવ્યું કે દડીને આવ્યું તે પણ સમજાય નહિ એવી રીતે આવ્યું. કોઇ જૂના ઘર ઉપરથી ગારનાં પોપડાં ઠેકાણે ઠેકાણેથી ઉખડી જાય અને અંદરની ગાબડાં પડેલી ભીંત દેખાય, તેવું તેમનું શરીર દેખાતું હતું: જાણે ભગવાન લોહીમાંસ મજ્જાનું શરીર બનાવી તેને ચામડાથી મઢવાનું જ ભૂલી ગયા હોય એવું દેખાતું હતું. શરીરમાં માત્ર આંખો ઉપરથી મોઢું છે એમ ઓળખાય એવું રહેલું હતું. બાકી લોહીમાંસના પીંડા જેવુંજ હતું. કીલાભટ્ટને મનુષ્યની વાચા નહોતી, મનુષ્યનું મુખ નહોતું, મનુષ્યની આકૃતિ નહોતી, અને હવે તો મનુષ્યનું માનસ પણ નહોતું. માત્ર કેશવરામને શાપવાની એક ઝનુની ઇચ્છાથી તેનું પીંડ એ દિશામાં ઉછળ્યું, એણે માથું કૂટયું, લોહી નાખ્યું, તે પછડાયું અને પછી ત્યાંજ નિર્જીવ થઇને પડયું.

ગિરજા તો આ ભયંકર દૃશ્ય જોઇનેજ બેભાન જ થઇ પડી. થોડી વારે કેશવરામ આવ્યો. તેણે એક તરફ મિયાનો,—ભોઇઓ તો ચાલ્યા ગયા હતા—અને મિયાના પાસે કીલ્લાભટ્ટનું મરેલું પિંડ, અને બીજી તરફ ગિરજાને બેભાન પડેલી જોઇ. તે બધું સમજી ગયો. તે તરતજ ગિરજાને ઉપાડી ઘરમાં લઇ ગયો અને તેની સારવાર કરી. બીજી તરફ પાડોશમાં કોઇને કહી ગામના બ્રાહ્મણોને બોલાવ્યા અને બાઇઓને બોલાવી ગિરજાની સંભાળ રાખવા કહી પોતે શબને અગ્નિદાહ દીધો. અને કીલ્લાભટ્ટને પણ કોઇ નજીકનું નહોતું એટલે કેશવરામે પોતેજ તેની સર્વ ઉત્તરક્રિયા કરી.

ગિરજા શરીરે ક્ષીણ થતીજ ચાલી. આંગણામાં જોયેલું કીલાભટ્ટનું

અંતિમ દૃશ્ય તે કદી ભૂલી શકી નહિ. કેશવરામે એ આભાસથી તેને મુક્ત કરવા પરગામ જઈ રહેવા કહ્યું, પણ તેણે માન્યું નહિ: "જિંદગીનાં સુખીમાં સુખી વરસો જ્યાં મળ્યાં છે તે જગા છોડીને નહિ જાઉં" અને હવે મરવાની છું ત્યારે તો આ મારા ઘરમાંજ મરીશ." અંતે કેશવરામના અનન્ય પ્રેમને દેહ સુધી ભોગવતાં તેણે પ્રાણત્યાગ કર્યો.

અલબત કેશવરામને ઘણું દુઃખ થયું, પણ ગિરજાની તે સંભાળ લઈ શકયો અને ગિરજા એટલા પ્રેમથી દેહ સુધી પ્રસન્ન રહીને ગઈ, એમાં એને સાન્ત્વન પણ ઘણું મળ્યું. તેણે હવે કંઈ મૃદુ થયેલા મનથી, મહેણાથી નહિ પણ કેવળ સૌજન્યથી પોતાનો ગરાસ રાઘવ ભટ્ટને સોંપ્યો અને પોતે સંન્યાસ લઈ નર્મદા કિનારે અજ્ઞાતવાસમાં રહેવા માંડયો.

એક વિદ્વાન તરીકે અહીં તેની કીર્તિ થઈ પણ તે કીર્તિનો પણ નિઃસ્પૃહ થઈ રહેતો હતો. તેને બધી વાતની શાંતિ હતી. માત્ર કીલોભટ્ટ ગમે તેવો દુર્જન હતો છતાં તેનું એવું ભુંડું મૃત્યુ તેણે આણ્યું એનો પશ્ચાત્તાપ તેને સતત રહેતો.

સામાન્ય રીતે અહીં તેને પૂર્વજીવનના સંસ્કારોનું કદી ઉદ્બોધન-નિમિત મળતું નહિ. ઘણે વરસે એક જુવાન બ્રાહ્મણ આવ્યો અને તેણે કેશવરામ—હવે તો સચ્ચિદાનંદ સરસ્વતી—ને પ્રણામ કર્યા અને એકાન્ત જોઈ પ્રશ્ન પૂછયો કે પૂર્વાશ્રમના કેશવરામ આપ જ? હા કહેતાં તેણે અત્યન્ત આજીજીથી ભૈરવના ઇષ્ટમંત્રની દીક્ષા માગી. કહે છે કે મૃત્યુસમયે માણસના મનમાં તેનું આખું જીવન એક ક્ષણમાં ચિત્રની પેઠે પસાર થઈ જાય છે. કેશવરામને તેમજ થયું. તેનું ગત જીવન તેની નજર આગળથી પસાર થઈ ગયું. તેને નવાઈ લાગી કે આટઆટલા પશ્ચાત્તાપ છતાંએ મંત્ર તે કેટલા લોભથી અને મમતાથી સાચવી રહ્યો હતો. માલ મિલકત, પત્ની, પ્રેમ, કીર્તિ સર્વનો મોહ છોડયા પછી પણ આ અદ્વિતીય શક્તિનો મોહ તેને છૂટયો નહતો!

એક દીર્ઘ શ્વાસ લઈ તેણે એક સેવક સાથે પંચપાત્ર, આચમની, દર્ભ અને થોડુ પાણી મગાવ્યાં. પેલો આગન્તુક પોતાને મંત્રદીક્ષા મળશે એ આશાએ વધારે નમ્ર અને આતુર બની બેઠા. મગાવ્યા પ્રમાણે બધું આવ્યા પછી સચ્ચિદાનંદે તરભાણામાં પાણી રેડી, દર્ભનો ત્રણ આંગળનો

ટુકડો કરી, તેના અગ્રથી પાણીમાં એક આકૃતિ દોરી, મંત્ર ભણી એ દર્ભનો ટુકડો, એ આકૃતિને સમર્પતો હોય તેમ, તેના પર મૂકયો. અને એ ક્રિયાની જાણે કૃતકૃત્યતા ભોગવતો હોય એમ બે ઘડી એ સ્વસ્થ બેસી રહ્યો. થોડીવારે પેલો આગન્તુક ફરી પ્રાર્થના કરવા "સ્વામીજી" એટલુંજ કહે છે એટલામાં સ્વામીએ કહ્યું: "તારા દેખતાં જ મે એ મંત્ર વિસર્જન કર્યો."*

"વિસર્જન કર્યો?"

"હા, અને બચ્ચા, મારું માન તો એ માર્ગે ન જતો. એ નાશનો માર્ગ છે."

"પણ સ્વામીજી મારા જીવનનું એ એક મહાન ધ્યેય છે!" સ્વામીએ પોતાનું આખું પૂર્વજીવન કહ્યું અને છેવટે કહ્યું: "માણસે માણસની શક્તિથી જ કામ કરવું જોઇએ. પોતે દિવ્ય થયા વિના દિવ્ય શક્તિ નહિ લેવી જોઇએ."

"પણ આપે કેમ જાણ્યું કે હું પણ એ શક્તિનો દુરુપયોગ કરીશ જ? હું સંયમ કેમ જાણ્યું નહિ રાખી શકું?"

"તું બાળક છે. પોતાના લાભ ઉપર સંયમ રાખવો સહેલો છે. બીજાનું ભુંડું કરવાની વૃત્તિ ઉપર સંયમ રાખવો વધારે અઘરો છે."

પણ પેલો સાંભળતો જ નહોતો. હવે તે નિરાશ થયો હતો અને તેની સાથે તેની ધીરજ અને કેશવરામ માટેનું આદરમાન સર્વ ચાલ્યાં ગયાં હતાં. તેણે કહ્યું: "કંઇ નહિ. કાશીમાં આપના ગુરુભાઇ છે તેમની પાસેથી હું મંત્ર લઇશ." તે ચાલ્યો ગયો.

સચ્ચિદાનન્દ સરસ્વતી એક હાથ પાછળ મૂકી, તેના પર અઢેલી કેટલીય વાર તેને જતો જોઇ રહ્યા. ઓલવાતા ધૂપની છેલ્લી પાતળી સેર થોડીવાર દેખાઇ વાતાવરણમાં અદૃશ્ય થઇ જાય, તેમ તેમના મનમાં ઊઠે વિચાર સ્ફુરી અદૃશ્ય થઇ ગયો: "એક દિવસ મેં પણ આમજ માનેલું હતું!"

* મંત્ર વિસર્જન કર્યા પછી એ કોઇને આપી શકાતો નથી. અને તેનાથી ફરી સિદ્ધિ પણ થતી નથી એવી માન્યતા છે.

# સુરભિ.

## શ્રી ગુલાબદાસ બ્રોકર.

બહાર રસ્તા ઉપર પગલાંનો અવાજ સંભળાતાં સુરભિ દિવાનખાનામાંથી દોડી અને કંપાઉંડના દરવાજા આગળ પહોંચી ગઇ. માળી જેવા લાગતા કોઇ માણસને ચાલી જતો જોઇ જરા મોં મચકોડી તે ફરી પાછી ઘરમાં દાખલ થઇ ધબ દઇને સોફા ઉપર બેસી ગઇ.

અનેક પરસ્પરવિરોધી વિચારોની રેખાઓએ તેના નાના રમણીય ચહેરાને ભરી દીધો.

તે બહાર દોડી ગઇ ત્યારે પીવાયા વિનાનો પ્યાલો સોફાની બાજુની ટિપાઇ ઉપર પડયો હતો. જરા સ્વસ્થ થઇ, ટટ્ટાર બેસી, બન્ને હાથેથી પગ પાસેની સાડીને જરા સરખી કરી સુરભિએ એ પ્યાલાને ટિપાઇ ઉપ-રથી ઊંચકયો અને પોતાને હોઠે અડાડયો.

ઓષ્ટ ઉપર તેનો સ્પર્શ થતાં જ જાણે કોઇ સ્પર્શસ્મૃતિ તાજી થતી હોય એવી એની મુખમુદ્રા બની રહી. પાણીનો પ્યાલો ઓષ્ટને અડી જ રહ્યો અને તેની આંખો મિંચાઇ ગઇ. સ્મરણરથ એ પળોમાં તો એને એ સોફા ઉપરથી, એ ઘરમાંથી ઉપાડી કોઇ બીજી જ જગ્યાએ લઇ ગયો. મીંચેલી આંખોએ પણ કોઇ નવું દૃશ્ય જોયું હોય તેમ પળવારમાં તો તેનું મુખ સ્મિતથી ભરાઇ ગયું, ઉભરાઇ ગયું.

પણ એ પળ એક જ. બીજી પળે તો તેનું મુખ સખ્ત બની ગયું, તંગ બની ગયું. તેણે ઓચિંતાંજ આંખો ઉઘાડી અને એક ઘૂંટડે જ બધું પાણી પી ગઇ.

"નિર્લજ્જ, નફફટ, એને શરમ પણ ન લાગી? બીક પણ ન લાગી?" તે ધીમેકથી બબડી.

સુરભિ કોચ ઉપરથી ઊભી થઇ અને પોતાના નાના દિવાનખાનામાં આંટા મારવા લાગી. વિચારો તો તેના પગની ઝડપ કરતાં અનેકગણી વધારે ઝડપથી તેના મગજમાં આંટા મારી રહ્યા.

"ને હું યે કેવી? ના, ના, કરતી રહી પણ એ સમજી ગયો કે મને એ ગમ્યું."

થોડી જ પળોમાં એ વિચાર ખોટો લાગ્યો. પોતાને એ ગમ્યું જ ક્યાં હતું?

"મને એ ગમે જ કેમ? ગમ્યું જ નહોતું. એ જ બદમાશ હતો. મેં એની સામે કેટલા ગુસ્સાથી જોયું છતાં એ તો હસતો જ હતો.

"ગમ્યું હોત તો તો મેં એને શેનું કહ્યું હોત કે હું તો હવે એની સાથે બોલવાની જ નથી?"

આ વિચારે એને સંતોષ થયો. પળવાર તો તે દિવાનખાનાની અધવચમાં ઊભી રહી. પોતે મક્કમ નિર્ણય કર્યો અને પેલાને એ જણાવી પણ દીધો એ ઠીક જ કર્યું તેમ તેને લાગ્યું. પણ બીજી જ પળે એક બીજા વિચારે પાછી તેને એ કમરામાં આંટા મારતી કરી દીધી:

"તો પછી અત્યારે કોને જોવા, કોની આશાએ છેક કંપાઉંડના દરવાજા સુધી દોડી ગઇ હતી?"

સુરભિની નજર સામે એ જ ક્ષણે એ મુખ તરવરી રહ્યું—સુકુમાર, સ્નિગ્ધ, ચમકતી આંખોની ચમકે ચમકી રહેલું. મુક્ત હાસ્યે હસી રહેલા એ મુખમાંથી જાણે શબ્દો નીકળતા હતા.

"બીજી પણ લઉં કે?"

અને જાણે આ પળે એ શબ્દોની સાથે જ એ મુખ પોતા તરફ ધસી રહ્યું હોય તેવો ભાવ સુરભિને થયો. તેણે પોતાના બન્ને હાથોથી રતુમડા બની ગયેલા પોતાના ગાલોને ઢાંકી દીધા.

ફરી પાછું તેનું હલનચલન અટકી ગયું. હવે તો ગમતું હતું કે નહોતું ગમતું તેની વિચારમાળા પણ અટકી ગઇ. તાજી સ્મૃતિઓના

ત્યારે જાણે કે એ વિચારમાળાને ચગદી નાખી, વેરવિખેર કરી નાંખી. એ સ્મૃતિના જ મહાસાગરમાં તણાતી સુરભિ ફરી પાછી સોફા ઉપર બેસી ગઇ.

એ મહાસાગરનાં મોજાંઓએ સુરભિને આ સોફા ભૂલાવી દીધો, આ ચાર દિવાલોથી ઘેરાયેલો ઓરડો અને તેમાં વહી રહેલો બપોરના સૂર્યનો પ્રકાશ ભૂલાવી દીધો. એ મોજાંઓએ તેને અત્યારે ફરી પાછી પેલા સુકુમાર, સ્નિગ્ધ, ચમકતી આંખોની ચમકે ચમકતા બનેલા મુખવાળા જુવાન સૂર્યકાન્તની સાથે સાગરના તટ ઉપર વિહાર કરતી કરી મૂકી. ત્યાં વહેતો આછો આછો સંધ્યાનો પ્રકાશ જગતને અને તેમને બન્નેને કોઇ નવો જ રમણીયતા અર્પી રહ્યો.

ફરતાં ફરતાં બન્ને જણાં દૂર સુધી નીકળી ગયાં. સંધ્યા ઓસરતી જતી હતી. ઘેર જવા બન્ને પાછાં વળ્યાં; ત્યાં જ સૂર્યકાન્તે કહ્યું.

"આપણે થોડીવાર અહીં બેસીશું ?"

તે એકાંત જેવી જગ્યાએ બેસવાનું સુરભિને મન ન થયું. તેણે ના પણ પાડી,

"મોડું થશે."

"થયું મોડું હવે. પાંચ મિનિટમાં શેનું મોડું થવાનું છે ?" કહી સૂર્યકાન્ત તો ત્યાં રેતીમાં બેસી ગયો.

થોડે દૂર તો માણસો હતાં જ. સુરભિ પણ બેસી ગઇ.

"પહેલી જ વખત આની સાથે ફરવા નીકળી છું અને પતિને નહિ ગમે તો ?" સુરભિને વિચાર થયો.

"એમાં ગમે શેનું નહિ ?" તરત જ બીજો વિચાર આવ્યો.

સૂર્યકાન્તની વાતોના પૂરમાં પછી તો એવો કશો વિચાર જ ખસડાઇ ગયો.

પાંચ મિનિટ બેસવાનું હતું પણ પંદર તો પસાર થઇ ગઇ તેની કશી ખબર પણ પડી નહિ. સંધ્યાએ પણ પોતાનો પ્રકાશ આકાશમાંથી ખેંચી લીધો અને પૂનમનો ચંદ્ર શાંત, સ્નિગ્ધ પ્રકાશથી સાગરનાં જળને અને તટની રેતીને અજવાળી રહ્યો. સૂર્યકાન્ત વાતો કરતો જ રહ્યો. તેના મુખ સામે જ જોઇ રહેલી સુરભિ એ વાતોના પૂરમાં તણાતી રહી.

ઓચિંતાં જ સૂર્યકાંતે કહ્યું,

"તમે બહુ જ સુંદર ગાવ છો તેમ સાંભળ્યુ છે."

"એ વળી કોણે કહ્યું?" સુરભિએ હસતાં હસતાં પૂછ્યું.

"ગમે તેણે કહ્યું પણ વાત તો સાચી છે ને?"

"તદ્દન જુઠ્ઠી." સુરભિ હસી. એ હાસ્યના રણકારે સાગરકાંઠાને તેમજ સૂર્યકાન્તના હૃદયને ભરી દીધાં.

"તો એની સાબિતી આપવી પડશે. એક ગીત ગાવ." સૂર્યકાન્ત સુરભિની જરા નજીક આવ્યો. તેની આંખો તો સુરભિના ચહેરા ઉપર જ જડાએલી હતી.

ઘણીવાર કલાકો સુધી સુરભિએ સૂર્યકાન્ત સાથે વાતો કરી હતી. તેમની વાતોથી કંટાળી ઘણીવાર ખરાબ લાગે એમ દેખાય છતાં સુરભિનો પતિ સૂવા ચાલ્યો જતો–"થાકી ગયો છું, ઊંઘ આવે છે, માફ કરજો.' એવું કંઈક બબડતો બબડતો—પણ ગમે તે વિષય ઉપર તે વાત કરતો હોય છતાં, તે વધારે પડતી છૂટ લઈ નાખશે એવું કોઈ કોઈ વાર લાગવા છતાં સૂર્યકાન્તનો સુરભિને આજે લાગ્યો તેટલો ભય કદી એ નહોતો લાગ્યો. આજે આ ગીત ગાવા જેટલી નાની માગણીથી સુરભિ ગભરાઈ. કદાચ સૂર્યકાન્તના ચહેરા ઉપરના એ વખતના ભાવો જ તેને ગભરાવતા હશે. પણ તેણે ઊભી થવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"ચાલો ચાલો. બહુ મોડું થયું."

"હું તમે ગીત ગાવ પછી જ તમને છોડીશ. ત્યાંસુધી નહિ." સૂર્યકાન્તે કહ્યું.

"એટલે?" કહી સુરભિ ખરેખર ઊભી થવા ગઈ.

"હવે બેસોને." સૂર્યકાન્તે તેનો હાથ જરા ખેંચી તેને રેતી ઉપર બેસાડી દીધી.

"એક ગીત ગાવને." તેણે અવાજમાં એકદમ ભાવ મૂકી કહ્યું.

સુરભિને આ માણસની ધૃષ્ટતા ગમી ને ન ગમી. સંગીત સુરભિને ગમતું પણ, આવડતું પણ. તેને એકાદ ગીત ગાઈ સૂર્યકાન્ત પાસેથી શાબાશી મેળવવાની લાલચ થઈ આવી. સાથે સાથે જ મોડું થાય છે,

પતિને કદાચ આ ન ગમે તો, સૂર્યકાન્તને પોતાને હાથ અડાડવાનો કશો હક્ક નથી એ બધા વિચારો પણ આવ્યા. તેણે જરા મોં ચડાવી કહ્યું.

"મારે જવું છે."

"પણ મારે નથી જવું તેનું શું?" સૂર્યકાન્તે હસીને કહ્યું, "એટલો ઉપકાર પણ નહિ કરો?" વળી જરા રસિક બની ઉમેર્યું. "આ ચાંદની પણ છેક ચંદ્રમા સુધી તમારા ગીતને લઈ જશે."

સુરભિએ ચાંદની સામે જોયું, સાગર સામે જોયું, સૂર્યકાન્ત સામે જોયું. આ વાતાવરણમાં એકાદ ગીત વહાવી દેવાની તેને પ્રબળ ઇચ્છા થઈ આવી. છતાં તેણે કહ્યું,

"મોડું થશે હોં, ને મને તો એવું કંઈ આવડતું પણ નથી."

"બધુંય આવડે છે. નાહકના તે કોઈ માણસને હેરાન કરાય? એ પણ આવી કોમળ સ્ત્રી જાતિ થઈને?"

સુરભિ હસી. સૂર્યકાન્ત વધુ નજીક આવ્યો. તેના હાથ પર હાથ મૂકી સૂર્યકાન્તે ધીમા અવાજે કહ્યું.

"હવે ગાવ જોઉં."

સુરભિએ હાથ ધીમેકથી પાછો ખેંચી લીધો અને પૂછ્યું.

"શું ગાઉં?"

"કહું?" સૂર્યકાન્તે પૂછ્યું, "લો ત્યારે 'એક જ્વાલા જલે' ગાવ."

સુરભિને એ ગાતાં બહુ આવડતું તે બધાં જાણતાં.

સુરભિને આ બધું વધારે પડતું લાગ્યું, પણ તેણે ગાવાની તૈયારી કરી. બન્ને હાથ ગોઠણ આસપાસ ગોઠવી જરા ગળું ખંખારી તેણે શરૂઆત કરી,

"એક જ્વાલા જલે તુજ નૈનનમાં........

... ... ... ... ... ... ... ... ... ..."

એએક લીંટી ગવાઈ રહી ત્યાં સૂર્યકાન્ત બોલ્યો,

"એમ ત્યાં શું જુવે રાખો છો? આમ આ બાજુ જોઈને ગાવ."

સુરભિ સંગીતમાં—પોતાના અને વાતાવરણના લીન થઈ ગઈ હતી. એક પળ નજર એ બાજુ ફેરવી ફરી પાછી તે સૂરાવલિ વહાવી રહી. તેની નજર પાછી મૂળ દિશામાં ઢળી ગઈ.

સૂર્યકાન્તે ફરી કહ્યું,

"આ બાજુ જોઈને..."

પણ તે તો ગાતી જ રહી.

"તુજ નેનમાં મોર ચકોર હતા........."

મીઠો, પ્રફુલ્લ, સુરીલો અવાજ દિશાઓને ભરી રહ્યો.

સૂર્યકાન્તે કહ્યું, "એ મોરને અને ચકોરને જોવા તો દો. આમ જુવો જોઉં."

"શા માટે?" ધ્યાનભંગ થતાં જરા ગુસ્સાથી સુરભિએ પૂછ્યું.

"હું એ મોર ચકોર જોઈ શકું એટલા માટે." સૂર્યકાન્ત હસ્યો. પછી ઉમેર્યું, "પણ તમે તમારું ગીત પૂરું કરો.",

સુરભિ ગીતના તાનમાં મસ્ત બની હતી. તેણે આગળની લીંટીઓ પણ પૂરી કરી.

ગીત પુરું થતાં જ સુરભિએ સૂર્યકાન્ત સામે જોયું. સૂર્યકાન્તની આંખોમાં માત્ર પ્રશંસા ભરી હતી.

"કેવું સુંદર ગાઓ છો?" તેણે કહ્યું, "ને મને ના પાડતાં હતાં! મારે તો તમને કંઈ ઇનામ આપવું જોઈએ."

"મારે કશું ઇનામ નથી જોઈતું." સુરભિએ કહ્યું, પણ પોતાની પ્રશંસાથી થયેલો આનંદ તો તેના મુખ ઉપર સ્પષ્ટ તરી આવ્યો.

"પણ મારે આપવું છે તેનું શું?" સૂર્યકાન્તે કહ્યું.

"તમે યે જક્કી છો. શું આપશો, બોલો?" સુરભિએ મશ્કરીમાં જ પૂછ્યું.

"આ, લો." કહી સુરભિ કંઈ સમજી પણ શકે તે પહેલાં તો તેને જરા પોતા તરફ ખેંચી સૂર્યકાન્તે તેના ઓષ્ટ ઉપર એક ચુંબન કરી લીધું.

એ જ પળે એક બે માણસો તે બેઠાં હતાં ત્યાં આગળથી તેમને જોતાં જોતાં પસાર થઈ ગયા.

સુરભિને આ વખતે તો ખરેખર ગુસ્સો ચડયો. માણસની ધૃષ્ટતાને પણ હદ હોય છે. સૂર્યકાન્તને એક તમાચો ચોડી ત્યાંથી નાસી જવાનું તેને મન થયું. તેને તરછોડી તે સપ દઈને ઊભી થઈ ગઈ.

"શરમ નથી લાગતી?" તેણે ગુસ્સાથી કહ્યું.

"શેની શરમ?" સૂર્યકાન્ત પણ ઊભો થયો.

"મને આવી ખબર હોત તો હું તમારી સાથે આવત જ નહિ."

"તમને ન ગમ્યું? ખરેખર?" સૂર્યકાન્તે પૂછ્યું.

ગમ્યું કે ન ગમ્યું એનો વિચાર કરી શકે એ સ્થિતિમાં એ વખતે સુરભિ નહોતી. તેણે માત્ર એટલું જ કહ્યું,

"તમે બેશરમ છો. મારી સાથે વાત નહીં કરતા. હવે હું તમારી સાથે બોલવાની જ નથી."

સૂર્યકાન્ત પણ આવા પ્રતિકારથી અમુક પળ સ્તબ્ધ થઈ ગયો. મૂંગાં મૂંગાં બન્નેએ ચાલવા માંડયું.

રસ્તામાં આડીઅવળી વાતો કરવાનો સૂર્યકાન્તે પ્રયત્ન કર્યો. પણ સુરભિ કશું બોલી નહિ. છતાં સુરભિથી તેના ઘર આગળ છૂટા પડતી વખતે સૂર્યકાન્તે કહ્યું.

"તમે માનો કે ન માનો પણ તમને ગમ્યું જ છે. હું ફરી પાછો ઘેર આવીશ, હોં!"

એનો કશો ઉત્તર આપ્યા વિના સુરભિ ઘરના કંપાઉંડમાં દાખલ થઈ ગઈ.

ઓચિંતાંજ કંપાઉંડમાં પગલાંનો સળવળાટ સંભળાતાં સુરભિ વિચાર નિદ્રામાંથી ઝબકી જાગી ગઈ.

એ પળે જ એ ઓરડો, એ ઘર, એ કંપાઉંડ તેને માટે સત્ય બની ગયાં. સાગર, સંધ્યા, સૂર્યકાન્ત બધાં ભૂતકાળના બનાવ બની ગયાં. તે તરત જ દિવાનખાનામાંથી બહાર દોડી ગઈ. બહાર નજર કરી તો એક કૂતરું કંપાઉંડમાં આમથી તેમ આંટા મારી રહ્યું હતું. નિરાશ થઈ તે પાછી દિવાનખાનામાં દાખલ થઈ સોફા ઉપર બેસી ગઈ.

બે પળમાં જ આ બધું બની ગયું. પણ એ બે પળમાં જ સુરભિને એક વાતની ખાતરી થઈ ગઈ.

"હા! મને એ ગમ્યું જ, નહિ તો આમ કૂતરું સળવળાટ કરે ત્યાં હું કેમ તે આવ્યો એમ માની દોડી જાઉં છું? અને બે દિવસથ

સૂર્યકાન્તના જ કેટલા વિચારો આવે છે? આજે સવારે નાહીને માંડ્લો કરતી હતી ત્યાં જ તેમણે નહોતું પૂછ્યું,

'સુરભિ, હું આ બે દિવસથી કશાક વિચારમાં છે.'

મેં હસીને જ કહ્યું,

'ખુસ્સો.'

'કોના?' તેમણે પૂછ્યું.

'તમારા, બીજા કોના?' હું હસી તો ખરી પણ હું યે નથી જાણતી કોના વિચારમાં હતી તે?"

શોકની એક રેખાએ થોડી પળો માટે એ રૂપાળા વદનને શોકમય કરી મૂક્યું.

"હું યે કેટલી ખરાબ છું? મને એ ગમ્યું જ શા માટે?" પણ પાછો વિચાર આવ્યો.

"સૂર્યકાન્ત સરસ છે હોં! કેટલો રસિક છે! અને હિંમત પણ કેટલી?"

તેને દેખાયું તો નહિ હોય પણ એ પળે એનું મુખ લાલ લાલ બની ગયું.

"પતિ કેટલા ભોળા છે! તેમને તો શંકા પણ નથી." થોડીવારમાં એ વિચાર આવ્યો અને સુરભિ મક્કમ બની ગઇ.

"હું એવું સહન કેમ કરી શકી? હજી એમાં આનંદ કેમ લઇ શકું છું? ગમે એવું હોય, મારે એ સૂર્યકાન્ત સાથે કશો સંબંધ નથી રાખવો."

"એ મીઠો તો હતો જ હોં"

"ગમે એ હોય, મારે એવું કશું ન જ જોઇએ." બીજી જ પળે કંપાઉંડમાં પગલાંનો અવાજ થયો.

સુરભિ કોચ ઉપરથી અર્ધી ઊભી થઇ ગઇ, પણ ત્યાં જ ક્ષણ પહેલાં કરેલો નિશ્ચય યાદ આવ્યો અને તે પાછી બેસી ગઇ.

અવાજ વધારે ને વધારે નજીક આવતો જતો હતો.

સુરભિને ખાતરી થઇ ગઇ કે સૂર્યકાન્ત જ આવ્યો. મક્કમ નિર્ણયને વળગી રહી તે સોફા ઉપરથી ઊભી તો ન થઇ પણ ત્યાં બેઠાં બેઠાંય તેનાથી સાડીનો પાલવ વ્યવસ્થિત થઇ ગયો, પગ આગળ સાડી બરોબર ગોઠવાઇ ગઇ. બારણાની વિરુદ્ધ દિશામાં જ જોઇ રહેવા તેને ક્રોધ નવા વિચારે પ્રેરી. પણ તેના ચહેરા ઉપર અણગમો કે ક્રોધ નહોતો, માત્ર કશીક આતુરતા જ જણાતી હતી.

દિવાનખાનાના બારણામાં પગલાં અટક્યાં હોય તેમ લાગ્યું. સુરભિએ એ બાજુ જોયું જ નહિ.

ત્યાં જ હંમેશનો પરિચિત એક જ જાતનો સ્વર તેને કાને પડયો,

" પોસ્ટમેન "

સુરભિએ અટકીને એ દિશામાં મુખ ફેરવી તેની સામે જોયું. એ જ ક્ષણે એના ચહેરા ઉપર અણગમો, નિરાશા, કંટાળો તરી આવ્યાં.

પેલાએ એક કવર તેની તરફ ધર્યું. સુરભિ એ લેવા ઊભી થઇ. બારણા સુધીના ભાગની અધવચ્ચે તે પહોંચી ત્યાં તેને થયું કે નક્કી સૂર્યકાન્તે જ આ પત્ર લખ્યો હશે. ઝડપથી પોસ્ટમેનના હાથમાંથી તેણે કવર ઝૂંટવી લીધું.

ઉપર સરનામું વાંચતાં તેને ફરી નિરાશા થઇ. તેણે પતિના નામનો એ પત્ર સોફા પાસેની ટિપાઇ ઉપર ફેંક્યો અને પોતે ફરી પાછી વિચાર-ઝોલે ચઢી આંટા મારવા લાગી.

આવી દશામાં એક ને એક સ્થિતિમાં જ કંઇ કરવું કોઇને ગમતું નથી. થોડી વાર પછી સુરભિ પાછી સોફા ઉપર બેઠી. ટિપાઇ ઉપર પડેલા પત્રને હાથમાં લઇ તે આમતેમ ફેરવવા લાગી.

"અંતે સૂર્યકાન્ત આવ્યો નહિ હોં! શેનો આવે? આટલું અપમાન મેં કર્યું ને એ ક્યાંથી આવે? બિચારો ચાલ્યો ગયો તો યે મેં એની સામે પણ ન જોયું! હું યે કેવી?" સુરભિ વિચાર કરતી કરતી કવરને બન્ને હાથોમાં રમાડતી જતી હતી.

ત્યાં ઓચિંતાં જ તેની નજર કવરના એક ખૂણામાં ત્રણ અક્ષરો લખાયા હતા તેના ઉપર પડી. ને તે ચોંકી. ત્યાં સારા અક્ષરે લખ્યું હતું,

"ખાનગી."

સુરભિએ ફરીથી સરનામું વાંચ્યું. એના ઉપર લખેલા અક્ષર કોના હશે એ વિચારવા પ્રયત્ન કર્યો, પણ અક્ષર તો અજાણ્યા જ લાગ્યા.

"એમને વળી શેનું ખાનગી હોય?" તેને વિચાર થયો. "કે હશે કંઇ મારા જેવું?"

પતિની ભોળી, સ્નેહાળ, વિશ્વાસુ મૂર્તિ તેની સામે તરી રહી. ફરી અક્ષરો જોયા. કોઇ સ્ત્રીએ લખેલા તો એ નહોતા જ.

"તો પછી? શેનું ખાનગી હશે?"

હાથમાં પડેલા કવરની એક બાજુની અણી બે હોઠ વચ્ચે દબાવી અમુક પળ સુધી સુરભિ વિચારમગ્ન દશામાં શાંત બેઠી રહી.

શાંત સ્થિર જલમાં ઓચિંતાં જ મોટો પત્થર પડે અને જલ જે રીતે ખળભળી ઊઠે, હલી ઊઠે, એ જ રીતે સુરભિના મનમાં ઓચિંતાં જ એક વિચાર આવ્યો ને તે ખળભળી ઊઠી, હલી ઊઠી.

"મારા ને સૂર્યકાન્તના વિષે જ આમાં કંઇક હશે તો?" "તો?" એ 'તો' ની કલ્પના ભયંકર હતી, અસહ્ય હતી.

સુરભિ દુ:ખમય, ભય પમાડે તેવા વિચારોને ઝોલે ચઢી ગઇ.

સૂર્યકાન્તે પોતાને ચુંબન કર્યું બરોબર તેજ પળે તેમની નજદીકમાં થઇને બે માણસો પસાર થયા હતા તે તેને યાદ આવ્યું. એ પોતાને ઓળખતા હોય અને આ પત્ર તેમણે પતિને લખ્યો હોય તો?

હવે તે એકાગ્ર બની પત્ર સામે જોવા લાગી. પત્રને આડો, ઊભો, વાંકાચૂંકા કરી વારંવાર જોયો. ક્યાંય કશી ખબર પડે એવું કોઇ ચિહ્ન ન દેખાયું.

પરમ દિવસે સાંજે એ બનાવ બન્યો હતો. પત્ર જો દૂરના ગામથી આવ્યો હોય તો તો પોતાની બધી ચિન્તા ટળી જાય, તેને વિચાર આવ્યો. કવર ઉપર છાપ જોવા તેણે છાપવાળા ભાગને આંખ સામે ધર્યો.

પોતાના ગામનું નામ, ટપાલ આવ્યાની આજનીજ તારીખ વગેરે બધું બરોબર છપાયું હતું, ચોકખું દેખાતું હતું. જ્યાંથી એ પત્ર આવ્યો ત્યાંની છાપ એટલી બધી અસ્પષ્ટ ઊઠી હતી અને ટીકીટ સાથે એટલા

ઝખી મળી ગઈ હતી કે ગમે તેટલો પ્રયત્ન કર્યાં છતાં સુરભિ ન તો એ પત્ર બિડાયાની તારીખ વાંચી શકી, ન તો એ સ્થળ.

ઘડિયાળમાં પાંચ વાગ્યા. એ કલાકમાં તો પતિ આવવાના. એ કલાક પછી પાંચ મિનિટે જ અત્યાર સુધી તેમને મન પ્રિય પ્રેમાળ પત્ની લાગતી હતી તે પોતે માત્ર એક કુલટા, જાહેર જગ્યામાં પણ પોતાનું સ્થાન કે સ્થાન ન સમજનારી નિર્લજ્જ નારી બની જવાની. જે ઘરમાં આટલા પ્રેમ અને મમતાભર્યું પોતાનું સ્થાન હતું તે જ ઘરમાં પોતે અપમાન, તિરસ્કાર, ઘૃણા અનુભવવાની.

સુરભિની આંખમાં આ બધા ખ્યાલોએ પાણી આણ્યાં. કાગળને થોડી વાર ટિપાઈ ઉપર મૂકી મૂઢ જેવી તે સામેની દીવાલ સામે અર્થહીન રીતે જોતી બેસી રહી.

તેને ખાતરી થઇ ગઇ હતી કે આ પત્ર જરૂર પોતા વિશેનો જ હોવો જોઇએ. આટલું દોઢ વર્ષ પરણ્યે થયું એમાં એક દિવસ પણ એણે પતિને પોતા ઉપર ક્રોધ કરતા જોયા નહોતા. આ પત્ર વાંચતાં જ તેમનો ક્રોધ કેટલો ભભૂકી નીકળશે?

"અને થોડા સમય પહેલાં જ હું સૂર્યકાન્ત વિષે રસિક વિચારો કરતી હતી!"

સુરભિને પોતાની જાત ઉપર તિરસ્કાર આવ્યો.

અને ધારો કે પતિ ગુસ્સે ન થાય, માત્ર દુઃખી ચહેરો કરી એટલું જ કહે.

"સુરભિ, મેં મારું માન, મારૂં સ્થાન બધું તારા હાથમાં મૂક્યું હતું. તને એની કશી કિંમત ન લાગી?"

તો તો પોતાને એ જ પળે પૃથ્વીમાં સમાઇ જવાનું મન થાય.

સુરભિએ દુઃખિત નેત્રે ટિપાઇ પર પડેલા, સફાઇબંધ અક્ષરોથી શણગારાયેલા એ કવર સામે જોયું. તેની અને તેના ભાવિની વચ્ચે હવે તો માત્ર દોઢ કલાક રહ્યો હતો.

તેણે ફરી એ પત્ર ઉપાડયો. ક્યાંયથી પણ અંદરના અક્ષરો વંચાઇ શકે તેમ હોય તો જોવા તેણે ચારે બાજુએ પત્રને ફેરવ્યો. જે જગ્યાએથી કવર બંધ થયું હોય, એ જગ્યાએ બન્ને બાજુ આંગળી નાખી. અંદરથી

કંઇપણ દેખાઇ શકે તેમ હોય તો જોવા પ્રયત્ન કર્યો. પણ બધું જ વ્યર્થ ગયું. કોઇ સાવધાન માણસે જ એ પત્ર બીડ્યો હતો. ગુંદરથી તેને બંધ કર્યો હતો.

સુરભિ માટે એક ઉપાય બાકી રહ્યો. એ પત્ર ફાડી, વાંચી તેને નાખી દેવાનો. ફાડું ન ફાડુંની અમુક સમય સુધી પોતાની જાત સાથે મંત્રણા કરી તેણે ફાડી શકાય એવી રીતે પત્રને પોતાના હાથમાં ગોઠવ્યો.

"વાંચીને ફાડી તોડી ફેંકી દઇશ. શી ખબર પડશે?" તેના મનમાં થયું.

પણ પોતે ધારતી હતી એ વિશે જ પત્ર ન હોય તો? એમના ધંધાનો કે અંગત કામનો પત્ર હોય તો? એકવાર ફાડ્યા પછી એમને એ શી રીતે આપવો? પોતાની નાની ચબરખી આવી હોય તો પણ એ તો એમને એમ પોતાને આપતા હતા. તો પછી જેના ઉપર ખાસ 'ખાનગી' લખ્યું હતું એ પત્ર ફાડી શી રીતે શકાય? ફાડીને પોતે નાખી દે ને કંઇ ખરેખર ઉપયોગી કામ રખડી જાય તો?

એ તો અશક્ય હતું. એ તો ન જ કરાય. એક માણસને આટલો તો છેતર્યો. એને હજી વધારે છેતરતાં જવું એ સુરભિને ઠીક ન લાગ્યું.

પણ કામધંધાનો જ જો પત્ર હોય તો તો તેમની ઑફિસમાં જાય. અહીં શેનો આવે? ફરી પાછી એ વિચારના વમળમાં સુરભિ તણાઇ. અહીં તો ઘરકામ સંબંધી સગાવહાલાંના જ પત્રો આવતા. ને આ તો એમાંના કોઇનો નહોતો. ફાડી નાખું?

સુરભિને થયું કે એ રીતે જ જો એ પત્ર પોતે હાથમાં લાંબો વખત સુધી રાખી મૂકશે તો જરૂર ફાડી નાખશે. તેણે ગુસ્સાથી એ પત્રને પોતાના હાથમાંથી દૂર ફગાવી દીધો. પોતા વિષે એવું કશું પણ પોતાનું ન હોય. એ માણસોને પોતે ક્યાં ઓળખતી હતી તે એ પોતાને ઓળખે? દોષિત મન જ પોતાને ગભરાવતું હતું, ભય પમાડતું હતું.

વિચારોના ઘમસાણથી ઘેરાયેલા મગજને તેણે બન્ને હાથોથી દાબ્યું. અને આંખો મીંચી દીધી. તેની નજર સામે બે મૂર્તિઓ રમી રહી.

એક સૂર્યકાન્તની—હસમુખો, રમુજી, સુકુમાર, નયનોમાં તરવરાટવાળો,

બીજી પતિની–શાંત, સ્વસ્થ, પ્રેમાળ, વિશ્વાસુ, બન્ને તેની સામે હસી રહી હતી. એક લાલચુ રીતે, બીજી વિશ્વાસથી, પ્રેમથી.

"હે ભગવાન" સુરભિ મોટેથી બોલી ઉઠી. વિચારોના આક્રમણથી બચવા તે રસોડામાં દોડી ગઇ અને કંઇક કામમાં જીવ પરોવવા તૈયારી કરી.

સાડા છ થઇ ગયા હતા. અર્ધા કલાકમાં પતિ આવી જાય તેમ હતા. રસોડામાં પણ એને એ જ વિચારો વારેવારે આવજા કરતા હતા. કાગળ ફોડી વાંચી લેવાનો વિચાર તો હવે તેણે માંડી વાળ્યો હતો. આટલું એક દુષ્કૃત્ય તો કર્યું, હવે એમાં વધારાઓ કરી મન ઉપર બોજો વધારવાની તેની હિંમત નહોતી, ઇચ્છા નહોતી.

સુરભિના ભયમાં વધારો કરતી મિનિટો પસાર થતીજ રહી. પોણા સાત થયા, સાત થયા. હંમેશના ચિરપરિચિત પગલાંનો અવાજ સાંભળવા સુરભિ ધડકતે હૈયે તૈયાર થઇ બેઠી રહી.

પણ એ પગલાં તો સંભળાયાં જ નહીં. સવાસાત, સાડાસાત, પોણા આઠ થયા. એક એક મિનિટ સુરભિને એક એક કલાક જેટલી લાગતી હતી પણ પતિ તો આવતા જ નહોતા.

"શું થયું હશે?" આમેય કલાકોથી અસ્વસ્થ થઇ ગયેલી સુરભિ નવીન ભયના આક્રમણે અધીર બની ગઇ.

એમને બધી વાતની ખબર પડી ગઇ હોય અને તેથીજ ન આવ્યા હોય તો? આવા કારણોથી પુરુષો સ્ત્રીનો ત્યાગ કરી દેતા હતા એવું તો તેણે સાંભળ્યું હતું. પણ આ તો એવા હતા કે બધુંય દુઃખ પોતા ઉપરજ વહોરી લ્યે. ક્યાંક ચાલી ગયા હશે તો?

સુરભિની આંખો આ વિચારે આંસુથી છલકાઇ ઊઠી. ઘડિયાળ સામે જોતી જોતી તે પ્રભુને પ્રાર્થના કરવા લાગી.

'નહિ ને પોતાની જાતને એ કંઇ કરી બેસે તો?' વધારેને વધારે ગંભીર, ભયંકર વિચારો સુરભિને અકળાવવા લાગ્યા. ભગવાન સહીસલામત ઘેર મોકલે તો જીવનમાં કદી પણ આવું કશું ન કરવાની તેણે મન સાથે અનેકવાર પ્રતિજ્ઞા કરી લીધી.

રસોઈ તો થઈ ગઈ હતી. હવે તો પાછો દીવાનખાનાનો સોફા જ સુરભિની યાતનાનો સાક્ષી બની રહયો હતો.

આઠ થયા, સવા આઠ, સાડા આઠ.

પતિ તો આવ્યા જ નહિ. સુરભિ હવે તો પેલા પત્ર સામે જોતી પણ નહોતી. આંખમાં આંસુ સાથે અજાણ્યા વિધિથી ગભરાતી તે અજાણ્યા દેવને અનેક પ્રતિજ્ઞાઓથી રીઝવવાની લાલચ દઈ રહી હતી.

પોણા નવ થયા. સુરભિએ છેલ્લામાં છેલ્લી લાલચ દેવ સામે ધરી. પતિ આવે કે તરત જ તેની પાસે જે કંઈ બન્યું છે તે બધું કબુલ કરી માફી મેળવી લઈશ. બધું જ કહી દઈશ, કશું છુપાવીશ નહિ.

"પણ તે કયાં આવે છે? એકવાર તું પણ માફ ન કરે, ભગવાન?"

ઘડિયાળમાં નવના ટકોરા થયા. સુરભિએ નિરાશાથી ડોકું ધુણાવી એક ધ્રૂસકું મૂકી દીધું. અને એ પળે જ કંપાઉંડની બહાર રસ્તા ઉપર ચિરપરિચિત પગલાં અવાજ પાડી રહ્યા. સુરભિ ઊઠી દિવાનખાનાની બહાર દોડી ગઈ.

એ જ એ તો એ જ. સુરભિનાં આંસુની વચ્ચે, વાદળની વચ્ચે જેમ વિદ્યુત ચમકારો કરી જાય તેમ સ્મિત ચમકારો કરી ગયું.

તે તરત જ અંદર નળ ઉપર દોડી ગઈ. પતિ દિવાનખાનામાં દાખલ થાય ત્યાં જ તે પણ મુખ સાફ કરી દાખલ થઈ ગઈ.

થાક, કોઈ જાતની મૂંઝવણ, કંટાળો પતિના ચહેરા ઉપર સ્પષ્ટ ઉપસી આવ્યાં હતાં. સુરભિ સામે માત્ર મંદ, થાકેલું સ્મિત કરી તેણે કોટ ઉતાર્યો અને સોફા ઉપર ફેંકયો. પછી પોતે પગ લાંબા કરી કોચને અઢેલીને અર્ધો સૂતા જેવો બેસી ગયો.

આશંકાથી, ભયથી, સુરભિ તેના સામે જોઈ રહી.

'કેમ મોડું થયું?' તેણે બીતાં બીતાં પૂછયું.

'સહેજ, ઓચિંતું કામકાજ આવી ગયું. જીવ લઈ જાય છે આ ઓફિસવાળાઓ પણ.' પતિએ કહ્યું.

આંખ મીંચી તે પાંચેક મિનિટ બેઠો રહ્યો.

સુરભિ તેના ચહેરા સામે બારિકાઈથી જોઈ રહી. ત્યાં તો માત્ર થાક હતો પણ સુરભિને ઘણું ઘણું દેખાયું.

અમુક ક્ષણો પહેલાં કરેલો બધું જ કબૂલ કરી દેવાનો પોતાનો નિર્ણય તેને યાદ આવ્યો. એ નિર્ણય કર્યો ને થોડી વારમાં જ પતિનાં પગલાં સંભળાયાં હતાં. બોલતાં ભય લાગશે તેમ તો તેને લાગ્યું. પણ નિર્ણયને વળગી રહેવાના નિશ્ચયમાં તે મક્કમ રહી.

પતિએ આંખ ઉઘાડી. જરા હસવા જેવું મુખ કરી તેણે કહ્યું.

'ચાલ, સુરભિ, જમી લઈશું ને ?'

'ચાલો' કહી સુરભિ ઊઠી. પતિ પણ ઊઠ્યો.

ત્યાં જ સુરભિએ મનને મક્કમ કરી કહ્યું,

'જરા પાંચ મિનિટ પછી જમીએ તો ? મારે કામ છે ' તેને ભય લાગ્યો કે સમય જશે તો પોતે મક્કમ નહિ રહી શકે.

'બોલને' કહી પતિ પાછો બેસી ગયો. હવે તેના ચહેરા ઉપરથી થાક, કંટાળો ઓછા થઈ ગયા હતા.

સુરભિએ કહી નાખવા માટે બેચાર વાર હોઠ હલાવ્યા પણ કશું બોલી ન શકી. પતિ તેની સામે જોઈ રહ્યો હતો.

'શું છે સુરૂ ? ' તેણે વહાલથી પૂછ્યું.

'કશું નહિ. આ તમારો ખાનગી કાગળ આવ્યો છે.' સુરભિએ પત્ર આગળ કર્યો.

તેનો હાથ એ પત્ર પેલાના હાથમાં મૂકતાં સ્પષ્ટ રીતે ધ્રૂજી ઊઠ્યો.

તેણે પત્ર ખોલ્યો. વાંચવા શરૂઆત કરી.

સુરભિ તેના પગ આગળ બેસી ગઈ. એકી ટશે પતિની પત્રમગ્ન મુખમુદ્રા સામે જોઈ રહી. તેનું હૃદય તો કેટલા વેગથી ધબકતું હતું તે તે પોતે પણ સમજી શકે તેવી હાલતમાં ન રહી.

એ પત્રનું એકેએક વાક્ય જાણે તેને આરપાર વીંધવા માટે જ લખાયું હોય તેવો ભાવ તેને થયો.

અંતે પત્ર પૂરો કરી પતિએ કંટાળાથી કહ્યું,

"સુરુ, આપણે તે કેટલાંકને મદદ કરીએ? આ કાંતિને પણ પૈસા જોઇએ છે."

"બીજું શું હતું એમાં?" સુરભિએ બીતાં બીતાં પૂછ્યું.

"બીજું? કશું નહિ. પણ તું આમ ગભરાયેલી જેવી કેમ લાગે છે?" પતિએ પ્રેમથી તેની સામે જોઇ પૂછ્યું.

આટલા કલાકોના તંગ વાતાવરણ પછીના આ શબ્દોએ સુરભિની આંખના બંધ ઢીલા કરી દીધા. બેઠી હતી ત્યાંજ પતિના પગમાં માથું નાખી તે રોઇ પડી.

પતિ આશ્ચર્યથી તેના ઢળેલા શિર તરફ જોઇ રહ્યો. પોતાની બધી વાત કહી દેવી હોય તો હવે કહી દેવી જોઇએ એમ સુરભિને લાગ્યું. રુદનથી લાલ બનેલાં નેત્રો મુખ જરા ઊંચું કરી તેણે પતિ સામે સ્થિર કર્યાં. પતિની આંખોમાં માત્ર સ્નેહ જ જોઇ તેણે ફરી પાછાં તે ઢાળી દીધાં, શિર તેના પગોમાં ઢાળી દીધું, અને ફરી પાછી રોઇ પડી, ધ્રુસ્કે ધ્રુસ્કે.

પતિને એ કશું જ ન સમજાયું. તે સરખો બેઠો થઇ ગયો. સુરભિના સુંવાળા, રેશમી, સોનેરી વાળોનાં ગૂંછળાંમાં વહાલથી આંગળીઓ ફેરવતાં તેણે કહ્યું,

"શું છે સુરુ, શું થયું છે તને?"

સુરભિએ માત્ર ડૂસકાંથીજ તેનો ઉત્તર વાળ્યો.

પતિએ તેના ગાલે હાથ મૂકી, તેના શિરને ઊંચું કર્યું. અત્યંત સ્નેહથી પૂછ્યું,

"મારા સોગન, સુરુ, શું થયું?"

સુરભિએ બોલવાનો ખૂબ જ પ્રયત્ન કર્યો. અંતે બોલી,

"કેટલા મોડા આવ્યા? અમને બીક ન લાગે?"

પતિ વધતા જતા સ્નેહથી તેની સામે જોઇ રહ્યો. તેને ગાલે, માથે, ઓષ્ટે, હાથ ફેરવી રહ્યો.

# કવિતાનો પ્રદેશ.

## શ્રી. ધૂમકેતુ.

રાત્રિના લગભગ સાડાસાત થયા હશે. પોતાના હમણાં જ બંધાવેલા નવા બંગલામાં શેઠ ચીમનલાલ અને શ્રીમતી વિજયાકુમારી નવી કરેલી રોશની નીચે બેસીને કોઇ ન સાંભળે તેમ વાતો કરી રહ્યાં હતાં.

ઘરનો નાનો મોટો કારભાર વિજયાકુમારી સંભાળતાં. બહારનો બધો વહીવટ ચીમનલાલના હાથમાં હતો. એમણે નિશ્ચય કર્યો હતો કે એક બીજાના કામમાં માથું મારવું નહિ. એટલે જે વાતો થતી તેમાં એક બીજાના સ્વતંત્ર અભિપ્રાયને અસર ન થાય તેવી રીતે સલાહ આપવાની સંભાળ રખાતી. એથી જીવનમાં થોડી ઘણી તડામારી થવાથી જે નિકટતા અને આકર્ષણ રહે છે તે ઓછું થયું હતું. તેમના જીવનનો વ્યવહાર થોડે અંશે જેને તુમારી વ્યવહાર કહે તેવો બની ગયો હતો.

'તમને કેમ લાગે છે, મારે શું કરવું જોઇએ?' બે ગાયો વૃદ્ધ થવાથી વસુકી ગઇ હતી, તેમને પાંજરાપોળમાં મોકલવી કે નહિ એ એક પ્રશ્ન હતો. પણ એમાં મતભેદ હતો. ચીમનલાલનું માનવું હતું કે જે આર્થિક દ્રષ્ટિએ ઉપયોગી નથી તે જાળવી રાખવું, એમાં એકંદરે પ્રજાને નુકશાન છે.

વિજયાકુમારીની દલીલ હતી કે એમ હશે કદાચ, પણ જેમણે આપણને દૂધ આપ્યું, તેમની વૃદ્ધાવસ્થા જાળવવાનું આપણા પર નૈતિક બંધન છે.

'પણ એવું બંધન સરખે સરખાં વચ્ચે જ હોય, તો જ એ બંધન નૈતિક ગણાય!' ચીમનલાલે કહ્યું.

'એનો અર્થ તો એમ થાય કે ખરી રીતે સબળને કે સશક્તને કે બુદ્ધિવાનને કાંઈ બંધન ન હોઈ શકે.'

'હું તો એમ માનું છું.' ચીમનલાલે કહ્યું, ને પછી પોતે ઉઠ્યા. પણ તે જતાં જતાં બોલ્યા: 'અરે, તમે પેલી કવિતા વાંચી—કવિતા.'

'કઈ?'

'આપણા નરેન્દ્રની ઘણી સુંદર છે. બે ત્રણ છાપાંવાળાએ તો ઉતારી છે!'

નરેન્દ્ર હમણાં જ મેટ્રીક પાસ થઈ ધંધામાં પડયો હતો. પણ નવરો પડે ત્યારે એ કવિતા લખતો, અને એથી વધારે વખત હોય તો કાંઈક નિબંધ જેવું પણ લખતો.

વિજયાકુમારીએ ચીમનલાલના હાથમાંથી નરેન્દ્રની કવિતાવાળું છાપું લીધું. 'માનવતા' ઉપર કવિતા હતી અને છેલ્લી બે લીંટી ઉપર તો ચીમનલાલે લાલ પેન્સીલથી લીંટા પણ કર્યા હતા.

'ન બુદ્ધિથી, ન કીર્તિથી, વિદ્યા વૈભવથી નહિ,
પ્રગટે પ્રેમથી જનમાં જીવન-રમ્ય સૌરભ.'

'બહુ સરસ છે!' વિજયાકુમારીએ કહ્યું. એજ વખતે કારકુને પ્રવેશ કર્યો. 'સાહેબ' તેણે આવતાવેંત જ કહ્યું.: 'આપણો રબારી હાજો ઢોરો ચરાવતાં સરપ કરડયો ને બે ત્રણ માસ પહેલાં મરી ગયો છે તેની વિધવા આવી છે—એને ગામડેથી—'

'શા માટે?' વિજયાકુમારીએ પૂછયું.

'સાહેબ! કાંઈક આશા કરતા હશે.'

'અત્યારે એકલી રખડતી ધર્મશાળા ખોળતી હતી; ત્યાં હું રસ્તામાં મળી ગયો ને આંહી લાવ્યો છું!'

'એને શું આપવું જોઈએ? રામશંકર તમે શું ધારો છો?'

રામશંકર કાંઈ બોલ્યો નહિ.

ચીમનલાલે કહ્યું: 'એવી રીતે આપો કે જેથી એને આળસુ જીવન ગાળવાનું મન થાય નહિ—અને આંહી વારંવાર આવવાનું પણ મન થાય નહિ!'

'એને શું ભાડું પડ્યું હશે?'

'હશે દોઢેક રૂપિયો!'

'આપણે પાંચેક રૂપિયા આપીશું. એને બે રૂપિયા વધારે પણ મળશે, ટિકીટ ઉપરાંત. બિચારા ગરીબ લોક એટલું તો માંગે નાં?'

રામશંકરની નજર ધરતી પર જ ચોંટી ગઇ. તે સલામ કરીને ચાલતો થયો. પણ વિજયાકુમારીએ તેને પાછો બોલાવ્યો:

'અત્યારે એ બાઇને ખવરાવજો હો —રામશંકર! બિચારીને ભૂખી ન રાખતા!'

'જી!' રામશંકર ચાલ્યો ગયો.

એટલામાં શેઠના નાના છોકરા વીરેન્દ્રને લઇને માસ્તર સાહેબ આવ્યા.

'કેમ વીરેન્દ્ર, આજે શું શીખ્યો?' વિજયાકુમારીએ પૂછ્યું.

પોપટની જેમ વિરેન્દ્ર બોલ્યો: 'સત્ય વિના વિશ્વનો ઉદ્ધાર નથી!'

'અરે! અરે! વીરેન્દ્ર! આ તો તુ ઘણું સરસ બોલે છે!' કહીને વિજયાકુમારીએ તેને ઉપાડી લીધો. આઠ દસ વર્ષનો છોકરો આટલું સુંદર વાક્ય બોલી શકે એ કેળવણીની, એમને મન, હદ થઇ ગઇ હતી.

'કેટલું સરસ બોલે છે! કેમ માસ્તર સાહેબ! આ એની મેળે બોલે છે?'

'એવું છે બાઇ સાહેબ! કે આ ભાઇમાં મને લાગે છે કે જેને અંગ્રેજીમાં Genius—પ્રતિભા—કહીએ એનાં ચિન્હ છે!'

'હેં ખરેખર? પોપટલાલ!'

'જી હા. મને લાગે છે.'

'બીજું તું શું શીખ્યો, વીરેન્દ્ર!'

વીરેન્દ્રને ક્યાં ખીસામાંથી પૈસા કાઢવાના હતા કે તે સુંદર વાક્યો બોલવાની ના પાડે? એની મા રાજી થઇને એને થાબડતી હોય તો એ તો આખો દિવસ આવાં વાક્યો બોલ્યા કરે.

'બીજું એક વાક્ય છે કહું?'

'કહેને!'

'બીજશો નહિ ને?'

'હું તને બીજું? પોપટલાલ! આ એના મગજમાં ક્યાંથી આવ્યું? આપણે તો કોઇ દિવસ બીજાતા નથી!'

બિચારો પોપટલાલ! મોન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે એનાથી ભય તો દેખાડાય નહિ. બાળકના કુદરતી વિકાસ પ્રમાણે અમુક વયે એનામાં રહેલ જડત્વ માટે ઘણી વખત ભય એ પણ એક ઔષધ છે. જેમ સોમલ લોહી શોધ કરે છે તેમ—એ વાક્ય તો એનાથી બોલાય નહિ. તો તો એ જુના જમાનાનો ગણાય અને નવા જમાનાનો ગણાવા માટે કૃત્રિમતા ધારવી રહી. તે બોલ્યો: 'એ તો એવું છે, ઘણી વખત બાળક અદ્રશ્ય વાતાવરણમાંથી પણ વસ્તુઓ પકડે છે!'

'હાં—મને પણ એમ લાગ્યું હતું—એમ કેમ થતું હશે?'

'કલ્પના એમની બળવાન ખરીનાં?—'

'હાં, તું શું કહેતો'તો વીરેન્દ્ર! બોલ તો હું નહિ બીજું!'

'આપણું જીવન સમર્પીને પણ આપણે માનવસેવા કરવી!'

વિજયાકુમારી તો કૂદવા માંડયા. તેજ વખતે એમના મનમાં તો એક વિચાર પણ આવી ગયો કે આખા ભારતવર્ષનાં બાળકોનું સંમેલન કરી તેમાં કોણ સરસ બોલી શકે છે એની એક હરિફાઇ ગોઠવી હોય તો કેવું સારૂં!

માસ્તર રજા લઇને ગયા, ત્યાં ડોકટર આવ્યા. તે સમાચાર લાવ્યા હતા કે હમણાં કોલેરાની બહુ રાડ છે. કોલેરાનો હરીફ લાગે કે તુરત તેને જુદો જ કરી દેવો.

વીરેન્દ્ર એક બાજુ ઉભો રહીને, પેલું વાક્ય વિજયાકુમારીને બહુ પસંદ પડયું માટે મોટેથી ફરી ફરીને ગોખ્યે રહ્યો હતો: 'માનવતા વિશ્વનું મહાન સત્ય છે! માનવતા વિશ્વનું મહાન સત્ય છે! માનવતા વિશ્વનું મહાન સત્ય છે!' અને વીરેન્દ્રને પણ થકવે એવા અવાજથી એક જંગબારી પોપટ પણ 'માનવતા! માનવતા!' એમ ચીસાચીસ પાડી રહ્યો હતો.

'સાહેબ! આપણા, ભીખાને ત્રણેક ઉલટીઓ થઈ છે!' સેક્રેટરીએ આવીને કહ્યું 'તો એને—'

ચીમનલાલ ભયથી વિહ્વળ બની ગયા.

જેટલી ભયંકરતાથી જૂના જમાનામાં ધર્મ માણસને ભાનભૂલ્યા જેવો બનાવી દેતો, લગભગ તેટલીજ સત્તાથી, વિજ્ઞાન આજે માણસને ભાનભૂલ્યાં બનાવે છે. કોલેરા હોય તો આગામી સાવચેતી જરૂરી હતી—પણ ચીમનલાલની વિહ્વળતાએ એમને વ્યગ્ર કરી દીધા.

'ડોકટર! શું કરવું જોઈએ?'

'બીજી વાત પછી—એકદમ–કમ્પાઉન્ડમાંથી એને પહેલાં બહાર કાઢો.'

'એમજ કરવું જોઈએ કાં?' વિજયાકુમારી બોલ્યાં, 'ઘણાંના હિત માટે એકાદે ભોગ આપવો જોઈએ એવું આ લાગે છે નાં?' વિજયાકુમારી હરેક વસ્તુની સત્ય પ્રત્યે જતી પગલી શોધી કાઢવામાં માનતા. માત્ર એ પગલી એમને અનુકૂળ હોવી જોઈએ. ચીમનલાલને અત્યારે વિજયાકુમારીનો આ તત્વદર્શી વિનોદ પસંદ ન પડ્યો. તે ઉતાવળે બોલ્યા: 'તો તમે એ પ્રમાણે કહો–' તેણે વિજયાકુમારીને કહ્યું.

'હા–હાં–એ તો હું ભૂલી ગઈ. અરે! મી૦ ભોગીલાલ, તમે જુઓને, એને કહીએ, તને વધારે સારી સારવાર મળે માટે દવાખાને લઈ જવાનો છે એમ કહેજોને–અને જુઓ' એની ઓરડીમાં કેરોસીન છાંટી બધું સળગાવી દેજો!'

'જી હા—' ભોગીલાલ ગયો.

એટલામાં તો ટેલીફોનની ઘંટડી વાગી–ચીમનલાલે ઉતાવળે ટેલીફોન હાથમાં લીધો—

'હલ્લો? હાં—કોણ—હું ચીમનલાલ, ધીરજભાઈ? અમે પણ હમણાં એજ વાત કરતા હતા. સારી છે? એમ? બધા, વખાણે છે? હાં. સારૂં સાહેબજી!'

'પ્રોફેસર ધીરજલાલ મોતીચંદ નવલખાનો ટેલીફોન હતો. નરેન્દ્રની કવિતા માટે કહેતા હતા. ખરેખર સરસ છે.' ચીમનલાલે વિજયાકુમારીને કહ્યું.

'એમ?—પણ એ કેમ આવ્યા નહિં?'

'આવશે.—પણ'

'હાં હાં. સમજી—'

ગામમાં કોલેરા હતો, ત્યાંથી આવનાર માણસ નાહકનો જંતુ ફેલાવતો આવે એ વસ્તુ ચીમનલાલને રૂચી નહિ. એટલે એમણે તો પ્રોફેસરને આવવાનું આમંત્રણ આપવાનો વિવેક કર્યો ન હતો, પણ સુરૂચિનો ભંગ ન કરવાના ખાતર પણ પ્રોફેસર ધીરજભાઈ પોતે જાતે અભિનંદન આપ્યા વિના રહી શકે નહિ. અને દસેક મિનિટમાં જ એમની મોટરના ભણકારા વાગ્યા.

( ૨ )

એમને જોઈને ચીમનલાલને તો મૃત્યુનો દૂત આવ્યો હોય એવું આકરૂં લાગ્યું. પણ બહારનો વિવેક તો રાખ્યા વિના છૂટકો જ ન હતો.

'કેમ ? તમે આવ્યા ? મેં કહ્યું, આવશો જ હો !'

'બહુ સરસ છે—નરેન્દ્રે પોતે લખી છે ?'

'હાસ્તો. બીજું કોણ લખે ?' વિજયાકુમારીએ કહ્યું: 'એના વિચાર ઘણા સારા છે—'

'વિચાર કરતાં પણ—તમે જે કેટલાક પ્રધાન અંગ્રેજ કવિઓમાં જુઓ છો—વિચારમય શબ્દ સૌંદર્ય એ મોતી જેવું તેજ એમાં છે !'

વિજયાકુમારીને આ વાત ગમતી તો બહુ હતી, પણ અત્યારે તેમનું ચિત્ત કોલેરાના જંતુમાં હતું.

વધુ કાંઈ વાતચીત થાય તે પહેલાં ભોગીલાલ પાછો આવ્યો. વિજયાકુમારીએ તેની સામે સૂચક દૃષ્ટિથી જોયું. હુકમ પ્રમાણે બધું થઈ ગયું છે એમ કહેવા માટે એણે ડોકું ધુણાવવાનું હતું પણ તે તો ડોકું ધુણાવવાને બદલે વિજયાકુમારી પાસે વાત કરવા આવ્યો.

'બાઈ સાહેબ ! પેલા રબારીની વહુ રડે છે.'

'કેમ ? એમાં રડવાનું શું છે ?'

'એ કહે છે હું પણ ભેગી જાઉં.'

'તો છો જતી—માત્ર એને કહેજે કે પછી તારે હમણાં ત્યાં રહેવું પડશે. અહીં નહીં અવાય !'

( ૩ )

બીજે દિવસે સવારમાં નવ વાગ્યાના સુમારે વિજયાકુમારી આનંદથી માસ્તર સાથે નરેન્દ્રની સુંદર કવિતા વિષે ને વીરેન્દ્રમાં રહેલી વિશ્વપ્રેમની

ભાવના વિષે વાતો કરી રહ્યાં હતાં. ચીમનલાલ એક બાજુ બેસીને એ સાંભળતા હતા. માસ્તર જમાનાનો ખાધેલો, વૃદ્ધ ને મહા નટખટ હતો. એ પણ આ કવિતાને અનેક દ્રષ્ટિબિંદુઓથી સમજાવી રહ્યો હતો. શ્રીમંતોને કે રાજાઓને કે હરકોઇ માબાપને પોતાનું છોકરું મહાન થાય એમાં ગૌરવ લેવાનું મન થાય એ સ્વભાવિક છે. પણ મહાનતા એ કોઇ જાતનો અકસ્માત નથી, પણ હેતુપૂર્વક ઘડેલો જીવનનો વિકાસક્રમ છે. એ પરમ સત્ય જ્યાં સુધી સમજાય નહિ ત્યાંસુધી ઘણાં છોકરાં નાના–જુવાન હશે ત્યારે મહાન લાગશે–ને મોટાં થશે ત્યારે પામર બનશે.

એમની વાતચીત ચાલતી હતી, તેટલામાં ચીમનલાલ લગભગ દોડતા આવ્યા.

'હવે તમારી આ વાત મુકો–વાત મુકો—પેલાએ નખ્ખોદ કાઢી નાખ્યું !'

'તમે કોની—કોની વાત કરો છો?' વિજયાકુમારીએ પૂછ્યું. એમને શેઠની ભાષા ન ગમી.

'આ તમારા વીરેન્દ્ર—જુઓ ત્યાં ચાલ્યો આવે—સાથે પેલા રબારીની છોકરી લાગે છે!'

'હેં!' માસ્તર ને વિજયાકુમારી બન્ને સ્વપ્નસૃષ્ટિમાંથી જાગી ઉઠયાં.

'હેં!' કહેતાંકને વિજયાકુમારી નીચે દોડયાં. એટલામાં વીરેન્દ્ર જ સામે મળ્યો. તેની સાથે રબારીની સાત આઠ વર્ષની છોકરી ધની હતી.

'વીરેન્દ્ર! આ તું શું કરે છે?' ગુસ્સામાં છતાં વિજયાકુમારી પોતાની શૈલી ભુલ્યાં નહતાં. 'આપણે એને આંહી લાવીએ તો એનાં માબાપ આપણને ઠપકો આપેનાં?' તે બોલ્યાં.

'પણ એનો બાપ તો કાલેજ મરી ગયો, મમ્મા !'

'હેં!' વિજયાકુમારી વધુ સ્તબ્ધ બની ગયાં. 'ખરેખર?'

'હા—'

એટલામાં કારકુન રામશંકર દેખાયો.

'રામશંકર! આ છોકરીને એની મા પાસે પહોંચાડવી દેજે–'

'પણ બાઇ સાબ! એની મા તો ત્યાં પડી રૂએ છે. રબારી તો મરી ગયો—'

ચીમનલાલના પગલાં સંભળાયાં. પ્રોફેસર ધીરજલાલની મોટરનું હોર્ન સંભળાયું.

'રામશંકર! તો એને અનાથાશ્રમમાં લઇ જાવ. સમજ્યા, આંહી કાંઈ—"

'એમ નહીં, એમ નહિં, તમે એને બિચારીને ગભરાવી દો છો. વીરેન્દ્ર! બેટા! ધનીને જવા દે!'

'પણ મમ્મી, એની મમ્મી તો નથી. કોની પાસે રહેશે?'

પ્રોફેસર આવીને છેલ્લે પગથીએ ઉભા રહી ગયા હતા. વિજયાકુમારીએ સ્મિતથી તેમને આવકાર્યા. પછી વીરેન્દ્રને કહ્યું:

'બેટા! એને પણ હિમ્મતવાન થવું જોઇએનાં? એનું ભણવાનું બગડે, આપણાથી એને કેમ રખાય?'

માસ્તર મદદે આવ્યા: 'જુઓ ભાઇ, એનાં માબાપ તો બરાબર સમજે નહિ નાં કે આને ભણાવવું? એટલે હવે આપણે જ એને ભણાવવા મોકલીએ છીએ!'

'ક્યાં?'

'ત્યાં અનાથાશ્રમમાં?'

'ત્યારે આંહી ભણે તો!'

'આંહી તારા બાપનું—' ચીમનલાલ કાંઇ બોલવા જતા હતા, ત્યાં વિજયાકુમારીએ એમને વાર્યા:

'એમ નહિ, એમ નહિ, તમે બાળકની વિશ્વપ્રેમની ભાવના બગાડો છો. જો વીરેન્દ્ર! આંહી આપણે રાખીએ પણ આપણે તો ઝુપડીમાં રહેવા જવું છે. તને આ બંગલો ગમે છે?'

'ના.'

'ત્યારે પછી? આપણે ત્યાં જઇએ, ત્યારે એનાથી અવાય. નહિંતર એ શોખીન થઇ જાય.'

'તો આપણે જઇશું ત્યારે એનાથી અવાય. નહિંતર એ શોખીન થઇ જાય.'

'ત્યાં આપણે જઇશું ત્યારે ત્યાં આવશે નાં?'

'હાં, ત્યાં બોલાવીશું. કોઇક દિવસ બોલાવીશું!'

બગીચામાં એક નાની સરખી ઝુંપડી પાંચેક મિસ્ત્રીઓ છએક માસ થયાં બનાવી રહ્યા હતા અને પછી આ બંગલાના વૈભવનો ત્યાગ કરી સાદાઇની શરૂઆત કરવા વિજયાકુમારી ત્યાં રહેવા જવાનાં હતાં, એ વિષે આ ઉલ્લેખ હતો.

ધનીને તો રામશંકર પાછી લઇ ચાલતા થઇ ગયા હતા.

'તમે વીરેન્દ્રને બહુ ચડાવ્યો છે હોં!'

'મેં ચડાવ્યો છે? કેમ મી૦ ધીરજલાલ આવોને. કેમ જાઓ છો? મેં ચડાવ્યો છે કે એનામાં પરિવર્તન થયું છે?,

એવું હું કાંઇ ન સમજું. જે વસ્તુ આપણે કરી શકવાના નથી, તે બોલ બોલ કરવાથી ફાયદો શું?'

'પણ એના વિચાર ખરેખર સુંદર છે!'' ધીરજલાલ બોલ્યા.

'અરે ભાઇ! વિચાર સુંદર હોય તો તમારે ત્યાં. એ માર્ક ત્યાં પેપરમાં વધારે મુકજોને, પણ આંહી જીંદગીમાં એને શું કરવા ખોટી વાતો કરો છો? એમ તો મેં પણ નરેન્દ્રની કવિતા વખાણી નથી? હોય છોકરાં છે તે લખે, આપણે વખાણીએ. પણ આવી રીતે જીવન વ્યવહારમાં પણ એનું એ કાંઇ હોય? આવી ખોટી વાતોથી શો ફાયદો?'

'આ વાતોને તમે ખોટી કહો છો?'

'ખોટી નહીં? ત્યારે? આ ધનીને તમે—ક્યારે—?'

'પણ એ કહેવાય તો એવી જ રીતે ના? કહેવાની પણ રીત નથી? સરસ વાણી શીખવી તો જોઇએ નાં?'

સૌ હસી પડયાં, માત્ર ગરીબ બિચારો રામશંકર રસ્તે ધનીને એ સમજે કે ન સમજે એની દરકાર કર્યા વિના કહી રહ્યો હતો.

'તારા બાપને એમ કે હું મરૂં છું, પણ મારૂં છોકરૂં તો આ શેઠ પાળશે. ઠીક એ બિચારો તો મરતાં મરતાં આશ્વાસન લેતો ગયો, પણ ધની! મારી બુન! આ તો કવિતા કરવાવાળા! આ તારો બાપ મર્યો એની પણ કવિતા કરશે! બીજી કાંઇ આશા રાખતી નહિ. કહેજે તારી માને!'

ધપ સમજી કે નહિ, તે તો કોણ જાણે, પણ તે રામશંકર સામે જોઇ રહી.

# કલંકિની

## શ્રી ઉમાશંકર જોષી.

ગામની આથમણી દિશાએ એક નાનકડું મંદિર હતું. એની પડખે એક નાનીશી ઓરડી હતી, જેમાં પૂજા કરનાર બાવાજીનો અખાડો રહેતો. મંદિરનો હમણાં કોઈ દેશાવર કમાઈ આવેલા વણિકે જીર્ણોદ્ધાર કર્યો હતો અને એનો કળશ સૂર્યોદય સમયે સૂર્યના પ્રતાપનો જરા ઉપહાસ કરતો ને સૂર્યાસ્ત વેળા એને સહાનુભૂતિથી જાણે કહેતો "જા, જા, તું તારે નિરાંતે. હું છું અહીં ઝગારા મારનાર."

મંદિરના દેવનો મહિમા એથીયે વિશેષ હતો. તેમાં હમણાં જે નવા બાવાજી આવ્યા હતા તેના વ્યક્તિત્વને લીધે આખા ગામની એક દેખાતી આંખ હોય એવું આ ચળકતા કળશવાળું મંદિર બની રહ્યું.

બાવાજી પોતાને ભસ્માનંદજીને નામે ઓળખાવતા. પોતે હજી પૂર યુવાનીમાં હતા. માંડ ત્રીશ વર્ષ થયાં હશે. પણ અદ્દ્ભુત તુચ્છકારથી બોલતા: "સબ કુછ ભસ્મ કર ડાલા! સબ કુછ! યે દુનિયામેં કયા રાખ સિવા દૂસરા કુછ બતાઓ તો?"

અને સાંભળનારાઓને આ યુવાન વૈરાગીની રજેરજ વાતમાં શ્રદ્ધા બેસતી. પોતાના ખાબોચિયા જેવડા ગ્રામ સમાજમાં પણ જે મગર-મચ્છ થઈને મહાલ્યા હતા એ રસિકો પણ આ વીતરાગ બાવાજીની વર્તણુકથી પોતાની પામરતા પર લાજી મરતા. અને વાત તો એ હતી કે બાવાજી પોતે ચાર માણસ વચ્ચે પોતાની જીભને બળે પ્રભાવ પાડે એવા હતા, એટલું જ નહિ પણ તેના તેજસ્વી વ્યક્તિત્વથી કોઈ અંજાયા વગર ન રહે એવું હતું. સરસ સુરેખ એકવડીઉં ઉંચું શરીર, આછાં દાઢીમૂછમાં

છૂપાયેલું ગૌર ચળકતું મુખ,' માથે લાંબા કેશની જટા અને ભરાવદાર ખભાંથી ફૂટેલી સુડોલ વડવાઇઓ જેવાં બાહુ. અને કપાળે લમણે, બાહુ પર જટા પર બધે સફેદ ભસ્મનો ઢેરો ન કરે તો ભસ્માનંદજ શેના? એની મૂર્તિ શેરીઓમાં થઇ પસાર થાય ત્યારે ઘણીયે રસિકાઓના કંઠમાંથી છૂપો નિઃશ્વાસ નિકળી જતો.

ગ્રામ્યવધુઓને બાવાજીની લાજ કાઢવાની આપણા રૂઢિશાસ્ત્રોએ રજા આપી નથી. સૌ કોઇ પૌરૂષેયરૂપ કેવું હોઇ શકે એની ખાતરી પોતાની આંખો વડે બેધડક કરતું. પણ ભસ્માનંદજી વિષે આજ ચાર વરસ થયાં, પરંતુ આડીઅવળી નજર પણ એમણે નાખી હોય એવી અફવા સુદ્ધાં પ્રચાર પામી શકી નથી.

બાવાજીએ પોતે આ ગામને પોતાનું સ્થાનક ગણ્યા પછી મંદિરની પેલી ગમની બધી ઉજ્જડ જમીનને કેળવી સુંદર બગીચો કર્યો છે. એની પેલી પાસની જમીનને ખેડાવવા પણ માંડી છે. મંદિરનો કૂવો બગીચાની વચ્ચે આવે એવી રચના થઇ છે. સવારે વહેલા ઉઠી બળદોની સંગાથે ખેતરે જતા ખેડુતો પહેલો કૂકડો બોલ્યો ન હોય તે વખતે કૂવાની ગરેડીનો કિચડક કિચડક અવાજ સાંભળે છે. કોઇક બોલે, 'બાવાજી, આટલા વહેલા શિદને ઉઠો છો? હજી તો અરધી રાત બાકી છે!' તો સામેથી કહે, 'હમારા તો સબકુછ દિન હૈ, રાત તો સંસારિયોં કો.'

એમના શંખધ્વનિથી સારી સીમ ગાજી ઉઠતી. સૌ સુતેલાં સળવળવા લાગતાં, ને ધીરે ધીરે કામે મંડી પડતા. ખૂદ બાવાજી પોતે પણ આરતી કરી દીધા પછી બગીચાનું સંભાળતા. બપોરની આરતિ સુધી ચાલે એવું કંઇ ને કંઇ કામ, પાણી પાવાનું, કયારા તૈયાર કરવાનું, કાપકુપ વિ૦ કરવાનું મળી રહેતું. તેમાં હમણાં આખા ખેતરમાં એમણે ચોમાસું ધાન્ય વવરાવ્યું છે. એટલે તેની પણ સારસંભાળ રાખવાની. એમનો આખો વખત આમ રોકાયલો રહેતો. બપોર ચડવા આવે ત્યારે ફરી કૂવે સ્નાન કરી, બે રોટી પકાવી લઇ આરતિ પછી કોઈ આવ્યા ગયા જોડે ગપાટા કે ભજન.

સામાન્ય રીતે બધા જ બાવાજીઓ આ ભસ્માનંદજી જેવા આ ગામને આંગણે આવ્યા હતા એમ કહેવાનો આશય નથી. અને આવ્યા

હોય તો એ ગામ લોકોએ એવાજ રહેવા દીધા હોય, એવું નિવેદન કરવાની પણ શ્રદ્ધા નથી. કેમકે બીજા સૌની વાત તો જાણે કોરાણે મુકો, પણ દખણાદી મેરના ફળિયાને છેડે રહેતી 'ભારાડી' ને નામે જાણીતી થયેલી બાળ વિધવા મંછીની વાગ્ધારા જ્યાં સુધી અખંડ છે ત્યાંસુધી એ પ્રકારની હિંમત ભાગ્યે જ કોઇ કરી શકે. છડેચોક એ કહે જાય છે. "આ મંદિરમાં ઝાડુ વાળવાનું, વાસણ માંજવાનું કામ પરંપરાથી મારૂં છે. કાંઇ બાવાજીથી પોતાથી તે એ થતું હશે?" પરંપરાથી એટલે એમ ન સમજવું કે મંછાએ પોતે મંદિરમાં કેટલાયે બાવાઓ આવ્યા ને ગયા પણ વારસોથી પોતાની સેવા અર્પી છે. આ પરંપરા તોડી માત્ર ભસ્માનંદજીએ. પોતાનું કામ પોતે જ કરતા, એટલે મંછીનો પગ મંદિરમાં પગ ટક્યો નહિ. અત્યાર સુધી ગામલોકોને મંછીનો મંદિર જોડેનો સંબંધ જે કોઠે પડી ગયો હતો, તેમાં આ વિક્ષેપ પડતાં ઉલટું તેમને જ કંઇ નવાઇ ભરેલું વધારે પડતું લાગ્યું. પણ કુદરતી રીતે સૌની આંખો બાવાજી તરફ તાજુબીથી જોઇ રહી. મંછીનો હકક માર્યો ગયો.

એક વાર સવારનું બાગકામ કરી પરવારી બાવાજી બપોરની આરતી માટે સ્નાન કરતા હતા ત્યાં આઘેથી 'એ ઢોર પેઠાં! ઢોર પેઠાં!' એવો હોકારો સંભળાયો. એ...મંદિરની ભેળાઇ! હાંકો! નો સ્પષ્ટ અવાજ કાને પડયો. અરધી ડોલ શરીર પર રેડી હતી ને અરધી બાકી હતી ને બાવાજી લંગોટીભેર ભીને ડીલે દોડયા. વાડી માટેની એમની મમતા સંસારીઓને પણ ભૂલાવે એવી હતી. બગીચામાંથી જેવા નીકળી શેઢે શેઢે દોડતા બોડિબારે આવ્યા, ત્યાં એક કુમારિકા છાણાંનો ટોપલો માથે લઇને પેસવા જતી હતી. તે પહેલાં તો બોડિબારૂં ઓળંગીને ઝટપટ બાવાજી પેલી તરફથી પેસતાં ઢોરને તગડાવી મેલવા દોડયા. એમને ખબર પણ ન પડી કે એને જોઇ ધાક ખાઇ જવાથી પેલી છોકરી છાણાના ટોપલા સાથે પડી ગઇ છે. બાવાજી ઢોરને તગેડીને ઠેઠ વાંધાની પેલી પાર મૂકી આવ્યા ત્યારે રહ્યા.

દરમ્યાન અહીં પેલી છોકરી ભાનમાં આવીને ઉભી થવા જાય છે ત્યાં વાંધે પાણી પીવરાવવા પાડાં લઇને પાસેની નેળમાં થઇને જતી મંછાએ ટહુકો કર્યો. 'કેમ પડી છો લખી! લખી બિચારી જવાબ ન આપી શકી એટલે પોતેજ બોલી' કાં ઠેસ વાગી? હસી, કહી એ એને રસ્તે ચાલી

ગઈ. પણ લખીનું હૈયું ફળફળ કાંપતું હતું. વીણાય એટલાં છાણાં ઝટ ઝટ દઈને ટોપલી ભરી ઘાલી ઉતાવળે પગે ઘર તરફ ચાલી. મનમાં થયું કે ક્યાં આ મંદિરની ટૂંકી વાટનો લોભ લાગ્યો! હવે શું થશે! આ મંછા હમણાંજ પાડા પાઈનેજ આવશે એટલે ગામમાં જરૂર બૂમ કરશે કે મને બાવાજીએ પાડી, એ બાવાજીને જોયા વગર ઓછી રહી હશે કે? હાય! હવે શું કરૂં? મંદિર પાસેના બગીચામાંનો કૂવો જોઈ અંદર પડી મરૂં એમ પણ એને થયું, પણ એના પગ જરા ખંચાયા. પણ મંછી તો વધુ ફૂંકી મારશેજ. એ ભય એના લોહીના અણુએ અણુમાં પ્રસરી ગયો. પોતે ડૂબી મરે તો પાછળ સૌ એનો વાંક કાઢયા વગર રહેજ નહિંને! ઝટપટ પગલે ચાલી ગામમાં પેઠી ને જે કોઈ મળ્યું તેને ધીરેથી આંસુ લૂંછતી જાય ને કહેતી જાય કે 'બાવાજીએ મને બીવરાવી.' એને મનમાં વિશ્વાસ આવ્યો કે હવે છોને મંછી એને કહેવું હોય તે કહેતી ફરતી. મેં મારે મારે સાચું હતું તે કહી નાખ્યું.

લખી ઘેર પહોંચી, તે પહેલા આ ઘટના ઘેરઘેર પહોંચી ચૂકી હતી. લખી ગામના શાસ્ત્રીજીની દીકરી. શાસ્ત્રીજી ઘરમાં જ નહિ પણ ગામમાં પાવડીએ ચડીને ચાલનાર, રાત પડયે પણ કપાળ ઉપર અકબંધ ત્રિપુંડ જાળવનાર, ધર્મપ્રિય બ્રાહ્મણ કોઈ પાટીદાર યજમાનને ત્યાં ચંડીપાઠ ચાલતો હતો ત્યાંથી હાથમાં જ માળા રહી ગઈ ને અદ્ધર શ્વાસે ઘેર આવી પહોંચ્યા. શાસ્ત્રીજીની વહુએ દીકરીને ઘણું પૂછ્યું. 'બેટા, ઢોરે તને પાડી નાખીને? એ તો ઠીક થયું તે બાવાજી તાકડે આવી ચડયા ને મારી લાખ રૂપિયાની લખીને બચાવી લીધી. બાવાજીએ બચાવી લીધીને?' પણ લખી કાંઈ બોલે તો ને? મા બિચારી નિર્દોષ વાતાવરણ ઉભું કરવા સવાલો પૂછતી હતી અને દીકરી તરફથી માત્ર હા એ હાજ કહયે જવાની અપેક્ષા રાખતી હતી. પણ લખીના મનમાં ઊંડે ઊંડે ધાસ્તી એટલી હતી કે હવે પોતે શું હા એ હા કહે, બધું જ મંછીએ ફૂંકી માર્યું હશે. નજરો નજર જોનારી તો એકજ હતીને? અને મંછી ઓછી માનવાની હતી કે પોતે બાવાજીને એવા વેશમાં ધસી આવતા જોઈ ધાકની મારી બેહોશ થઈને પડી ગઈ હતી? મંચીને કેમ પહોંચાય? બાના પ્રશ્નો કરતાં બાપુજીનાં પ્રશ્નો ઓછા ન હતા. પણ લખી તો એમ મૂંગે મૂંગે રડયે જાય ને ધરતી માર્ગ આપે તો પેસી જાઉં એમ વિમાસ્યા કરે.

એક પછી એક આવીને સૌ ખબર પૂછી ગયાં. 'ભૂવો બોલાવી વહેમ કઢાવી નાખવો સારો, 'પડી છે તે વાગ્યુંય કેટલું છે તો? ચલાતું પણ નથી બરાબર!' અને ધીરે રહી કાનમાં 'કંઈ વેળાસર દવાખવા કરાવી લેજો' કહી સૌ પોતપોતાને ત્યાં ગયાં. અને આજ આખા ગામમાં ધર્મનો દંડો ચલાવનાર શાસ્ત્રીજીની દશા આવી લાવવા માટે વિધાતા ઉપર આફરીન થવા લાગ્યાં. ખબર પડી એટલે પાડાં પાઈને આવેલી મંછી પણ હાંફળી ફાંફળી દિલસોજી બતાવવાનો રસ લૂંટવા આવી. 'મેં તો જાણ્યું' લખુડી તને ઠેસ વાગી હતી.' અને, 'એમ કે ત્યારે તો?' કહી ખંધાઈથી સહેજ છૂપું મલકાઈ.

લખી બોલી ઊઠી, 'બા, બા, મને ઠેસજ વાગી હતી. મંછી કાકી તમે નો'તી દેખા મને? તમે પૂછ્યું 'તું પણ ખરું ને કે કેમ અલી લખી ઠેસ વાગી કે? બા, બા, બાપાજીને કહે કે ઠેસ વાગી એટલે હું પડી ગઈ હતી નહિ, મંછા કાકી?

'હાસ્તો, બાવાજીનો બોલાસ તો મેં વાંધા પર પાડાં પાતાં પાતાં ઘણે આઘે સાંભળ્યો હતો, ને લખા તો મંદિર કને પડી ગઈ હતી.' મંછી બોલી. લખી રાજી થતી કૂદીને બોલવા લાગી, 'બા, બા, મને ઠેસજ વાગી હતી. બીજું કાંઈ ના'તું. મંદિરને લીધે એવું લાગ્યું એ તો? મંછી કાકીને પૂછને?

લખીએ, લખીની બાએ ને મંછીએ અનેકવાર આ ખલાસો ગામના દરેક દરેક માનવીને આપ્યો હશે. પણ લખીને કપાળે કલંક લાગી ગયું તે લાગી જ ગયું.

બાવાજીને કંઈ જ કહેવાની કોઈની હિંમત ન હતી. પણ જતે દહાડે જાણ થતાં ગામ લોકો પર ખીજનાઈ ચીપિયો પછાડી એ ડેરા ઉઠાવી લઈ ચાલતા થયા.

લખીને પરણાવી વૃદ્ધાવસ્થા ભગવદ્ ભજનમાં ગાળવા શાસ્ત્રીજી ઘણુંયે ઇચ્છે છે, પણ જ્યાં પૂછવા જાય છે ત્યાં નાની નાજ મળે છે.

ગામમાં બીજા બાવાજી આવ્યા. મંછીએ પોતાનું પરંપરાપ્રાપ્ત કામ શરૂ કરી દીધું હતું. મંછીને મોંઢે આગલા બાવાજીની વાત સાંભળી એમણે ઉદ્‌ગાર કાઢ્યો: ઐસા? અભી મંદિરકી ઔર ભી કુછ દૌલત હૈજી?

શાસ્ત્રીજીના મૃત્યુ પછીને વરસે ગામમાંથી આ બાવાજી અને લખી એક જ દિવસે અલોપ થઈ ગયાં હતાં.

# સત્યનારાયણની કથા.

શ્રી. રમણલાલ વ. દેસાઇ

માનવી ઝડપથી આગળ વધતો નથીજ. નવી વિચાર સૃષ્ટિમાં ઉછરેલાં યુવકયુવતી પોતાને બહુજ આગળ વધેલાં માને છે. વીસ પચ્ચીસ વર્ષની આસપાસ ફરતી પ્રૌઢતાને જૂનવાણી માને છે!

પરંતુ પચ્ચીસ વર્ષની ઉમરે લખેલા જગતભરના પ્રેમપત્રો ભેગા કરી જુઓ! આજની પેઢીના, હજાર વર્ષ ઉપરની પેઢીના, કે બની શકતું હોય તો હવે પછીનાં હજાર વર્ષે લખવાના કાગળો ભેગા થઇ શકે, તો કયો કાગળ કયી પેઢીએ લખ્યો એની ચોકસાઇ ભાગ્યેજ થાય. ભાષાની ભાવનામાં તલપૂર ફેર હોતો નથી. લીખીતંગ કહાડી નાંખીએ તો બધાજ કાગળો આપણા લખેલા હતા એમ શું નથી લાગતું?

જૂના ગુણ અવગુણ નવી દુનિયામાં પણ કેવા પ્રવેશી જાય છે? મને તો લાગે છે કે ગુણ અવગુણ એના એજ હોય છે! નવો સ્વાંગ ધારણ કરવાથી ગુણ અવગુણ, ટેવ કે સંસ્કારનું સ્વરૂપ બદલાતું નથી.

નવીન સંસ્કાર પામેલી કલા અને લગભગ આવતી કાલની મૂર્તિસમો કાન્ત એ બે જણ પરણ્યાં, ત્યારે ચારેપાસથી અમે સાંભળ્યું કે સ્નેહલગ્નનો વિજય થયો છે. કોઇએ તેને સુધારીને કહ્યું કે, માત્ર સ્નેહનો વિજય થયો

છે. લગ્ન તો તેનું આકસ્મિક પરિણામ માત્ર ગણાય. યુવાનોની સામે કદી દલીલ કરવી નહીં. મ્હેં પણ યુવકયુવતીઓની સાથે સ્નેહલગ્નનો મહિમા ગાયો. એમાં મને શી અડચણ? સ્નેહ પહેલાંનાં લગ્ન પણ સુખી થાય છે, તો સ્નેહના અકસ્માત સરખાં લગ્ન શા માટે વધારે સુખી ન થાય?

મ્હારી પાડોશમાંજ એ બંને જણ રહેતાં હતાં. કલા અત્યંત સુઘડ, ચપળ, ચબરાક અને વ્હાલસોઇ હતી. કાન્ત પણ બહુજ સંસ્કારી, ભાવનાશીલ અને આનંદપ્રિય યુવક હતો. મ્હારી અને તેની વચ્ચે પંદર સત્તર વર્ષનો તફાવત. સ્વાભાવિક રીતેજ આ ઉંમરફેર અમને વેગળા રાખે. છતાં એ નવીન દંપતીને જોઇ હું રાજી થતો અને ક્વચિત તેમને ચ્હા માટે બોલાવતો.

ન્હાનાં નામ પસંદ કરવા જેવાં છે, પરંતુ આપણી સભ્યતા એકલા નામથી રાચતી નથી. બંગાળીઓ સુધીર અને સુશીલ કે સુબોધની જોડે બાબુ લગાડી વાતચીતમાં નામને ગૌરવ આપે છે. મહારાષ્ટ્રીય નામો આપણને વાંચવે તોછડાં લાગે, તોય વાતચીતમાં ગોપાળને ગોપાળરાવ બનાવી એ ભાષા પણ નામની પ્રતિષ્ઠા વધારે છે. ગુજરાતીઓ કુમાર, લાલ, રાય જેવાં છોગાં રાખતા અટક્યા ગયા છે, એટલે નામને છેડે ભાઇ કે બ્હેન લગાડી એકલ ન્હાનાં નામોનું તોછડાપણું ટાળવા આપણી સભ્યતા મથી રહી છે.

એક દિવસ કાન્ત અને કલા મ્હારે ઘેર આવ્યા. વિવેકથી મ્હેં કાન્તને કહ્યું.

'આવો કાન્તભાઇ!'

કાન્ત હસ્યો. મને પણ હસવું આવ્યું. ઘણાં નામો સાથે ભાઇ ગોઠવાઇ જાય છે. પરંતુ કાન્તની સાથે એ હજ્યું નહીં.

'મને માત્ર "કાન્ત" કહો તો?' કાન્તે કહ્યું.

'કહેવું તો એમજ જોઇએ. પણ જરા તોછડું પડે.'

'આપણે જૂનવાણીને બહુજ વળગી રહીએ છીએ. ગુજરાતે નામો સુધાર્યાં, પણ નામોના છેડા નથી સુધાર્યા.' કલાએ કહ્યું.

એ પણ સુધરશે. પરંતુ જુઓને, કેટલાંક નામજ એવાં હોય કે જેમને સંભાળીને વાપરવાં પડે.'

'દાખલા તરીકે ?'

'આપણી પડોશમાં એક વાઘ રહે છે એ જાણો છો ?'

'વાઘ ? હું જાણતો નથી. વાઘ તે હોય ?' કાન્તે કહ્યું.

'હું ખરૂં કહું છું. પણ તે વાઘ જો ઓળખવા હોય તો એકલા ભાઇ કહયે પણ નહીં ચાલે. ભાઇ કહેતા પહેલાં પણ માનાર્થે 'જી' નહીં કહો તો તે તમને ઓળખશે પણ નહીં.'

'મને ન સમજાયું.' કાન્તે કહ્યું.

'શું તું યે આટલું સમજતો નથી! એ તો પેલા વાઘજીભાઇ" સાથે આવેલી તેની પત્ની કલા એ પતિને વાત કરે છે! નવીન સ્નેહાર્દ્ર ઢબે સમજણ પાડી વ્હાલમાં પુરૂષો પત્નીને એક વચનમાં સંબોધતા, એ મ્હારા સમયનો સુધારો મને યાદ છે. પરંતુ દસ વર્ષ પછી પત્નીએ એક વચનના સ્નેહસંબોધનનો હક્ક મેળવ્યો હતો, એ ઇતિહાસ નોંધી રાખવા સરખો છે.

'અં હં.' હસીને કાન્ત બોલ્યો.

'તમારા નામ માટે પણ એવીજ મુસ્કેલી છે. તમને કાન્તિલાલ કહેવાય નહીં. તમને કાનજીભાઇ પણ કહેવાય નહીં. એકલા કાન્ત કહીએ તો કદી કદી મુસ્કેલી ઉભી થાય.' મ્હેં કહ્યું.

'કેમ !' કાન્તે પૂછ્યું.

'જરાય નહીં.' કલાએ કહ્યું.

'એ તો ઠીક છે કે આ કલાબ્હેન ઉદાર છે. નહીં તો રસ્તે જતી ગમે તે યુવતી તમને 'કાન્ત' 'કાન્ત' કહ્યા કરે, તો રસ્તામાં નાટક ભજવાતું લોકો ધારે ને !' મ્હેં કહ્યું.

હું માત્ર મજાકમાંજ બોલતો હતો એમ માની એ બન્ને જણ જરા હસ્યાં. પરંતુ મ્હારા સમયમાં પણ નામની પસંદગીનો પ્રશ્ન છેક કાઢી નાખવા જેવો ન હતો. મ્હારા એક મિત્રની પત્નીનું નામ ગંગા હતું. એ જૂની ઢબનું નામ તેને જરાય પસંદ ન પડયું, એટલે તે પોતાની પત્નીને ઘણી વખત ગેન્જીઝ કહીને બોલાવતો. અને તે જરા વિદ્વાન

અને મ્હોટા માણસમાં લેખાવા લાગ્યો, ત્યારે એ પોતાની પત્નીને 'ગંગોત્રી' સરખા નૂતન અને ભવ્ય નામથી ઓળખાવવા લાગ્યો. 'કાશી' નામાભિધાનવાળી પત્નીથી અસંતુષ્ટ બનેલા એક પતિએ તેનું નામ 'સુકેશી' માં બદલી નાખ્યું, ત્યારથી તેના હૃદય અને વાણીમાં કવિતા ઉધડવા માંડી એવો પણ એક દાખલો મ્હેં જોયો છે. પછી તો કાન્ત મ્હારે ઘેર ચોપડીઓ લેવા ઘણું આવતો હતો. મ્હારી કેટલીક અવ્યવસ્થા, પહેરવેશ તરફની બેદરકારી અને અનિયમિતપણું જોઇ કાન્તને એમજ લાગતું કે હું જૂના જમાનાનો માણસ છું. પરંતુ કાન્તે મ્હારો પુસ્તક શોખ જોયો, ત્યારે તેને નવાઇ લાગી કે મ્હારા જેવો જૂની ઢબનો માણસ નવીન યુગના કાન્તને પણ આશ્ચર્યમાં નાખે એવાં પુસ્તકો કેવી રીતે વાંચી શકતો હશે? જૂનો જમાનો! ઘણી વખત મને એમ થાય છે કે જગતમાં કશું નવું હશે ખરૂં? સમાજવાદ કે સામ્યવાદ વિષે ચાલીસ વર્ષની ઉપરના પુરૂષોએ કાંઇજ વાંચ્યું ન હોવું જોઇએ એમ માનતા કાન્તે મ્હારા ઘરમાં એ વાદ ઉપરનાં પુસ્તકો જોયાં, ત્યારે તેને આશ્ચર્ય થયું.

'વાંચ્યું તો ઘણું. પણ હવે ગીતા અને ઉપનિષદ ગમતાં થઇ ગયાં છે.' કાન્તના આશ્ચર્યને હળવું પાડવા મ્હેં કહ્યું. વાત પણ છેક ખોટી ન હતી. મને લાગ્યું કે મ્હારી ઉમ્મરે કાન્ત પણ યોગનાં પુસ્તકો વાંચે તો નવાઇ નહીં. માનવવિકાસનો એકજ ક્રમ! અને તે અતિ ધીમો! ક્રાન્તિનું જ્વલંત ઉદાહરણ પૂરૂં પાડી વર્ષોની મૌન સાધનામાં બેસી ગએલા નાસ્તિક અરવિંદ ઘોષ વર્તમાન યુગના એક પ્રતિનિધિજ ગણાયને?

કાન્ત ચર્ચા કરવા પણ ખૂબ ઉત્સુક બનતો. હું ચર્ચામાં હારી જતો. બનતા સુધી ચર્ચામાં પડતોજ નહીં, છતાં બુદ્ધિ અને વાણીની પટાબાજી ખેલતા કાન્તને જોતાં મને મ્હારૂં પૂર્વજીવન યાદ આવતું. મ્હેં પણ કેટકેટલા વાદવિવાદ કર્યા હતા? કંઇક બુદ્ધિશાળીઓને મ્હાત કરવાની મ્હારી તાકાત મને ગર્વિષ્ટ બનાવી રહી હતી! પણ તેથી શું? મ્હારી જીતથી મને કે જીતાયલાઓને તલપૂર પણ લાભ થયો હોય એમ મને આજ લાગતું નથી.

એકાએક કાન્ત આવતો અટકી ગયો. કલા પણ આવતી અટકી ગઇ. મારી ચોપડીઓ પણ તેણે નોકર સાથે મોકલાવી દીધી અને

નવીન ચોપડીઓ મંગાવી પણ નહીં. સ્નેહલગ્ન કરનાર, સ્વાતંત્ર્ય ઝંખનાર, ક્રાન્તિ માટે શહિદીના સ્વપ્ન સેવનાર વર્તમાન યુવક હજી નોકરની સંસ્થા રાખી રહ્યો છે, એટલુંજ નહીં, તેને બહુ પ્રફુલ્લ બનાવી રહ્યો છે. મારા પિતાને એક નોકરે ચાલતું, ત્યાં મ્હારે ત્રણેક રાખવા પડે છે, અને મ્હારા પછીની પેઢીની પ્રવૃત્તિ જોતાં તેને નવેક નોકરો તો ઓછામાં ઓછા જોઇએજ એમ મ્હારો અંદાજ છે. શું હજી માનવીનો સ્વભાવ નથી બદલાયો ?

મ્હેં નોકરને પૂછ્યું :

'હમણા કાન્તભાઇ કેમ દેખાતા નથી ?'

'કાંઇ નહીં, અમસ્તુંજ.' નોકરે કોઇક ગુપ્ત વાત પોતાના ઓછા હાસ્યમાં શમાવી મને કહ્યું.

'તે પણ કશું કારણ તો હશેને ?'

'મ્હોટા માણસોના ઓરડામાં આપણાથી કાંઇ જોવાય ? મને કશી ખબર નથી.' નોકરે કહ્યું. ધીમે ધીમે એ વધારે વાત કરી મ્હારૂં જ્ઞાન વધારત એમ મને લાગ્યું. પરંતુ નોકરોને મહત્વ આપવા જેટલી મ્હારી જિજ્ઞાસા વધી ન હતી, એટલે વધારે વાત કહેવા અટકી ઉભેલા. નોકરને મ્હેં જવા દીધો.

એક બે દિવસ તેમના તરફ મ્હેં દ્રષ્ટિ નાખી. સામાન્યતઃ બન્ને સ્નેહીઓ ભેગાં–ઘણુંખરૂં બારીએ કે છજામાં—ઉભાં રહેલાંજ હોય. સહજ અંધારૂં હોય તો પાસે પાસે અડીને ઉભાં હોય, નહીં તો એકબીજાની પાસે વાતો કરતાં ઉભાં હોય. કોઇવાર અગાશીમાં પણ તેમના પડછાયા એકબીજામાં ભળી જતા હોય, અગર દિલરૂબા સાથે મધુરૂં ગાન કરતી કલાની સ્હામે સમાધિમાં પડેલી કાન્તની મૂર્તિ દેખાતી હોય. સ્નેહલગ્નને છૂપું શું હોય ? કાન્તની એક દલીલ હતી. એમાં એમને વિવેકભંગ લાગતો નહીં.

પરંતુ આ બંને દિવસ દિલરૂબા બંધ હતું, આગાશી ખાલી હતી અને બારીઓ પણ ઉજ્જડ બની હતી. બે ત્રણવાર કાન્ત એક બારીએ ઉભો હોય, તો કલા બીજી બારીએ આડું જોઇ ઉભેલી હોય, એમ મને

દેખાયું. અતિશય ઉગ્ર પ્રેમ કોઇ કોઇ રીસનો આશ્રય પણ લે છે એ હું જાણતો હતો. એ તો યૌવન ઘેલછા! બન્ને ઠેકાણે આવી જશે એમ મ્હેં ધાર્યું.

પરંતુ એક સવારે કાન્ત ક્રોધભર્યો ચહેરો કરી મ્હારા વાંચન ખંડમાં ધસી આવ્યો.

'આવો કાન્તભાઇ! કે કાન્તુભાઇ કહું!' મ્હેં સહજ હસી તેને આવકાર આપ્યો.

'તમારા કાન્તને અને કાન્તુને બન્નેને જહાન્નમમાં નાખો!

'જહાન્નમ તો જગતના શોખીનોને મળે. આપણે માટે સારૂં મોટું 'સ્વર્ગ શું ખોટું?' મ્હેં કહ્યું.

'સ્વર્ગ? હું ઘરમાંજ જહાન્નમની યાતના ભોગવી રહ્યો છું."

'સ્નેહલગ્ને સ્થાપેલા ઘરમાં એમ તે હોય?"

સ્નેહલગ્ન? કોણ જાણે કયી ક્ષણે મને અવળી મતિ સૂઝી અને મ્હેં લગ્ન...'

'અરે, અરે! છે શું? આમ નાહક ગુસ્સો કરો છો!'

'હું ખરૂં કહું છું. આજે મ્હે નિશ્ચય કર્યો છે કે અમારે છૂટાછેડા કરવા.'

'પણ થયું શું?'

'આજ દસ દિવસથી કલા મ્હારી સાથે બોલતી નથી.'

'સારૂં, સ્ત્રીઓ થોડું થોડું મૌન સેવે, તો દુનિયા વધારે સુખી થાય.'

'હું એ સહન કરી શકતો નથી. આટલી બધી રીસ? હું ક્યાં સુધી સાંખી શકું?'

'પણ એને રીસ ચઢી કેમ?'

'સાધારણ વાતચીતમાં.'

'કયી વાતથી એ રીસાઇ?'

'એજ મને યાદ આવતું નથીને!'

હું ચમક્યો. ઝઘડો કયી બાબતનો થયો એ તો ભૂલાઇ ગયું હતું; પરંતુ ઝઘડો ચાલુ હતો ! મને મ્હારો એક પ્રસંગ યાદ આવ્યો, અને એક ક્ષણમાં મ્હારા જીવનના ટુકડે ટુકડા થઇ જાય એવા અકસ્માતથી હું કેમ બચી ગયો હતો તેનું સ્મરણ થતાં હું અત્યારે પણ કંપી ગયો.

હું યે યુવાન હતો. આજ કોઇ મને યુવાન ભલે ન કહે. પરંતુ યાવનનો મને યે સ્પર્શ ખૂબ થયો હતો, અને સ્નેહલગ્નને પણ ભૂલાવે એવો લગ્નસ્નેહ મ્હેં અનુભવ્યો હતો. માનવસ્વભાવ કેવો વિચિત્ર છે અને રીસ ચઢતાં મનુષ્યનું મન તેને કેટલે સુધી ખેંચી જાય છે એનો મને પૂરો અનુભવ થયો. સામાન્ય સમજ, જતું કરવાની તત્પરતા અને નભાવી લેવાની શકિત પળે પળે કેળવવાની જીવનમાં જરૂર છે. એ મને તે દિવસે ખાત્રી થઇ.

હું પણ મારી પત્નીને ખૂબ ચ્હાતો હતો. કાન્ત કલાને ચ્હાતો હતો એમ. ટીકાઓ ન ગણકારીને પણ અમારો પ્રચંડ પ્રેમ ઓરડાની બહાર પ્રકાશ ફેંકતો હતો. હું ધારૂં છું કે સહુને એમ જ થાય છે.

મ્હારી પત્નીને ફુલ બહુ ગમતાં. સ્ત્રી જાતને કુસુમ ગમે છે. હું નિત્ય ફુલ કે ગજરા લાવતો, અને મ્હારે હાથે મ્હારી પત્નીને પહેરાવતો. સહુ કોઇ થોડાં વર્ષ આમ કરે જ છે. જીવનભર પુષ્પની આપ લે થાય તો કેવું સારૂં ! પરંતુ એ પ્રશ્ન બાજુએ મુકું.

એક દિવસ હું બહુજ સુંદર ગજરો લઇ આવ્યો. સુતી વખતે મોજથી હું પત્નીને મ્હારે હાથે પહેરાવીશ એમ ધારી તે મ્હેં મેજ ઉપર મુકયો. સુતી વખતે જોઉં છું તો મેજ ઉપર ગજરો ન મળે !

મ્હેં તે બધે શોધ્યો. પણ મને તે જડેજ નહીં. મેજ, ખુરશી, કબાટ ખોળી વળ્યો. ખીંટી ઉપર જોયું, કુંજા ઉપર જોયું, કૃષ્ણના બાવલા ઉપર જોયું અને મ્હારી પત્નીની છબી ઉપર જોયું. ગજરો કયાંએ હતો નહીં.

અને છતાં પુષ્પની પરિમલથી મ્હારો ઓરડો છવાયલો હતો !

‘ શું શોધો છો ? ’ મ્હારી પત્નીએ પૂછ્યું.

‘ ગજરો. ત્હારે માટે લાવ્યો હતો. જડતો નથી. ’

'જડશે. આમ તો આવો.'

'ત્હને બહુજ ગમે એવો છે.'

'એમ ?' કરી મ્હારી પત્નીએ જરા હસવા માંડયું.

'તેં સંતાડયો છે શું ?' મ્હેં જરા કડકાઇથી પૂછ્યું.

'હા.'

'ક્યાં છે ? લાવ.'

'મ્હારે માટે લાવ્યા છો ને ? એ મ્હારી પાસેજ છે.'

'મને દેખાતો નથી.'

'આંખો ઉઘાડો તો દેખાય. જરા ધારીને જુઓ.

મ્હેં ખૂબ ધારીને જોયું. તેના હાથ ઉપર, તેના ગળામાં, તેને પગે જોયું. પણ ગજરો ન હતો. મ્હેં ઉસીકું તપાસ્યું ગજરો ન હતો. પલંગ જોઇજ વળ્યો પણ ગજરો ન હતો. પણ એની સુવાસ તો આવ્યાજ કરતી હતી પત્નીએ ક્યાં સંતાડી દીધો હશે ? હું જરા વ્યગ્ર થયો, સ્હજ ક્રુદ્ધ પણ બન્યો. અને ગજરો લાવ્યાનો ઉદ્દેશ વીસરી જઇ ગજરો ન જડયાની માનસિક તીખાશ તરફ વળી ગયો.

'ત્હારે ગજરો મને આપવોજ જોઇએ.' મ્હેં ખરી કડકાઇથી કહ્યું.

'શોધીને લઇ લો. હું ક્યાં ના કહું છું ? મ્હારી પત્નીએ હસતાં હસતાં કહ્યું.

અને તેના હાસ્ય મ્હારા ક્રોધને જાગૃત કર્યો. મ્હેં જોરથી કહ્યું.

'આપે છે કે નહીં ?'

'ના, ના, ના. શોધતાં ન આવડે તો છાનામાના બેસી રહીએ.'

'એમ ? હું છાનોમાનો બેસીશ તો પછી કદી નહીં બોલું.'

'સારૂં. હું જોઉં છું તમે ક્યાં સુધી નથી બોલતા તે.'

મ્હેં બોલવું બંધ કર્યું અને આરામખુરશી ઉપર હું સૂતો. પ્રેમાળ પતિ પ્રેમાળ પત્ની પ્રત્યે ચેષ્ટા કરવા માટે ફુલ લાવ્યો. પ્રેમ, ચેષ્ટા અને ફુલ બધું બાજુએ રહ્યું, પતિની ઉગ્રતા જાગી ઉઠી, અને પ્રેમ ઉડી ગયો.

મ્હારી પત્ની પણ પલંગને તકીયે માથું ટેકવી બેસી રહી. તેને મારા વર્તનમાં સમજ ન પડી. તેના મુખ ઉપર પણ એક પ્રકારનો વિષાદ છવાઇ ગયો. આમ ને આમ કેટલા કલાક વીત્યા તે તો ખબર નથી, પરંતુ મ્હારી પત્ની પલંગ ઉપરથી ઉતરી અગાશી તરફ વળી ત્યારે મ્હેં જોયું કે તેના અંબોડામાંજ ગજરો વીંટાયલો હતો.

મ્હને મ્હારી અરસિકતા, અજ્ઞાન અને ક્રોધ પ્રત્યે તિરસ્કાર આવ્યો. મને મ્હારા પતી-ત્વની શરમ આવી. જે વસ્તુને માટે હું ઝઘડો કરી બેઠો હતો એનો ઉપયોગ મ્હારી પત્નિએ વધારે કલામય રીતે કર્યો હતો. મ્હને કેમ સમજ ન પડી?

અગાશીના નીચા ઘેરા પાસે ઉભેલી મ્હારી પત્નીની પાછળ હું ગયો અને મ્હેં તેની માફી માગી. પરંતુ જ્યારે કેટલેક દિવસે તેણે મને કહ્યું કે તેના મનમાં આપઘાતના વિચારો તે રાત્રે બલ કરતા હતા ત્યારે મને ભારે કંપ સાથે સમજાયું કે કેવડી મ્હોટી શોક જીંદગીમાંથી બચી ગયો હતો! અને તે શાને માટે?

આ અમારા જીવનનો પહેલો અને છેલ્લો ઝઘડો હતો. ત્યારથી કદી મ્હારી પત્નીનો મ્હેં વિરોધ કર્યો નથી. અને મ્હારૂં સુખી જીવન એ એક જ રાતના શીક્ષણનું પરીણામ છે.

મ્હેં મ્હારી આખી વાત નવ સ્નેહી કાન્તને કહી. મારી વાત સાંભળી તે ગભરાઇ ઉઠયો.

'શું તમે એમ માનો છો કે કલા બારીએ ઉભી રહે છે તે આપઘાત કરવા માટે? તેણે પુછયું.

'કાંઇ કહેવાય નહીં. માનવજાત હજી ખુબ ઘેલી છે, એકની એક વસ્તુ કોને શું કરવા પ્રેરે તે કહેવાય એવું નથી. રીસ, કલેશ, અણઆવડત, અને અનુદાર સ્વભાવે કેંક જીવનને ઘાત તરફ વાળ્યાં છે. દેહ નહીં તો મન જરૂર મરી જાય છે.

'મને મારી ભુલ સમજાય છે. હું શાને માટે લઢયો તે જ મને યાદ નથી. પછી આવું વાતાવરણ કેમ રહેવું જોઇએ?'

'હું એ જ કહું છું. જઇને કલા બ્હેનની માફી માગો.'

'પણ એ સ્હામું જ જોતી નથી અને બોલતી પણ નથી.'

'ગુન્હો તમે કર્યો છે, જલદી માફી માગી લો.'

'કયી રીતે પણ?'

'રીત હું બતાવું. પત્નિને પગે પડો, સાષ્ટંગ પ્રણામ કરો, કાનની બુટ ઝાલો, ગાલે તમાચા મારો કે સો ઉઠબેસ કરો. એટલું કર્યે જો પત્નિ ન રીઝે તો હું તમને જરૂર છુટા છેડાની સલાહ આપીશ. પણ તે પહેલાં આટલું તો કરો જ.'

મ્હારો આભાર માની કાન્ત તરત જ ઘર તરફ દોડયો. લગ્નવિચ્છેદની એની ઇચ્છા તદન અલોપ થઇ ગઇ અને ઉપર એની કલા માટેની ચિન્તા વધી ગઇ એ હું જોઇ શકયો.

થોડીવારમાં મ્હારી પત્નિએ આવી મને કહ્યું:

'કાન્ત અને કલા કેમ લઢયા તે જાણો છો?'

ના. કાન્ત તો ભુલી ગયો છે. એ હમણાં જ મારી પાસે આવી ગયો.'

'કલા મ્હારી પાસે આવીને હમણાં જ પાછી ગઇ એને ઝઘડાનું કારણ સાંભરી રહયું છે.

'એમ? શું કારણ હતું?'

'કોનું નામ વધારે નવું એ વિષે બંને વચ્ચે વાદ ચાલ્યો. 'કાન્ત'નું નામ જડયુંજ નહી.'

'કલા' નામ પણ એવું જ છે. નવું.'

'સત્યનારાયણની કથામાં કલાવતિની વાત આવે છે. એટલે એવી કથામાં આવતું નામ જુનવાણી તરીકે ગણાયું અને કલાને ખુબ રીસ ચઢી.'

'પછી?'

'મ્હેં એને આપણે એકનો એક ઝઘડો યાદ કરાવ્યો અને કહ્યું કે એક ક્ષણના અકસ્માતે તમે સાધુ થતા અટકી ગયા.'

'સાધુ? એ મ્હે કયારે કહ્યું છે? હું તો તારા આપઘાતના વિચારથી કંપી ઉઠયો હતો.'

'તમે કહ્યું નહી હોય, પણ સ્ત્રીના કલેશથી સાધુ થઇ જવાનો વિચાર તમને ન આવે એ હું માનતી નથી. અને આપઘાત કરીને પણ

હું જીવનમાંથી કેટલુ ગુમાવી બેઠી હત, તેનો ખ્યાલ આવતા હું આજ પણ કંપી ઉઠું છું.'

'પછી?'

'કલા ઘેર ગઇ છે. કાન્તને મનાવી લેશે.'

'સાંભળો, સાંભળો. કલાએ દીલરૂબા શરૂ કરી દીધું.' દૂરથી દીલરૂબાના સુંદર સુંદર સુર સંભળાવા લાગ્યા.

'મ્હેં મારી પત્નિને કહ્યું.'

'આજે સત્યનારાયણની કથા કહેવરાવો.'

'કેમ?'

'એ જીવન વહાણમાં ભરેલી લક્ષ્મી પાંદડાં બની જતી અટકી ગઇ.'

સ્હાંજે કથા સાંભળવા શરમાતાં શરમાતાં આવેલાં કાન્ત અને કલાને કથા પુરી થયા પછી જમાડયાં. જમતે જમતે મારી પત્નિએ કહ્યું.

'નથી તમને શ્રધ્ધા. નથી કાન્ત કે કલાને શ્રધ્ધા. શા માટે કથા સાંભળવા એમને બોલાવ્યાં?'

'અને કથામાં એ કશું છે નહીં. રોજ ન્હાનપણથી સાંભળી કંટાળી ગયાં હોઇએ.' કલાએ કહ્યું.

'મને કથામાં શ્રદ્ધા ઉપજી' કાન્તે કહ્યું.

'કેમ? કલાવતિ નામમાં નવિનતા જડી?' મ્હેં હસીને પૂછ્યું.

એ નામ તો નવીન છે જ. પણ મને કથામાં એ એક નવીનતા જડી. પ્રભુના પ્રસાદને પાછો ન કરવો! કાન્તે કહ્યું.

મને મ્હારૂં યૌવન યાદ આવ્યું. એનો એ જ માનવી. એની એ ભુલ. એનો એ જ ઇલાજ.

અને ઇલાજ ન લે તો?

જીવનમાં ખારી રેતીનાં રણ ઉછળી આવે! પ્રભુના—નાસ્તિકોની પ્રસન્નતા અર્થે કહીએ તો કુદરતના—પ્રસાદ વહેંચાઇ વેરાઇ જાય છે. પ્રસાદની ના પાડતાં આપણે માનવી મટી જઇએ છીએ નહી?

એટલા માટે કાન્ત અને કલાના સમાધાનની ઉજવણીમાં જુનવાણી રૂપે મોકલેલી કથાનો ટુંકો ઇતિહાસ હું લખી રાખું છું. અલબત્ત કોઇ એને સંસ્કૃતિમાં ગોઠવી એનો નવો અધ્યાય પણ બનાવે એટલી તો ખાતરી છે.

# ગોદડીની ઉંઘ.

## શ્રી સુન્દરમ્.

'ગોદી, થોડા દીવા હોલવી નાખ આટલું બધું અજવાળું આપણે શું કરવું છે?'

ઘરડા પગી પથાજીએ ઓટલાનાં પગથિયાં પર જ થાકની મારી ઢળી પડેલી ગોદાવરીને કહ્યું, અને પોતે ખોંખાં કરતો છેલ્લા પગથિયાં પર બેસી પડ્યો. ગોદાવરી જરાયે સળવળી નહિ એટલે પથાજી ફરી બોલ્યો.

'છોડી! સાંભળે છે કે નહિ? ગોદડી!' અને તેણે પોતાની લાંબી લાકડીનો એક હળવો પ્રેમાળ ગોદો માર્યો. ગોદી શેઠને ત્યાં નોકરીએ ચઢયા પછી બહુ મિજાજી થઇ ગઇ હતી, અને એટલે આ દાદા–દિકરીને હમણાં જરા ઓછું બનતું હતું. શેઠાણી જેવા બનતા જતા ગોદીના મિજાજથી પથાજી હમેશાં ડરતો. પણ બદલે તે પણ પોતાનું દાકરડાનું પાણી બતાવી દેતો. આજે એણે ગોદીને ચીડવી હતી. તેને રાજી કરવા તેનું હૃદય અત્યારે આતુર થયું હતું. 'બહુ થાકી ગઇ લાગે છે!' બબડી તે જાતેજ ઉભો થયો અને આલેશાન બંગલાના આલેશાન વરંડાની ત્રણી બત્તીઓમાંથી એક સળગતી રહેવા દઇ બાકીની હોલવી નાખી, અને દૂર

ઝાંપામાંથી ધીરે ધીરે બહાર નીકળી જતા, માલ સામાનથી લાદેલા ખટારાની પૂંઠ પરની લાલબત્તીને અદૃશ્ય થતી તે જોઇ રહ્યો.

લે, બાપ ! હવે ઉઠ ને ઊંઘી જા ! કહી પથાજીએ ચૂંગી કાઢી અને તેમાં ભરવા માટે ચામડાની કોથળીમાંથી તમાકુ કાઢી તેને હથેળીમાં અંગૂઠા વડે મસળવા લાગ્યો. કોઇ કળાકારની છટાથી પથાજી આસ્તે આસ્તે ખૂબીપૂર્વક ચૂંગી ભરતો. તમાકુ મસળતાં તેના અંગૂઠાની ગતિ સાથે તેની સહેજ લટકેલી ચામડીવાળી ઘરડી હડપચી પણ ગતિ કરતી. આખી રાતના ચોકીપહેરાની નોકરીમાં ચૂંગી ભરવી, પીવી ને ઠાલવવી એ પથાજીના વિસામા–વિશ્રાન્તિ–રીસેસ બની રહેતી. તેણે દિવાસળીની પેટી કાઢી. અને છેલ્લી દિવાસળી વાપરી નાખી ચૂંગી સળગાવી ને ખોખું ફેંકી દેતાં તે બોલ્યો.

‘ છોડી ! ઊંઘી જાય તે મોર એક બાકસ મને આપજે, હોંક...?’ અને વળી ખાંસી ખાવા લાગ્યો.

‘આપે છે મારી બલારાત ! ’ કહી ગોદાવરી અંગ મરોડતી બેઠી થઇ. તેના મોં પર રોષ અને થાક હતાં. અઢારેક વરસની એ જૂવાન કામવાળીની કાયા બરછટ નેતરના જેવી હતી. પણ આજે સવારના ચારથી કામે ચડી હતી તે ઠેઠ આ છેલ્લો ખટારો ભરાઇને વિદાય થયો ત્યાં લગી તેને પગવાળીને બેસવાનો વખત નહોતો મળ્યો.

આ બંગલાનાં શેઠિયા લોક આજે શેઠાણીની માંદગીને લીધે દર સાલ કરતાં વહેલાં હવા ખાવાને નીકળ્યાં હતાં. ઘરનાં માણસોની જ એ મોટરો તો ભરાઇ તેમની સાથે ચારેક ખટારા જેટલો સામાન વિદાય થયો. એક અર્ધો ડઝન જેટલા નોકરો સાથે ગયા. બંગલો સાચવવાને આ ગોદાવરી અને પથાજી પાછળ રહ્યાં.

ગોદાવરી હજી તાજી જ રખાયેલી બાઇ હતી. ટેકરીઓના જીવનના અનુભવી હોય તેવાં નોકરોનેજ સાથે લઇ જવામાં આવતાં હતાં. એટલે ગોદાવરીને અહીંજ રહેવાનું નક્કી થયું હતું. ઉપરાંત પથાજી પણ જરા ઘરડું પાન થયો હતો, અને ગોદાવરીને શેઠને ત્યાં રખાવનાર પણ એ જ નબાપી ગોદાવરીના બાપા જેવો હતો. એટલે સાજેમાંદે પથાજીને ગોદાવરી કામ આવશે એમ માની પણ ગોદાવરીને સાથે લઇ જવામાં આવી નહોતી.

બાકી શેઠાણીની છેલ્લી માંદગીમાં ગોદાવરીએ જે ચાકરી કરી હતી તે પરથી તો તેને સાથે લઇ જવાને શેઠાણી બ ઉત્સુક હતાં.

અને ગોદાવરી પોતે પણ સાથે જવાને બહુ ઉત્સુક હતી. છેલ્લી ઘડીએ પણ કંઇ બની જાય ને પોતાને જવાનું થાય એવી કલ્પનાઓ તે સેવ્યા કરતી હતી. પણ એની આશાઓની સામે એક આંખાળા રાક્ષસ જેવો છેલ્લો ખટારો લાલ ડોળો ઘુરકાવતો જ્યારે કંપાઉન્ડમાંથી વિદાય થયો ત્યારે તેને ખાતરી થઇ ગઇ કે હવે તો બે અઢી મહિના આમ જ અહીં એકલાં, આ બોં બોં કરતા ડોસા સાથે ગાળવાના રહેશે. આખા દિવસથી પણછની પેઠે તંગ રહેલી તેની કાયા એકદમ ઢીલી થઇ ગઇ ને તે પથરા પરજ ઢળી પડી.

પથાજીને તે બાપ જેવો ગણતી. હંમેશાં તે તેને 'દાદા' કહેતી પણ હવે બંગલામાં રીતસરનું કામ મળ્યા પછી શેઠિયા લોકની પેઠે તે પણ 'ડોહા' કહેવા લાગી હતી. પણ તેથી પથાજીનું વાત્સલ્ય ઘટ્યું નહોતું. આ નવું સંબોધન પણ તે પ્રેમપૂર્વક સાંભળી લેતો. મનમાં તે બોલતો: 'ડોહા છઇએ તે કંઇ જવાન થવાના છઇએ!' અને આ 'ડોહા' કહેનારેય ગોદી ક્યાં છે!'

ગુજરીમાંથી ભૂલી પડી ગયેલી ગોદાવરીને તે બારેક વરસ ઉપર ઘેર લઇ આવ્યો હતો અને તે પછી તો તેની ઓરડીમાં જ તે મોટી થઇ હતી પથાજીને છોકરું ગણો તે આ ગોદીજ.

ગોદાવરી કોનું ફરજંદ હતી તે તો નકકી કરવું મુશ્કેલ હતું. તેનો રંગ શામળો હતો. પણ તેનો દેહ બહુજ ઘાટીલો હતો. એમ તો શેઠનાં છોકરાંય ક્યાં બધાં ઉજળેવાન હતાં? અને ગોદીના જેવા ઘાટવાળું તો એકે છોકરૂં શેઠને ત્યાં નહતું.

સ્વાભાવિક રીતે ગોદીમાં મોટી મોટી આકાંક્ષાઓ જન્મવા લાગી. તેને શેઠના છોકરાંના જેવાં રમકડાં જોઇવા લાગ્યાં, કપડાં જોઇવા લાગ્યાં. ઓલીમાં આવીને તે કોલામાં લપાઇને બોર બોર જેવડાં આંસુ સારતી બોલતી કે 'મારે આ જોઇએ ને તે જોઇએ.' પથાજી કહેતો 'એ તો બુન શેઠિયા લોકને પાલવે, આપણને નંઇ.' કશીય સમજણ વગર ગોદી જવાબ દેતી 'આપણને ય પાલવે.' અને પથાજી છાનોછપનો એ રમકડાં લાવીને

ઘડીવાર ગોદીને રમવા આપતો ને પાછો મુકી આવતો. શેઠનાં છોકરાના ઉતરેલાં કપડાં તો ગોદીને પહેરવા મળતાં અને વધેલું કરેલું બધું ખાવાનું ય, ઘણીવાર તો બહુજ પ્રમાણમાં મળતું.

પણ ગોદીને તેથી ધરવ નહોતો. એને તો બંગલાના ચકચકતા પોલીશવાળા દાદરા પર ઠેકડા ભરવા હતા, પીત્તળના ચળકતા સળિયાવાળા હીંચકે ઝૂલવું હતું, અરીસામાં જોઇ ઠસ્સાદાર કપડાં પહેરવાં હતાં. બનીઠનીને મોટરમાં બેસવું હતું, એ પેલા વાસ હાથ લાંબા પહોળા ગદેલા પર આળોટવું હતું અને સોફા અને કોચ પર ખણામાં ઢગલો થઇને ઢળવું હતું. પણ એ તો ઘણાં વરસ લગી સ્વપ્નની સરકી જતી દુનિયા જેવીજ વસ્તુઓ રહી. પથાજી એને કહેતો 'દિકરા તું મોટી થાશ તાણે તને કામવાળી બનાવી દઇશ. પછી તને...' અને તે અચાનક અટકી જઇ ચૂંગી કાઢતો, ને તમાકુ મસળવામાં મગ્ન થઇ જતો.

ગોદીને શેઠને ત્યાં કામ મળ્યું. એ નાની હતી ત્યારનીજ નોકરો ભેગી આંટાફેરા ખાતી હતી, અને ઘરના બધા કામકાજની રીતરસમથી પરિચીત હતી. જોતજોતામાં તે શેઠાણીની અને તેની છોકરીઓના માનીતી થઇ પડી. તેનામાં શેઠની પાંચ છોકરીઓને ભેગી કરીએ તેના કરતાં વધારે સ્ફુર્તિ હતી, શકિત હતી, કામની સફાઇ હતી, ચપળતા હતી, એને એક હસી પડવાની બહુ જ ખરાબ ટેવ હતી. શેઠાણીને ગમતું ન થયું હોય ને ડોળા કાઢીને તે તતડાવતાં હોય ત્યારે પણ ગોદી નિર્દોષભાવે હસી પડતી. પણ એના હસવામાં એક માધુર્ય હતું. શેઠાણીનો ગુસ્સો ઓસરી જતો અને ' જા, મૂઇ ! ' કહીને કામ બીજા નોકર પાસે કરાવી લેતાં.

ધીરે ધીરે ગોદીને પોતાના બધા કોડ પૂરા પડવાની તકો મળવા લાગી. પણ જ્યારે તેની દરેક ઇચ્છા પૂરી પડવાનો પ્રસંગ આવતો ત્યારે તેને તેમાં કલ્પેલો રસ જરાક મળતો નહિ. દાદરનો પોલીશવાળો કઠેડો ને પગથીયાં તેને રોજ સાફ કરવાં પડતાં. કઠેડાના ઉભા ઉતારેલા લાકડાનાં સળિયાનો ખાંચેખાંચો સાફ કરવામાં તેનો કલાકેક નીકળી જતો તે કરતાં કરતાં તેને એ દાદર પર ઠેકડા ભરવાનું મન ઉડી ગયું, હીંચકાના પિત્તળના સળિયાને બ્રાસોથી માંજતાં માંજતાં જ તે ઝોલા પર બેસવાનો તેનો હરખ ચાલ્યો ગયો. ડ્રેસિંગ રૂમના ત્રણ પાંખી આરસાને સાફ કરતાં કરતાં

પોતાનું મોઢું એટલી બધી વાર તેને આરસામાં જોવાનું મળ્યું કે પોતે આરસામાં પોતાનું પ્રતિબિંબ જૂવે છે એ પણ તે ભૂલી ગઇ, પિંછાંના ભરેલા તકિયાને તે રોજ નવા ગલેફ ચડાવતી અને બેસતાં અર્ધા ગરકી જવાય તેવા સોફાને તે સાફ કરતી. પણ આંગળી અડાડતાં જ તેમાં આખો હાથ ગરકી જાય એવાં લુલા આસનો પર બેસવાનો તેને હવે હરખ ન રહ્યો.

રોજ ને રોજ ઘરમાંથી શેઠાણી કે કોક છોકરી સાથે તેને દવાખાને મોટરમાં જવું પડતું. એ ફરજિયાત સહેલગાહોએ તેની મોટરની હોંસ ઘટાડી નાખી.

આ આલેશાન બંગલામાં રોજ ને રોજ વાળઝૂડ, સાફસુફી કરતાં કરતાં એ બધી ભપક તેની આંખ આગળથી ધીરે ધીરે ઉડી ગઇ. એક પછી બીજું કામ તેની વાટ જોઇને ઉભુંજ હોય, અને 'એ તો તો ભાઇ શેઠીયાનાં કામ, આપણાં નહિ.' એવું માનસ તેનામાં રુઢ થતું ગયું.

પણ તેના હ્રદયમાં એક નવીજ ઝંખના જાગવા માંડી. જ્યાં લગી તે બંગલામાં કામ કરવા આવી ન હતી ત્યાં લગી તેની કલ્પનામાં પણ આ વસ્તુ આવે એવો સંભવ નહતો. તેણે જોયું કે આ ઘરમાં બધાં મઝાથી કપડાં પહેરે છે, ઘરેણાં પહેરે છે, હિંચકે છે, ખાય છે, પીયે છે. એ દરેક ક્રિયા બહુ જ દાદમાદથી થાય છે. પણ એ કરતાંયે સૌથી વધારે દાદમાદ તો માંદા માણસની સારવારનો થાય છે. એટલુંજ નહિ, પણ તેણે ચારેક માસમાં તો એ અનુભવી લીધું કે આ ઘરમાં મોટામાં મોટો દાદ એક જ છે, માંદગીનો તેને મુકાબલે બધા દાદ ગૌણ બની જાય છે.

આટલા મોટા કુટુંબમાં કોકને કોક તો રોજ માંદું પડે જ છે. એક સાજું થઇને ઉઠે છે ને બીજું માંદું પડે છે. અને તરત જ માંદગીની શરૂઆત થતાં ટેલીફોન ખખણે છે, ડોકટરો આવે છે, ઇંજેકશનો અપાય છે, ફટાફટ નવી દવાઓની બાટલીઓ ખોલાય છે, ઘરનાં એકએક માણસો મોં ગંભીર કરી દે છે, અને જાણે કોક મહાન બનાવ બન્યો હોય તેમ બધા આનંદ પ્રમોદને ઘડીવાર થંભાવી દે છે. એમાં એ શેઠાણીને જ્યારે માંદગી આવી ત્યારે તો હદ થઇ ગઇ. ગોદી છક બનીને શેઠાણીની થતી સારવાર જોઇ રહી. ડોકટરો, દવાઓ, પંખા, શેક, પોતાં, એનીમા,

ટટીઓ, આઇસ બેગો, વગેરેનો દહારો કોક અદભૂત વાતાવરણ ઉભું કરી દેતું. અને પછી સગાંવહાલાં શેઠાણીની ખબર કાઢવા આવવા લાગ્યાં. શું મોટરો કંપાઉન્ડમાં દસાવવા લાગી! શું ભપકાબંધ પોશાકમાં બીજાં શેઠીયા લોક આવવા લાગ્યા અધધધ.'

અને શી માંદગી આ તે! ગોદીને ઘડીવાર પગ વાળીને બેસવા મળતું નહોતું. રાત પર રાતના ઉજાગરા, દિવસની ઉઠબેસ, ધકાધુકી, દાદરા ચડવા અને ઉતરવા, આ દવા કાઢવી, પેલી ભરવી, શેઠાણીના પગને તળિયે દવા ઘસતાં ઘસતાં તેનું માથું ઝોકુ ખાઇને શેઠાણીના પગ પરે ઢળી પડતું. અને તે ઝબકીને જાગતી. બરફનું એક ચોસલું આંખો પર ઘસી લેતી. અને ફરી કામે લાગતી.

તેને થતું કે આ શેઠાણીની પથારીમાં સુઇ જવાનું મળે તો! આ થાકેલા પગને કોક ચંપી કરી આપે તો! આ ચકકર લેતા મગજને કોક બામ ઘસી આપે તો! આ તુટુંતુટું થતા શરીરને કોઇ એવી દવા આપે, એવી દવા આપે કે બસ...આ શેઠાણી માંદગી માણે છે એના સોમા ભાગનીય માણવા મળે તો!...

પથરા પરથી બેઠાં થતાં તેનાં અંગેઅંગ કળવા લાગ્યાં 'આપે છે મારી બલારાત!' તેનાથી બોલી તો જવાયું. પણ તેણે જોયું કે ડોસાની આંખમાંથી ભર્યું ભર્યું હેત નીતરી રહ્યું છે. તે ફરીને જાણે કે નાનકડી પાછળની ખોલીમાં રહેતી નાહ્લી ગોદી બની ગઇ, ને બોલી.

'દાદા શું માગ્યું તમે!'

પથાજીએ ચૂંગીનો દમ લીધો. ચૂંગીનો અંગારો તગતગીને એક ભડકો બન્યો અને ભડકામાં ડોસાની આંખ ઝળઝળિયાં થતી હતી. તે બોલ્યા.

'કંઇ નહિ બેટા! એ તો બાકસ જરા સુઇ જાય તે મહોર આપજે જરા. ઉતાવળ નથી.

'ના, ના, લોક...હમણાં જ લાવી આપું' કહી તે ઉભા થઇ, પણ પગ ચાલવાની ના પાડવા લાગ્યા. માથું ભમવા લાગ્યું. અને પેટી ક્યાં હાથવેતમાં પડી હતી! ઠેઠ રસોડામાં! અર્ધી ઉંઘતી, અર્ધી જાગતી ગોદી લોબી પર લોબી પસાર કરવા લાગી. ડગલે ને પગલે તેને બેસી પડવાનું મન

થતું હતું. મોટાં મોટાં દીવાનખાનાં ને ઓરડા તો સીલ કરાયાં હતા તો ય ખુણે ખાંચરે પણ આરામ લેવાને લલચાવે તેવી કેટલી યે સામગ્રી પડી હતી. ક્યાંક નેતરની ખુરસી, ક્યાંક પાટ, ક્યાંક બીજું કશું. પણ આંખોને ફાડતી ફાડતી ગોદી ચાલ્યે જ રહી. છેવટે તે પાછળથી ચોકમાં આવી પહોંચી. સામે જ રસોડું હતું. ચોકમાં એક કાળાં મીણીયા કપડાથી મઢેલો પોચી સ્પ્રીંગોવાળો જુનો કોચ પડ્યો હતો. શેઠાણી સાજા હોય ત્યારે ઘણો વખત અહીં બેસતાં. કોચ દેખીને ગોદીથી તેના પર બેસી પડાયું. સ્પ્રિં-ગોએ તેને એક હિંચકો નાખ્યો. 'આ પેટી આપું જ છું.' કહી ગોદી ચડી બેઠી. આગલા ઓટલા પર બેઠેલા પથાજીનું ખુંખું પડઘાતું પડઘાતું અહીં આવતું હતું. એ ખુંખું સાંભળતી સાંભળતી પોતે જાગે છે એમ મનને મનાવતી ગોદી કોચ પરજ ઢળી પડી...........

ગોદીને અચાનક ટાઢ ચડવા લાગી. તેણે કમકમા ખાઈને આંખ ઉઘાડી પોતે એક મોટા ઓરડામાં પલંગપર સુતી છે. અને રામો અને ઘરડી બાઈ તેને રજાઈઓ પર રજાઈઓ ઓઢાડે છે. શેઠાણીની રેશમી રજાઈ, શેઠના વીલાયતી રગ જે પોતાના શરીર પર બીછાવાતા એ જોઈ રહે છે. રગનાં છેડાનાં ઝુમ્છાં ખાલ્યાં કેવી ગલીપચી કરે છે પણ અરે આ ટાઢ તો ઓછી થતીજ નથી. આસપાસ ઉભેલા લોક બોલતા સંભળાઈ છે, 'ટાઢીયો તાવ છે' 'આવો કંપ તો બાપ અમે કોઈને ય ભાળ્યો નથી' 'અરે બીજાં ગોદડાં ઓઢાડો' કોઈ બૂમ પાડે છે ને ગોદી પોતાના પર આખો ડામચીઓ ખડકાતો અનુભવે છે.

'દાકતર બોલાવો! દાકતર બોલાવો! કોક બોલતું સંભળાય છે. ગોદી આંખ ફાડીને જુવે છે તો તેની પથારીની આસપાસ શેઠ શેઠાણી તેમના છોકરા છોકરીઓ ઉભાં છે. દરેકનાં મોં અતિ ગંભીર છે.

'અરે હજી દાકતર નથી આવ્યા? ગોદી માથુ દુઃખે છે? કોક રટે છે, ને ગોદીને માથે ચકચકતી બામની શીસીમાંથી દવા ઘસાય છે. ઘસ-નારના શ્વાસોનો ખુંખારો પથાજી જેવો સંભળાય છે પણ તે કોણ છે તે દેખાતું નથી. એને તો બામની સીસી પરની છબીમાં બેઠેલી બાઈ ફુલી ફુલીને પાડા જેવડી થતી લાગે છે.

થોડીવારમાં તો એક બાજુએ મોસંબીનો ઢગ મંડાઈ ગયેલો દેખાય

છે. બીજી બાજુએ ટેબલ પર દવાની સોએક બાટલીઓ ખડકાયલી દેખાય છે.

અને દાક્તર આવે છે. એની આંખ પર મોટા ચશ્માં છે. તે જાણે એકેક રોટલી જેવડા દેખાય છેઃ દાક્તરને જોતાંજ બધાં ઓરડાની ભીંતોને અડીને રાખેલી ખુરસીઓ પર બેસી જાય છે, અને દાક્તર કોટ કાઢી બાંયો ઉંચી ચડાવે છે. તેની ભમરો સાપોલિયા જેવડી મોટી વળખાતી દેખાય છે.

અને બાપરે! દાક્તરે થર્મોમિટર કાઢ્યું. અધધધ. ધોળું ધોળું મોટું વેલણુ જેવડું! દાક્ટર બોલતો નથી, તેની સામે જોતો નથી, અને મોં ફાડી ગોદીના મોંમાં હેઠ ગળા લગી એ થર્મોમિટર ઘાલી દે છે! ગોદીનો શ્વાસ રૂંધાય છે. નાડ તપાસવા દાક્તર તેનો હાથ ગોદડા બહાર કાઢે છે. અધધધ! હાથ ફુલીને કેવો જાડો થઇ ગયો છે. બંગડીઓ કાંડાં પર ચરબીમાં ચોંટી ગઇ છે. અને બાવડું કેવું જાડુ મતીરા જેવું થઇ ગયું છે! અરે પગ પણ હલાવ્યા હાલતા નથી. આ શું? પોતે જાણે ફુલીને ઢમઢોલ થઇ ગઇ છે. અને હાથે પગે આંગળીઓએ કોણીએ પહેરેલાં હીરામોતીનાં ઘરેણાં ચાપડા જેવાં ચબદાઇને કચકચ થાય છે. અને અરે આ ઘરેણાં વધતાં જ જાય છે! મોટી બેનની પેઠે એનો આખો હાથ હીરાની બંગડીઓથી ચબદાઇને ભરાઇ ગયો. અરે આ ગળા પર તો મોતીની સેર ચબદાવા લાગી!

હાશ થર્મોમિટર કાઢી લીધું ખરૂં. પારો તો અંદર ફુટતો લાગે છે. દાક્ટર બોલે છે પણ કશું સંભળાતું નથી. ઝટઝટ પોતાં આપે છે. શેકની તૈયારી થાય છે. અને આ બે નોકરડીઓ તેના માથા પર જ લડે છે. એક જણ આઇસબેગ તેને માથે મુકવા આવે છે. બીજી ત્યાં ગરમ પાણીની બેગ મુકવા આવે છે. પણ દાક્તરને ભાળી એ નાદાન નોકરડીઓ એકદમ ચીસ નાખીને કોળીથીઓ નાખી નાસી જાય છે.

સામેના ઓરડામાંથી મોટા ઘોઘર બિલાડા જેવા દાક્તર આવે છે. તેના હાથમાં એક દોઢ હાથની લાલ લાલ દવાથી ભરેલી ઇંજેકશનની પિચકારી છે. દાક્તર ખપ ખપ ચાલે છે. ને ભીંતે અઢેલીને બેઠેલાં દરેકના ભણી પિચકારી તાકે છે. અને 'આ ઘોંચી દઉં છું આ ઘોંચી દઉં છું.' એવો અભિનય કરે છે. દરેક જણ કમકમાં ખાઇ પાછળ ઢળી પડી ચિકાસ નાખે છે. પણ તે ચિકાસ સંભળાતી નથી. અને તે ડોલતો ડોલતો

ગોદીની પાસે આવે છે. હવે જાણે તે આખલા જેવો દેખાય છે! ગોદીનું શરીર થથરી ઉઠે છે. તે આ ગોદડાં ફેંકી દઇ ક્યાંક નાસી જવા માંગે છે. પણ હાયરે, તેનાથી તસુ પણ ચસાતું નથી.

દાકતર તેની પાસે આવે છે. લોહી ભરેલી ભાલોડા જેવી ઇંજેક્શનની પિચકારી તેની આંખો આગળ નાચ કરે છે. અને દાકતર ઘડીક આસપાસ નજર કરે છે. શેઠ શેઠાણી છૈયાછોકરાં બધાજ તેની પથારીની ફરતાં ભેગાં થઇ ગયાં છે.' આપી દો આપી દો ઇંજેક્શન!' એમ દરેક જણ બોલે છે.

દાકતર કહે છે જાણે, 'ક્યાં આપું?' અને તેનો હાથ ફંફોળે છે. ગોદી હાથ બગલોમાં છૂપાવી દે છે. દાકતર તેનું બાવડું શોધે છે. ગોદી પડખુ ફરી જાય છે. કોક બોલે છે, 'એના મોંમાં જ આપી દો' કોક બોલે છે. 'ના ના, એના ગાલમાં જ આપી દો' કોક કહે છે, 'ના, એની આંખમાંજ આપી દો, તો કોક કહે છે 'ના ના, એના કાનમાં જ આપી દો' અંદર ખામણું છે તે છેવટે દવા ભરાઇ પણ રહેશે.'

'ખરી વાત છે!' દાકતર જાણે કહેતા લાગે છે. અને હોળીમાં છોકરાં રમે છે, તેવી મોટી પિચકારીનો છેડો તેઓ ઉંચકે છે; સાપણની જીભ જેવી દવા અંદરથી લબક લબક કરે છે. દાકતર એક હાથે તેનો કાન પકડે છે અને બીજે હાથે પિચકારી ભોંકવા જાય છે.

'ઓ મા...રે!' એક ભયાનક ચીત્કાર કરી ગોદી બેઠી થઇ ગઇ, સુંવાળા કોચની સ્પ્રીંગો આછો કચડાટ કરી રહી. ગોદીએ આંખો મસળી.

'હેં?' કરતા પાસે ઝોકા ખાઇ રહેલો પથાજી ઝબકીને જાગ્યો 'શું થયું', બાપ?'

'કાંઇ નહિ, દાદા એ તો જરા ઓથાર!' કહી ગોદીએ આસપાસ નજર નાખી. પાછલી રાતનો ચંદ્રમા ઉગીને સમો થયો હતો. તેનો અજવાળામાં કાળો કોચ તેની નજરે પ્રત્યક્ષ થયો. ગોદી જરા હાલી. કોચની સ્પ્રિંગોએ આછો કચડાટ કર્યો. ક્યારનુંય ઝાકળ વરસતું હતું, ગોદીએ પોતાના અર્ધા શરીર પર પથાજીનો રાતનો ઓવરકોટ ઓઢાડાયલો ભાળ્યો. કોચ પર હાથ નાખતાં તેનાં આગળાં ઠરી ગયાં.

'તે દાદા મને તમે જગાડી કેમ ના?'

'જગાડવાનો હતો. પણ મેં'કુ થાય છે કે પથાજીને ખાંસી આવી, કે મે'કુ થાકી ગઈ છે તે ભલે ઉંઘે. પણ બાપ કેવી ચીસ નાખી તેં તો જાણે વાઘે ઝાલી હોય!'

'હોં, દાદા વાઘે જ ઝાલી હતી જાણે. કેવું બજ્યું શમણું?' 'કેવું'ક હતું?

'સવારે કહીશ, દાદા પણ તમે ટાઢે મર્યા ને મને ડગલો ઓઢાડયો અને આટલો બધો તો દમ છે પાછો! લો હેઠા હેઠા પેટી આપું તમને!' કહી ડોસાનો ડગલો ઉપાડી તેણે ઉભા થઈને ડોસાના ખભાંપર ઓઢાડી આપ્યો. અને રસોડામાં જઈ પેટી લાવી આપી, પથાજીએ ભરી રાખેલી ચૂંગી સળગાવી કહ્યું,

'લે ચાલ, આ કોચ તને અંદર લઈ આપું! સુઈ જા. થાકી ગઈ હઈશ.'

'ના બાપ, બળ્યો એ કોચ!

'ત્યારે?' કહેતાં પથાજીને વળી ખાંસી આવી.

ગોદીએ આસપાસ નજર નાખી, અને બોલી 'દાદા, લાવો પેલી તમારી ગોદડી આપો મારાવાળી જ છે ને! તમે બીજી લઈ આવજો!' કરી વરંડામાં પથાજીની ગોદડી લઈ તે પર ગોદાવરી સુતી અને તેનું તંદુરસ્ત શરીર થોડીજ વારમાં તાજું થવાને ઘસઘસાટ ઉંઘી ગયું.

બીજી ગોદડી લેવા ઓરડી તરફ જતાં પથાજી બબડ્યો: 'છોડીને ક્યાંક ઠેકાણે પડાય તો સારૂં, અહીં તો બચારી દહાડા બગાડે છે. કોક મહેનતુ ને પૈસા કમાતો છોકરો મળી આવે તો સુખી થાય બિચારી!'



પ્રગતિના આજના આ જમાનામાં
સમયની સાથે કુચ સાધવા
સેકંડે સેકંડનો સાચો સમય
દર્શાવનારા અમારા લોકપ્રિય

ઝેપ્લીન ઘડીયાળોના

અબ્દુલ રહેમાન સ્ટ્રીટ.
હેડ ઓફીસ
અને
કાલબાદેવી ભાટીયા મહાજનવાડીના
અમારા શો રૂમની
જરૂર મુલાકાત લેશો.

# એલ. ભગત એન્ડ કંપની

મુંબઇના નામાંકિત ઘડીયાળીઓ.

હે. ઓ. ટે. નં. ૨૪૯૨૨.

બ્રાન્ચ: ટે. નં. ૩૦૩૯૦.

ટેલીગ્રામ:
ક્લોક હાઉસ.



જીંદગી, આગ, મોટર
અને એકસીડન્ટના
વીમા માટે

મળો યા લખો:

# સેન્ટીનલ

એસ્યોરન્સ કંપની લીમીટેડ

હેડ ઓફીસ : કોટ, મુંબઇ.

જનરલ મેનેજર

કલ્યાણભાઇ સારાભાઇ જવેરી.

અમદાવાદ બ્રાંચ: આર. ૯૯૫, રીડ રોડ.

મુંબઇ ચીફ એજન્ટસ:

સારાભાઇ એન્ડ સન્સ, પ્રોસ્પેક્ટ ચેમ્બર્સ, કોટ.

સુંદરદાસ ઠાકરસી એન્ડ બ્રધર્સ,
૩૦ જુની હનુમાન ગલી મુંબઇ, ૨.

# કંકૂ.

શ્રી. પન્નાલાલ પટેલ.

'જો ન કરે નારાયણ ને હું મરી જઉં તો તું તારો ભવ ન બગાડતી?...કોઈ સપુત ઘર ખોળી લેજે...!' જીવનની ધાર પર ઉભેલા ખૂમાએ ખાટલા પાસે બેઠેલી જુવાન પત્નિ તરફ ઉંડી ઉતરી ગએલી આંખો માંડવાનો પ્રયત્ન કરતાં કહ્યું તે જરા કોણી ટેકવી ઉંચો થયો.

કંકૂના ખોળામાં રમતા ચાર પાંચ માસના બાળક પર નજર ફેરવવા મથી રહ્યો. ને હીરીગો...એતો તારા ખોળામાંજ છે?...મારે તને કેવા પણુંય હોય!...અને આ બેઉ સ્વજનો પર આંખો સખ્ત હસવાનો પ્રયત્ન કરતો ખૂમાનો આત્મા પચ્ચિસેક વર્ષ પર જે રીતે આવ્યો હતો કંઈક એવીજ રીતે ચાલતો થયો.

કંકૂનું રુદન વાટના જનારનેય રડાવે તેવું હતું. ભર યુવાનીમાં મહાલતા ખૂમાનું મૃત્યુ સાંભળી દુશ્મન પણ રડી ઉઠ્યા. સૌ કોઈએ દિલાસો દઈ કંકૂની સુજી આવેલી વધારે આંખો સુજાડી. ઘરમાંથી કાઢીઓ લોઈ ઘટયું તેટલું ઉધાર લાવી કંકૂએ વાહ વાહ બોલાય એવું બારમું કર્યું ત્યાર પછી પણ તે તો રોયાજ કરત—કુવાના પાણી ખૂટત; પણ

કંકૂનાં આંસુ કદાચ ન ખુટત પરંતુ કોઠીઓમાં ભૂસ્કા મારતા ભૂત અને ઘરમાં હડીઓ કાઢતા હનુમાન એને હર પળે આવતી ટંકની યાદ દેવરાવવા લાગ્યા; ઘરડા પણ કહેતાં હતાં, આમ રોઇ રોઇને હીર બાળીશ તો છોકરો ખાવશે શું ? અ કંકૂએ આ દુઃખનાં ડુંગરને નાનકડા પણ બળવાન એવાં હૈયાની નીચે દબાવી દીધો છે.

કંકૂ ખૂમાની જોડી આખા ગામમા અજોડ હતી. તે સાસરે આવી ત્યારે ખમાના માથા પર દેવાનો ડુંગરો હતો. તનતોડ મહેનત કરી બેઉએ ઠીક ઠીક દેવું ભર્યું, પણ વચ્ચે ડોસા ડોસીની મરણ ક્રિયા પાછળના ખર્ચાએ હતાં ત્યાંને ત્યાં લાવી મુક્યાં. પણ હવે તો જુવાન જોધ ખૂમાનાં બાવડાં અને કંકૂની ચીવટ જોઇને મલકચંદ શેઠ પણ લહેણાનો આંકડો લંબાવવા તૈયાર હતા. ત્યાં તો ખૂમાએ દગો દીધો ને મલકચંદને પોતાની ગણત્રી ઉંધી વળતી લાગી......

કંકૂને આજુબાજુના સગાઓએ કોઇ આબરૂદારનું 'ઘર માંડવા' કહ્યું. પણ કંકૂ ન માની. વિધુરોએ—અરે એક પત્ની હયાત હોવા છતાંય ઘણા જુવાનોએ કંકૂને સોને મઢી દેવાનાં તો ઘરની રાણી કરી સ્થાપવાનાં એમ અનેક પ્રલોભનો દેખાડયાં પણ તે એકની બે ના થઇ તે ના જ થઇ. તે તો એટલું જ કહેતી, "ભગવાને રાજાના કુંવર જેવો દીકરો દીધો છે પછી મારે કોઇનો ઓછીયાળો રોટલો ખાવાની કંઇ જરૂર ?" અને ખોળામાંના બાળકને ચૂંબન કરી ઊમેરતી: નવરાવી "કાલ મોટો થશે ને તમારી નજર આગળ ગેડી દડે રમી ઘેર આવશે,... આમ પૂછવા આવનારના મોંમા કાયમ માટે પત્થર કૂટી બેસાડી પાછા કાઢતી.

ગામ લોકો, કોઇ તેના હાથનું ભાથુ ખાવા તો કોઇ તેનાં મીઠાં વેણ કે નજર મેળવવા કોઇ દયાથી તો કોઇ સગાઇથી પ્રેરાઇ ખેતર વાવી દેતા. અને કંકૂએ ઉછરતા અનાજને નીંદી, રખવાળી કરી દિકરાના જેટલીજ કાળજી લઇ પોતાનો ગુજારો ચલાવતી.

પણ ખૂમા સાથે જે કામ રમત માફક કરતી તેજ કામ આજે તેને અનેક ગણું મુશ્કેલ લાગતું. નીદતાં નીદતાં ઘણીવાર આંખોમાં ઝળઝળીયાં આવી જતાં તે ઘાસને બદલે ધાનનો છોડ નીંદી નાખતી. ખૂમાનું બેચાર દિવસનું ગામતરૂં પણ કંકૂ માટે અસહ્ય થઇ પડતું તે આ જીવનભરની

એકલતા કેમ કરી વેઠી શકે! અને માએ પણ એને લાડ લડાવવા કયાં કસર રાખી હતી? ગામના યુવાનોમાં તે એક શોખિન જીવડો ગણાતો. તેનું ગુલાબના ફૂલ ઘાટનું છોગુ જોઇ યુવતીઓ પોતાની જાતને કમનસીબ માનતી, યુવાનો અદેખાઇ કરતા. આ બધું ઓછું હોય તેમ કંકૂ જેવી છેલછબીલી સહચરી મલી.

કંકૂ પણ ખમાને ટપે તેવી હતી. તેની યુવાની જોઇ યુવાનો ઘેલા થતા આધેડો જુવાન દેખાવા મથતા, જ્યારે વૃધ્ધ માણસો પોતાની યુવાનીને સંભારતા, ખમાએ પોતાનુ છોગુ બગડે તો ભલે પણ કંકૂની બરડા પર હીંચકા ખાતી કસોના ગોટાનો રંગ ઝાંખો નહોતો પડવા દીધો. ઘેલા માને રોજ રોજ કંકૂમાં કંઇક નવિનતા દેખાતી, કોઇ દીવસ એ કંકૂની ગરવી ડોકમાં હિંચકા લેતો કિડિયાંનાં હાર જોઈ રહેતો, તો કોઇ દિવસ એ અણિયાળા નાકના કાંટા (ચૂની) તરફ તાકી રહેતો. કોઇ દિન કપડાની કસનાં–બરડા સાથે રમત કરી રહેલાં ફૂમતાંનાં મોતી ગણતો તો કોઇ દીન ડબલ જેવાં ઘાટીલા ઉતારવામાં પગનાં કલ્લાં ફેરવતો...આમ ઘેલછામાં પડેલા ખૂમાએ કંકૂને પણ ઘેલી, ભાનભૂલી કરી મુકી હતી. આજે એ ઘેલછાભર્યાં પાંચ વર્ષના અનેક પ્રસંગો યાદ આણી કંકૂ, કોઇવાર ભાનભૂલી હસી રહેતી તો કોઇવાર ધ્રુસકે ધ્રુસકે. રડી ઉઠતી.

પણ એ રૂદનમાંય, ભર ઉનાળાની બપોરે રણુમાંથી ચાલ્યો જતો પથિક દૂર ઠંડી છાંયડી જોઇ ઉતાવળે પગ ઉપાડે તેમ કંકૂ બાળક સામે જોઇ ઉત્સાહમાં આવતી, હિંમત મેળવતી, 'કાલ મોટો થશે ને આ દુઃખના દન સુખમાં ફેરવાઇ જશે...'

કંકૂના શેઠ મલકચંદ ગામડે આંટો મારવા આવતા ત્યારે કંકૂની ખબર લેવી નહોતા ભૂલતા, એને હિંમત આપતા કહેતા, 'કંકૂ ધન્ય છે તારા મા બાપને! તેં તો સાસરીયાંની અને પીયરીયાની બેઉની આબરૂ વધારી. નહિતો વાણીયા બામણુ જેવો, આ નાતરીયા નાતમાં તે કોણુ રંડાપો ગાળે?... કાંઇ જોઇએ તો લઇ જવું હો. કાલ સવારે હીરીયો મોટો થઇ જશે! હોય એ તો દસકો સુખ તો દસકો દુઃખ.

'મલકચંદ કાકા, તમે તો ભગવાનનું માણુસ છો નહિ તો આટ

આટલું દેવું માથે હોયને ભૈરાં માણસને કોણ ધીરી દે? ગળગળી થઇ કંકૂ કહેતી.

કંકૂ આટઆટલા દુ:ખમાંયે હસતી, પહેલાં જેટલું જ, પણ પહેલાંનું હાસ્ય રડતાંનેય હસાવતું જ્યારે અત્યારનું હસતાંને પણ રડાવી મૂકતું. વાઘ જેવા ધણીના જીવતાંય મશ્કરી કરવાની હિંમત કરનાર જુવાનો અત્યારે એની સામે આંખ સુદ્ધાં ઉંચી નહતા કરી શકતા. સૌ કોઇ ડરતા: કંકૂથી નહિ, કંકૂની ત્યાગમૂર્તિથી.

ચોમાસામાં વહેતાં ઝરણાંની માફક વહી જતો સમય કંકૂને માટે તો શંકરની જળધારી જેવો હતો. પણ તેમ એણે એજ ધિરજ અને હિંમત સાથે પસાર કર્યો. દસ વર્ષ ખેંચી કાઢયાં.

કંકૂ એક વાર શેઠને ત્યાં કપડાં લેવા ગઇ. એમને કંઇક આનંદમાં જોઇ વાત કરી; 'મલકચંદ કાકા આવતે વરસ તો હળ ઉભું કરવું છે. બળદના રૂપિયા આપશોને?'

'તે તને ના કોણે કહી? તારા કરતાં તો હું ઉતાવળો થયો છું. મને તો ક્યારે મારા ઘરાકનું ઘર સૌની હારે આવી જાય એમજ થયા કરે છે. હસવાના પ્રયત્ન સાથે ઉમેર્યું: 'આજ ઉભું કરે તો આજ આપું.' અને કંઇક આપતા હોય તેમ હાથનો અભિનય કરી હવા ઉડાડી લઇ જાય તેવા કાગળીયાથી પવન ખાવા લાગ્યા.

'તમારી તો પુરી મેરબાની છે? કંકૂએ ઉપકારભરી આંખે શેઠ સામે જોઇ ઉચ્ચાર્યું,

'પણ તમારા લોકોને ક્યાં એનો હિસાબ પડયો છે? અને આછા આછા મરકાટ સાથે કંકૂ તરફ તાકી રહ્યા. કંકૂ નજર મળતાં જ આડું જોઇ ગયા અને વળી પાછાં પેલાં કાગળિયાથી હવા ખાવા મંડયા, અલબત્ત કાન તો કંકૂ તરફ જ હતા.

કંકૂ બોલી એવું તે હોય? તમે અમારી ખરી વખતે લાજ રાખોને તમારો હિસાબ ન ગણીએ એ બનેય ખરૂમ લકચંદ કાકા?–

'હવે લાજને બાજ ઠીક મારા ભાઇ, સૌ કોઇ મળ્યાની લાલચે

એઠું ખાય છે. દરેક વખતે લાજ (આબરૂ) શબ્દને ઘરાક આગળ ધરતા શેઠને આજ એ શબ્દ ખૂંચ્યો હોય તેમ લાગતું હતું.

કંકૂને શેઠ નાના થતા લાગ્યા, બોલીઃ 'તમે ગમે તેમ કો' પણ મારાથી તમારો પાડ ભૂલાય ખરો મલકચંદ કાકા?'–

શેઠ કંઈક બોલવા જતા હતા ત્યાં તો સામી દુકાને કપડાંની પોટલી બાંધતાં એક જણે બૂમ પાડીઃ 'કંકૂ બુન, ઘેર આવવું છે ને?'

કંકૂએ પેલાને હકારમાં જવાબ આપતાં ફટ પોટલી સંભાળી. 'લો બેસો મલકચંદ કાકા.' અને 'અમે તો બેઠા જ છીએ ને!' આવું કંઈક બબડતા મલકચંદ તરફ કંઈ ધ્યાન ન આપતાં પગથિયાં ઉતરી પડી.

કંકૂ રસ્તામાં વિચારમાં પડી. શેઠ આજ કંઈક કાલાં કાઢતા હોય તેમ લાગવા માંડ્યું. 'ના ના એવો માણસ તો નથી.'

...તેને એવો હોય તોય મારે શું?'...આમ શેઠને ભૂલવા જતાં તેમનાજ વિચારોમાં ગડમથલ કરતી ઘેર આવી.

શેઠની ઉંમર ચાલીસની લગભગ હતી. પણ દીઠે તો પીસ્તાલીસનાજ લાગતા હતા. પેટની ફાંદ સિવાય સ્વભાવ પણ વૃધ્ધત્વ તરફ ઘસડાઈ રહ્યો હતો. અને તેથીજ તો એમની ઉમ્મરના ઘરાક પણ એમને 'કાકા'થી જ સંબોધતા હતા ને? ગામડાંની કંગાલ વસ્તીને દોહી દોહીને દશ દશ હજાર રૂપિયા ખર્ચી મલકચંદ બબ્બે વાર પરણ્યા, પણ પહેલી બે વર્ષ જ્યારે બીજી ચાર વર્ષ સહચાર આપી મલકચંદને અડધી વાટે રવડતા મૂકી પેલા ભવનું લેણું લેવા આવી હોય તેમ ચાલતી થઈ. બીજી બાજુ નાતજાતમાં વાત ફેલાઈ, ગમે તેમ પણ મલકચંદ બૈરાખાઉ છે એ તો ચોકક્સ,' અને આ માન્યતા બંધાયા પછી વીસ હજાર ખર્ચે તો પણ કોણ છોકરી આપે? મલકચંદે પણ બૈરાનાં નામથી હાથ ધોઈ નાખ્યા અને એમનાં પાંસઠ વર્ષનાં ડોશી પણ હવે તો મરવાને વાંકે જ જીવતાં હતાં.

બીજે વર્ષે કંકૂએ હળ ઉભું કર્યું. હળ હાંકવા સિવાયનું બધું કામ પોતેજ, કોઈ નવા ઉત્સાહથી કરતી. અને બે વર્ષમાં તો એણે રંડાયાના આ દસ વર્ષમાં જેટલું દેવું થયું હતું તે ભરી દીધું. શેઠ દરેક ઘરાકને કંકૂનો દાખલો આપતાં. 'જોયું? પેલી કંકૂએ એકલા હાથે બે વર્ષમાં છ

વીસુ રૂપીયા વાળ્યા. હુક્કા પીઓ હુક્કા ? તમારાથી તો દેવું વળી રહ્યું ત્યાં.' અને ધોળે દિવસે આંગળાથી તારા દેખાડતા.

કંકૂને છોકરાના પીળા હાથ કરાવવાની લગની લાગી. એક વહેલી સવારે ઊઠી શેઠને ગામ આવી વાત પણ કરી.

ખેડૂતોના જીવન વ્યવહારના સંચાલક વાણીયા ન હોત તો કોણ જાણે ખેડૂત વર્ગની શી ની શી દશા થઇ હોત ! કંકૂના શેઠ ખુશ થયા. 'વાહ ! પછી તો કંકૂ ખાટલે બેઠી બેઠી વહુ પર રાજ ચલાવવાની !' શેઠ હસ્યા પણ એ હાસ્યમાં મિઠાશને બદલે ખારાપાટ જેવા પોતાના જીવનની ખારાશ સાવ દેખાઇ આવતી હતી.

'પણ એ બધું તો તમારી કરપા હોય તો ને ?' આશાભરી આંખે કંકૂ તાકી રહી.

'કેટલાનો ઉપાડ થશે ?' પોતાના જીવનવિચારોમાં ઘૂમતા શેઠે પૂછવા ખાતર પૂછ્યું.

'તમારૂં ક્યાં અજાણ્યું છે ? કાલ સવારે તો ગલા ડામોરનો દીકરો પૈણાવી આપ્યો છે !' 'તો ય ?' શેઠ પૂછ્યું અને એક ભારે શ્વાસ લઇ કંકૂ તરફ તાકી રહ્યા. ધાન તો ઘરમાં છે. અને 'એક મણ ગોળ ને છ વીસુ રોકડા ધાન તો ઘરમાંથી નીકળશે ને થોય ઉછીનું મળી આવશે.' હા લૂગડાં'—

શેઠ વચ્ચે જ બોલી ઉઠ્યા. હવે સમજ્યા મારા ભાઇ. મણ ગોળ, ત્રીસ ચાલીસના લૂગડાં ને છ વીસુ રોકડા એટલું જને ? ને થીને માટેય બીજે જવાની શી જરૂર છે ?...પણ એકવાર તું હીરિયાની સગાઇ તો કર. કંકૂનો સાત નવાઇનો દીકરો પરણે ને હું ન ધીરૂં એ કેમ બને ?" કહી કંકૂને પહેલી વાર જોતા હોય તેમ એના મોં તરફ તાકી રહ્યા. થોડીકવાર પછીએ નજરને વેંતેક વળી હેઠે ઉતારી.

એ નજરની લાઇનદોરીનો છેડો પોતાના ઉરપ્રદેશ પર બંધાયેલો જોઇ કંકૂ જરા વિહવળ બની. સાડલાનો છેડો વધારે ઊંચે ખેંચ્યો.

શેઠ શરમાઈ ગયા. પગ પર ચઢાવેલો પગ નીચે ઉતરી ગયો. તકિયાને અઢેલું અંગ જરા દૂર થયું અને મોંમાંથી કૃષ્ણનું રટણ

શરૂ થઈ ગયું. 'સારું લઈ જજે' કહી શેઠ ઉભા થઈ ગયા. પણ ત્યાં તો બીજા ઘરાક આવ્યા અને વળી પાછું એમને બેસવું પડયું.

કંકૂએ પણ પોટલી સંભાળી. પણ પેલા ગામ પાડોશીઓએ રોકી: 'બેસોને કુંકૂબાઇ સંગાથ કરીએ; અમારે વાર નહિ થાય,' કંકૂ બેઠી પણ દુકાન બહારની ઓસરી પર જઇને.

કલાકમાં તો પેલા લોકની ખરીદી પણ પતી ગઇ. કંકૂ પણ ઊભી થઇ.

શેઠથી કહ્યા વગર ન રહેવાયું: ''કંકૂ રોટલા વેળા થઇ છે તો ખાઇને જ જાને?

કંકૂએ ક્ષોભ છૂપાવતાં કહ્યું: ' નારે, મલકચંદકાકા આથે સુધીનો સંગાથ છે, ને માથે દન આવતાં તો ઘેરેય પહોંચી જઇશ.'

'ઘેર જઇને તો ખાશો જ તો? પણ આ ઘર બાંધી બેઠા છીએ એ શું કરવા?' યુવાનીને આરે ઊભેલા એક જણે કંકૂને કહ્યું અને શેઠ તરફ જોઇ ઉમેર્યું: ' એ તો અમારે ત્યાં ખાઇને જશે. ગામને ઝાંપે થઇને નીકળશે ને થોડાં ભૂખ્યાં જવાનાં છે!' અને સૌ બચકાં પોટલાં લઇ ચાલી નીકળ્યાં.

શેઠ, બારણાની બારસાખ ઝાલી, ટોળામાં ચાલવા છતાંય જુદી તરી આવતી કંકૂ તરફ તાકી રહ્યા. કંકૂ બાંયામાં વળી અને નિરાધાર બનેલી શેઠની નજર સામેની દિવાલ સાથે જઇ અફળાઇ એકાએક જાણે ભાન આવ્યું. દુકાનમાં પાછા ફરતાં બબડી રહ્યાં, 'શ્રી કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ...'

કંકૂ પણ આખે રસ્તે અસ્વસ્થ હતી. તેમાં વળી લોકો શેઠને વખાણે ચડયાં હતા: 'કંકૂબાઇ, ગમે તેમ પણ મલકચંદ કાકાએ તો તમારી સારી બના રાખી છે!'

બીજો બોલી ઉઠયો: 'એ કરવું પડે કે? આવા સમામાં તો અંગના સગાંયે ન ધીરે!' અને સગાં તરફથી થએલા કોઇ કડવા અનુભવનો દાખલો આપવા જાય છે ત્યાં તો ભગવાનનું માણુસ છે ત્રીજો જણ બોલી ઉઠયો: 'મલકચંદ તો ભાઇ ઘણાએ શેઠ તો જોયા પણ બધા આની હેઠ. માથે રામ રાખી કામ કરનારો!'...અને પછી તો એ વૃદ્ધ માણુસ આ પચાસ·

વર્ષ દરમિયાન બદલેલા અનેક વાણિયાઓમાંથી કેટલાકના દાખલા આપવા મંડી પડયો 'આ પેલો હરગોવન! અરે એના વ્યાજ આગળ તો રાવલજીના ઘોડાય ઝખ મારે છે!'...

પણ આ બધી વાતોમાં કંકૂને કંઇ રસ જ પડતો ન હતો બલકે વહેમ પણ ઉઠયો: પોતાની આગળ શેઠનાં આવડાં વખાણ કરવાનો અર્થ બીજો તો નહિ હોય?...અને મનમાં મનમાં શેઠના સ્વભાવનું પૃથક્કરણ કરવા લાગી: 'શેઠ આમ લુચ્ચો તો લાગે છે?...' ના ના, એણે મારૂં શું બગાડયું છે? ઉલટાનું પાછું વાળી જોયા વગર ધીર્યે જાય છે...નહિ તો એને શી લાગ્ય? છોકરો કુંવારો છે તો મારે છે એને તો નથીને! એનાથી એક ભારે શ્વાસ લેવાઇ ગયો: 'બાપડો! બે ફેરા પૈણ્યો તોય કરમમાં તો રોટલાનું દુઃખ ઉભું ને ઉભું. બળીએ બાણીઆની નાત; બધું દુઃખ વેઠાય પણ, રોટલાનું કેમ કરી વેઠાય! એમના જેવું અમારી નાતમાં કન્યાનું દુઃખ હોય તો મારા જેવીનાં છોકરાં તો રઝળતાંજ રે'તે!..." એ આમ ગડમથલ કરતી પેલા ગામમાં ખાવાના રહેતાં સીધી ઘેર આવી.

કંકૂના ઘરની આબરૂ નાતજાતમાં સારી હતી, અધૂરામાં પૂરૂં કંકૂના જીવનયજ્ઞે સોનાનો ઢોળ ચઢાવ્યો હતો. વિધવા હતી--ઘરમાં કોઇ કામ કરનાર ન હતો, છતાં ય સૌની હારમાં ફાળો આપતી અને પરોણા ચાકરીમાં પણ એણે જરા સરખો ય ફેર ન હતો પડવા દીધો. તેથીજ તો દીકરાની સગાઇ થવામાં પણ જરા સરખી ય મૂશ્કેલી ન નડી ને? બીજેજ મહિને લગ્ન રાખ્યું.

કંકૂનો આનંદ માતો નહોતો. "હીરીયાની વહુને મારાં કલ્લાં આપીશ'—અને એણે દસ વર્ષ પર પોટલી બાંધીને હાંલ્લામાં મૂકેલી ચોડિયાંના માળાઓ, ઘુઘરિયાવાળી વીંટીઓ, બંગડિઓ અને મોતી જડેલ કાપડાની કસો વગેરે નાના નાના શણગાર પણ કાઢી જોયા. વહુ માટે તૈયાર રાખ્યા....આવશે એટલે ચૂલો તો એનેજ સોંપવાની, બહુ દન મજૂરી કૂટી! હવે તો એ બે એમને એમનું સંભાળશે,' અને આજથી અઢાર વરસ પર વધુ બનીને આવેલી પોતાની જાતની જગ્યાએ હીરિયાની વહુને ગોઠવી તરંગે ચઢતી, પોતાનું પોતાનું પોતાપણું પણ ભૂલી જતી.

કંકૂ વીવાનો વહોર વિચાર કરવા શેઠને ત્યાં જવાની હતી ત્યાં તો

ઉઘરાણીએ નીકળેલા શેઠ આવી ચઢયા. તેમણે કંકુને દરદાગીના, નાત જાતના ખર્ચા વિગેરેની પૂછગાછ કરી,--સૌ ઘરાકની કરે તેમ પણ કોઇ જુદી લાગણીથી. ટોળે વળી બેઠેલા ગામલોક શેઠની ઉદારતા તરફ ડઘાઇ રહ્યા; કોઇ કોઇને તો આ બાઇ માણસે સાચવેલો વટવહેવાર જોઇ અદેખાઇ પણ આવવા લાગી. કંકુ આભાર નીચે દબાતી આર્જવતાની ખાસ જરૂર ન હોવા છતાંય બોલી, 'મલકચંદ કાકા, હું તો તમારે જોરે છોકરો પરણાવવા નીકળી છું.'

'તે શેઠ માણસને એક ઘરાક વસ્તું થશે. આવી વેળામાં હથોપો નહિ દે ત્યારે આવા દોંગા શેઠ ખોળે શું કામ? એમના બાપા મારી જાનમાં આવેલા એમને આજેય સાંભરે છે!' ઘડપણ સાથે કુસ્તી કરતા ગલા ડોસાએ આનંદનો ઘંટડો ગળતાં કહ્યું. 'છોકરા તો મથુર કાકાના ને?' હુક્કાનો દમ લેતાં ઉમેર્યું.

'ખોટું કેમ બોલાય! એમણે તો કંકુ વહુને દોહ્યલી વેળામાં હથોપો દીધો છે!' કંકુના કુટુમ્બીમાંના એક આધેડે કહ્યું.

'પણ કંકુએ વેવાર પણ સાચવ્યો છે હો! વાયદો ચૂકી નથી. પછી મારાથી નાયે કેમ પડાય?' શેઠે આંખનાં ભવાં ચઢાવી ગામ લોક આગળ ન્યાયની વાત કરી, અને બોલ્યા વગર રહી ગએલા બીજા ઘરાકોનાં સાંભળ્યાં અણસાંભળ્યાં કરી ઘોડી પર સ્વાર થતાં કંકુને કહ્યું:

'રૂપિયા તો જાન ઉઘલાવવાને આગલે દહેજ લઇ જજે અને ગોળ ઘી તો આવીશ ત્યારે તોલી આપીશ.' કહી ઘરાકોની ચન્દ્રી બાઇ ઉંચાઇ કરતાં પહોળાઇમાં વધારે ફાલેલી મણકી ઘોડીની લગામ ખેંચી.

શેઠને વિદાય આપવા માટે આંગણામાં આવી ઉભેલા લોકો તો હજુય અંદરો અંદર શેઠનાં વખાણ કરતા હતા ત્યારે કંકુ એ વખાણથી મૂંઝાતી હોય તેમ ચાલતી થઇ ઘરમાં.

એ દિવસ પછી એ ગોળ ઘી અને કપડાં લેવા ગઇ. શેઠે મોં માગ્યાં કપડાં આપ્યાં, બલકે કંકુ માટેનો સાડલો તો મોંઘા મૂલનો. એના ના કહેવા છતાંય વળગાડયો. 'વેઢા ગણ્યા વગર લઇ જાને છાની માની! તારું મન દુઃખાતું હોય તો પડતર ભાવ આપજે. ને આટલો એક મારા તરફથી ઓઢીશ તોય રોકડ રૂપિયાની આડત જાણે અડધો આનો લીધીગતી

એમ ગણીશ.' શેઠ જાણે બોલતાં તો બોલી ગયા હોય તેમ એકદમ ઊભા થયા. 'લે હેંડ વખારમાંથી ગોળ તોલી આપું.' કહી ચાવીઓનો ઝૂડો લઈ બહાર નીકળ્યા. પગથિયાં ઊતરતાં ઉમેર્યું: 'દુકાનની સાંકળ ચઢાવતી આવજે.

વખારનું તાળું ખોલતાં શેઠનો હાથ ધ્રૂજતો હતો. વીંછીની પૂંછડી આકારની હાથેક લાંબી ઉલાળા કૂંચી કંકૂને આપી, 'લે ઉઘાડ જોઉં. હું જરા પાણી પીતો આવું. ન જો, સામા ખૂણામાંથી એક ખાંડો (રવો) કાઢી કાંટા પર ચઢાવજે.' કહી કંઈક ભયમાંથી નાસી છૂટતા હોય તેમ બાજુના પોતાના ઘર તરફ ચાલતા થયા.

અંધારાંને કેદ કરી રાખ્યાં હોય તેવી વખારમાં કંકૂ દાખલ થઈ. અંદરના ખૂણામાં થપ્પી કરેલા ગોળના રવા તરફ વળી. એ રવા ચોંટી જવાથી થપ્પી ઉપરથી એ રવાની જોડ નીચે તો પાડી પણ પ્રયત્ન કરવા છતાંય ન તો એ છૂટા પાડી શકી કે ન ઊંચકીને કાંટા આગળ લાવી શકી. ગડમથલ કરતી હતી ત્યાં તો શેઠ આવી લાગ્યા. 'શું કરે છે ત્યારની?'

'લો, આતો નથી ઊખડતી.' કંકૂએ કંઈક કંટાળા સાથે છણકો કર્યો.

'હત્ત ગાંડી! ખાઈ બગાડયું!' કહી શેઠે બાજુમાંથી કોસનો કડકો લીધો અને બીજા જ ઘામાં રવો છૂટો પાડયો.

'ન તો ઉખડતોને?' શેઠે ટટાર થતાં કહ્યું અને કંકૂ તરફ વિજયભરી નજરે તાકી રહ્યા.

'તે તમે તો ગમે તેવા તોય મરદને?' કહી કંકૂ રવો ઉપાડવા વળી. 'લો, આતો નથી ચઢતો, ચઢાવો.' શેઠે તેને મદદ કરી. પાછો વળતો હાથ કંકૂને ખભે અથડાયો. શેઠને પરસેવો વળી ગયો. રવો ઉતરાવ્યો તે પણ મહામુશીબતે. સીધા બારણાના ઉંબર પર જઈ બેઠા. 'કૃષ્ણ, કૃષ્ણ, કૃષ્ણ! અકળાઈ જવાયું અને ધોતિયાનો છેડો વીંજી મનની મુંઝવણ જાણે ઉડાડી રહ્યા.

કંકૂએ એક પલ્લામાં ગોળ મૂકી બીજા પલ્લામાં કાટલાં ચઢાવવા માંડયાં. 'જુઓ મલકચંદ કાકા,' બેઉ તુલા બરાબર થતાં બોલી.

શેઠે કાટલાંનો સરવાળો બે-ત્રણ વખત કર્યો ત્યારે જ તોલનો હિસાબ

બંધ બેઠો. પણ ત્યાર પછી ન તોએ બારદાન બાદ કરવામાં પડયા કે ન પૈસા ગણવા વળ્યા. એ તો પેલાં માપ ઉતારી એક બાજુ મૂકતી કંકૂ તરફ જાણે એની સાથે નજરનો છેડો ન ગંઠાઇ ગયો હોય તેમ તાકી જ રહ્યા.

'કંકૂ એક વાત પૂછું ?' હસવાનો પ્રયત્ન કરતાં શેઠ બોલ્યા.

કંકૂને એ વાત પૂછાવવી નહોતી ગમતી, શેઠની આંખોનાં માપ માપ્યાં; પણ ના પાડવાની હીંમત ન ચાલી. 'શું ?' અને રવા ઉપર ચોંટેલા ઘાસનાં તણખલાં ઉખાડી રહી.

'કંકૂ તેં નાતરું કેમ ના કર્યું ?' શેઠના અવાજમાં ગંભિરતા અને લાગણી તો ભારોભાર હતી.

કંકૂને વિજળીના ઝબકારા માફક સૌભાગ્ય જીવન યાદ આવ્યું અને ઉડી ગયું. સ્વસ્થ થતાં બોલી, 'હિરીયાને મેલી જતાં જીવ ન ચાલ્યો.'

'હવે હિરીયો એનું સંભાળે એવો થયો છે. મને પૂછે તો નાતરૂ કરી લે. હજુંય શું બગડી ગયું છે?' છેલ્લું વાક્ય બોલતાં શેઠની નજર કંકૂના બદન પર ફરી જાણે કહેતી ન હોય, 'પંદર વર્ષ પર હતી એવી જ તું અત્યારે ય છે—આવી જોવનાઇ તું જીરવી કેમ શકે છે ?'

કાંઇ ગાંડાબાંડા તો નથી થયા ?...હવે કેટલા કાળ માટે ?...લો ચઢાવો, દન તો આથમવા ગયો.'

શેઠ એક ભારે નિશ્વાસ નાખી ઉભા થયા. કંકૂ પાસે આવી એની સામે તાકતા ક્ષણેક ઉભા રહ્યા. પણ કંકૂ—એ હોઠોમાં રમતા શબ્દો કદાચ પારખી ગઇ હશે; નીચી વળી રવા નીચે હાથ ઘાલતાં બોલી, 'લો હો.' શેઠને પણ નમવું જ પડ્યું.—અને રવો ઉપાડી બહાર નીકળતી કંકૂની લચકાતી કમર ઉપર પડેલી નજર હઠાવતાં તો શેઠના હાલહવાલ થઇ ગયા ! હૃદય થડકી ઉઠયું કાનમાં જાણે તમરાં બોલવાં લાગ્યાં, નડિયાં ઝણઝણી ઉઠી અને વળતી ક્ષણે તો આખે અંગ પસીનાથી રેબઝેબ થઇ ઉઠયા. વખારને તાળું માર્યું. તે પણ બેભાનપણે જ.

કંકૂ ગામથી આવેલા એક ગાડામાં રવો મૂકી કાપડની દુકાને મૂકેલી

કપડાંની પોટલી લેવા આવી.' ગાડી પર બેઠેલા શેઠનું ફિક્કું પડી ગએલું મોં એની નજર બહાર ન રહ્યું પણ એ તરફ દુર્લક્ષ કરતાં પોટલી બગલમાં મારતાં બોલી: 'આજથી પાંચમે દન રૂપિયા લેવા આવીશ હોં કે મલકચંદ કાકા.'

મલકચંદે પોતાની અસલ ઢબે કહ્યું, 'ભલે જોઇએ ત્યારે લઇ જજે.' અને આંખો મીંચી પાંચ દસ મિનિટ પર આવેલા પેલા ભયંકર તોફાનમાંથી બચાવી લેનાર શ્રીકૃષ્ણનો ભારોભાર ઉપકાર માની રહ્યા.

માથે પોટલી મૂકી પંથ કાપી રહેલી કંકૂને ઉભી વાટે આજ અનેક વિચાર આવવા લાગ્યા: પાંચ દિવસ પછી પેટનો દિકરો પરાયો થશે! જેટલો વહુનો એટલો માનો ઓછો રહેવાનો? ને રે'શે તોય કેટલો કાળ?... કોણ જાણે કેમ પણ કંકૂને જીવનમાં આજ પહેલી જ વાર એકલતા લાગવા માંડી—જાણે પોતાની ફરજ પૂરી થતાં નિષ્ક્રિય ન બની બેઠી હોય?

છોકરાનો ગણેશ બેસાડયો. જીવનમાં લીધેલા આ અનેરા લહાવાના આનંદ અતિરેકથી હોય કે ગમે તેમ પણ કંકૂ કોઇ પણ દિવસ આજ કરતાં વધારે ગંભિર હતી. વરરાજાના પોષાકમાં શોભતા હિરીયા તરફ એ તાકી રહી. 'એ ય પૈણવા આવ્યા ત્યારે આવડા જ હતા ને! બરાબર આવાજ; જાણે એકને ઉઠાડી બીજાને બેસાડો!' અને હિરીયાના લાલ સાફાનું છોગું બરાબર કરવા લાગી, ખૂમાના જેવું સ્તો.

ગામ લોકોએ પણ આ આનંદમાં ભાગ લીધો. જુવાન જુવતિઓએ આંગણામાં ઘેર માંડી થાબડા પાડ્યા. વર્ષોથી સૂનું પડેલું ઘર તથા આંગણું ગાજી રહ્યું! સૌને ગોળ ધાણા વહેંચાયા ગીત ગાવામાંથી નવરી પડેલી ગામની સ્ત્રીઓએ હર્ષના મારી જાણે ભાનભૂલી બેઠેલી કંકૂને સ્વાગતનું ભાન કરાવ્યું:

'કંકૂ ઘેલી પાણીનો ઘડુલો ભરી લાવ તરસે મરીએ છે!...'

કંકૂ હાથમાં પાણીનો ઘડો અને આંખમાં પ્રેમની સરિતા વહાવતી બહાર આવી. અને સરખા સરખી સ્ત્રીઓએ એની વળી વધારે ઠેકડી કરી.

જાન જવાને આગલે દિવસ કંકૂ રૂપિયા લેવા ગઈ. શેઠે બીજા ઘરાકોની લેવડદેવડ પટાવી—એમના જીવનનો અમુક અંશ જમા ઉધાર કરી. સૌને રજા આપી. કંકૂના ખાતામાં એકસો વીસ રૂપિયા રોકડા અને સાડા સાત આડતના ઉધારી કંકૂનો અંગૂઠો લીધો. ગાંસડાં પોટલાં બાંધતા એ ઘરાકના અંગૂઠા સાક્ષી તરીકે ચાંપ્યા. ચોપડો બંધ કરી બોલ્યા; 'લે હેંડ ઘેરથી રૂપિયા આપું' અને ઉભા થયા.

ડોશી એઠાં વાસણનો ઢગ કરી રસોડું સાફ કરતાં હતાં કંકૂએ કહેવા વાટ ન જોતાં પેલાં એઠાં વાસણ માંજી દીધાં.

'કંકૂ ચાર વીસોએ નહિ થાય? થોડાક ખૂટે છે.' ઘરમાંથી બહાર આવતાં શેઠ બોલ્યા.

'મલકચંદ કાકા! મારે ક્યાં પાંચ સાત દિકરા પૈણાવવા છે? એકનો એક ને એમાંય કસર કરૂં તો લોક શું કે'? બાકી પૈણાવનાર તો ચાર શું પણ ત્રણ વીસુમાંય—'

મલકચંદ વચ્ચેજ બોલી ઉઠ્યાઃ 'તે તને ના કોણ પાડે છે? આ તો પૂછ્યું છું, લે, હું જરા હરગોવનને ત્યાં જઈ આવું.' અને બહાર નીકળ્યા.

ડોશી તથા કંકૂ વાતે વળ્યાં. ડોશીએ દીકરાનું દુઃખ માથે ઓઢી વાત કરી. 'જોને તારે તો રાજાના કુંવર જેવો દીકરોય છે? બળ્યો પૈસો એકલો શું કામનો? તારૂં શું અછાનું છે. આ મલકચંદને બબ્બેવાર પરણાવ્યો તોય એકેક ન છાજ્યું? આવી વેળા જોવા કરતાં તો ભગવાન મોત આપે તો સારૂં."...ડોશીની ઊંડી ઉતરી ગએલી આંખોના ખાડા છલકાઈ આવ્યા.

કંકૂને પણ દુઃખ થયું. હોય બા, એ બધી આપણા હાથની વાત થોડી છે? ભગવાનને ગમ્યું તે ગમાડયા વગર છૂટકો છે કંઈ. હવે આંસુ ઢાળો ન ઢાળો શું કામનું એ બધું!—

એટલામાં મલકચંદ દાખલ થયા. એમની ચાલ અને મોં પરથી

લાગતું હતું કે, એ કંઇક ગડમથલમાં પડી ગયા છે. બોલ્યાઃ 'શું વીવા ઉધડયા છે; જયાં જુવો ત્યાં રૂપિયાની તાણુ.'

કંકૂનું મોં પડી ગયું. 'મલકચંદ કાકા ગમે તેમ કરો મારી લાજ તમારા હાથમાં છે! તમારો ગણુ નઇ ભૂલું. તમારા રૂપીયા દૂધે ધોઇને ભરી દઇશ.' કંકૂએ ભોંય ખોતરતાં કહ્યું. મલકચંદ એને બહાનાં કરતા લાગ્યા.

'તે ઘરમાંથી કાઢી આપ ભાઇ, કોઇનો વર કંઈ કુંવારો રખાય છે!' ડોસી બોલ્યાં.

'માથા કુટ તો કરવી જ પડશે તો—કાંઇ ચાલે એમ થોડું છે. બીજાનો છોકરો હોય તો ઠીક પણુ આ તો કંકૂનો–સાત નવાઇનો! છોકરો! કહી શેઠ હસ્યા.' લે હેંડ બધુ ઉતારવા લાગીશ ત્યારે.' કહેતા મલકચંદ બારણામાં પેઠા.

ઓરડામાં ઓરડો ને તેમાંય ઓરડો, આગલું બારણું બંધ હોય તો તો ધોળે દિવસે ય ઘરમાં સનાર ભીતે ભટકાયા વગર ન રહે. શેઠે કંકૂને એક કોઠી બતાવી. 'જો આના પરથી આ બધાં વાસણુ ઉતારીશ ત્યારે,' કોઠીને હાથ અડાડી બોલ્યા. કંકૂ જોડેની નાની કોઠી પર ચઢી ગઇ, અને એ ગાગર બેડીયાનાં વાસણુ એક પછી એક શેઠને ઝીલાવવા લાગી. ઉપરથી પડ ખસેડયું.

'બસ ઉભી રે!' કહી શેઠ કંકૂ ઉભી હતી તે કોઠી પર ચઢી ગયા. કંકૂ પાછળ હટી ગઇ. સાધારણુ હથીયારથી તુટે પણુ અસાધારણુ બુદ્ધિનેય ન સુઝે તેવી તીજોરીમાંથી, બગલુ મછલુ પકડી લાવે તેમ એક પોટલી આંધળા પણુ જાણીતા હાથે ઘઉંની અંદરથી શેઠ પકડી લાવ્યા. પણુ નીચે ઉતરતાં શેઠ જરા લથડયા જો કંકૂનો ખભો હાથમાં ન આવ્યો હોત તો તો ભોંય ભેગા જ થઇ જાત. પણુ આ શું ? કોઠી પરથી પડયા હોત તો એક કે બે જગ્યાએ જ વાગતું અને પણુપણુતું; પણુ આ વગર પડયે ય આખા અંગમાં આગ શાની–પણુપણાટ, શાનો ? અરે કંકૂ પણુ કળકળી ઉઠી. ભાન આવતાં શેઠે કંકૂના ખભાપરથી હાથ હટાવી લીધો. પોટલી

સાથે જમીન પર કુદી પડયા. કંકૂ પણ બેભાનની જેમ હેઠે ઉતરી.

અમાસની રાતે આભમાં તારા તકતક તેમ છાપરાનાં નળીયાં તક તકતા પ્રકાશના અજવાળે શેઠે પોટલી છોડી. પોટલીમાંના રૂપિયા શેઠની અકળામણ જોઈને જાણે હસી રહ્યા!

શેઠે રૂપિયા ગણી લાવતાં કંકૂના પાલવમાં મૂકવા માંડયા. છ વીસું પૂરા કરતાં પૂછ્યું; 'ગણું વધારે?—'

શેઠના અવાજે પૂછવાની ઢબે અને સ્નેહભરી એ નજરે કંકૂને કંઈક બેભાનશી કરી મૂકી. આડી નજરે શેઠ તરફ જોતાં કોણ જાણે કયાંથી કમબખ્ત પેલી જ કહેવત એની જબાન પરથી સરી પડીઃ 'હારતો! ભાર છે તો કન્યાની કેડે છે પછી તમે શા માટે—' પણ ત્યાં તો એનું વાકય અધુરૂં રહ્યું...વર્ષો પહેલાંની માજમ રાત જાગતાનાં સ્વપ્નશી બની રહી...

'કંકૂ રૂપિયા લઈ ઘર બહાર નીકળી. ચારે બાજુ ગાંડાની પેઠે ફાંફાં મારતી—ગભરાયલી હાલતમાં મહામુશીબતે ગામ આવ્યું. પશ્ચિમની ભીંતે જઈ ઉભેલો શિયાળાનો સૂર્ય તિરસ્કાર વરસાવતો લાગ્યો. નવાઈ પામેલાં રસ્તાના નાનાં મોટાં ઝાડ જાણે શંકા દર્શાવતાં હતાંઃ 'સવારમાં આ રસ્તેથી ગઈ હતી એજ બાઈ તું છે?...એક શાન્તિભર્યા સ્થાન પર તો કંકૂથી રડી પણ પડાયું....સારૂં થયું કે અંધારૂં પડી ગયું નહિ તો ધોળે દિવસે ગામમાં પેસવાની એની હિંમત કદાચ ન પણ પડત. અરે અંધારૂં હતું છતાંય એણે પોતાનું મોં સાડલાના છેડા આડે સંતાડયું હતું. ઘરમાં આવીને પણ એણે પહેલું કામ નહાવાધોવાનું અને ઠાકોરજી આગળ ઘીનો દીવો કરવાનું કર્યું પત્થરના એ—બેડોળ મૂખાકૃતિવાળા (ખેતરમાંથી જડેલા) ભગવાન આગળ એણે ઘણી ઘણી માફી માગી, સારી પેઠે આંસુ વેર્યાં. પણ તોય અંતરમાંની પેલી જલન તો ઓછી ન જ થઈ. બાર તેર વર્ષના રંડાપા પર જ નહિ—આખા જીવતર પર આ નાનકડી ચીનગારીએ જાણે દવ જ ફરી વળ્યો હતો.

હિરીયાની જાન ઉઘલી પણ કંકૂમાં આનંદનો છાંટોએ નહોતો. લોક

કહેતું : એ તો આવા અવસરે મુએલાની ખોટ સારે.'

દિકરો પરણી આવ્યો. બૈરાંઓએ ગાયું—

માતાના બોલ વિરે વિસારી મેલ્યા,
સાસુના બોલ વા'લા લાગ્યા,
હિરાભાઇ વિરા મે'લોમાં રે'જો.

કંકૂને, આ ગીતે વિચાર કરતી કરી મૂકી, પોતાનો થઇ રહેલો ખૂમો એને યાદ આવ્યો. 'હાસ્તો હવે હિરીયો વહુનો રે' તેટલો મારો ઓછો રે'વાનો હતો એ તો દુનિયાની વાત છે!' એનાથી ધ્રસ્કેધ્રૂસ્કે રડી પડાયું.

કોણ જાણે કેમ પણ કંકૂને જાણે જીવન કાર્ય પૂરૂં થયું હોય તેમ—હવે મઝા જેવું નહોતું લાગતું. તેણે મૃત્યુને કંઇક વાર નોતર્યું પણ જો એમ માંગ્યા મોત આવતાં હોત તો દુનિયામાં દુ:ખનું નામનિશાનેય હોત ખરૂં!...અને પછી તો મૃત્યુ આવ્યું હોત પણ શાંતિથી તો ન જ મરી શકત!...માનવીથી—અરે માનવીની છાંયાથી પણ છેટે રહેવા લાગી. દિવસો મશીનગનની ગોળિઓ માફક જવા લાગ્યા.

ગામની અનુભવી એક બે ડોશીઓને કંકૂની હેંડ ચા'લમાં ફેર લાગ્યો. ઘરને ખૂણે વાત પણ પૂછી પણ કંકૂએ છેડા ટૂ નાજ પાડી. 'આ તમે શું વાત કરો છો કાકા? ખરે બપોરે રણ વટાવ્યું ને આ નમતે પો'રે મારો તે કંઇ દન ઉઠ્યે હશે!' કહી કંકૂ હસવા લાગી. પણ પેલી ડોશીઓને તો એ હાસ્યમાં પણ માતૃત્વની છાંટ દેખાઇ:

વિચારમાં પડી ગએલાં ગલા ડામોરની વહુએ તો કહ્યું પણ ખરૂં. 'જો તું સાચું જ કે'તી હોય કંકૂ વહુ તો તો–મારાં આ પળિયામાં હવે ચપટી ળ નાખવી જ બાકી રે' છે!' પણ તોય કંકૂએ તો એ જ મકકમતાથી ના પાડી.

ગલા ડામોરની વહુની ઉંડી ઉતરી ગએલી આંખો ભભૂકી ઉઠી :

'અલી તું મનેય જાળાં પછવાડે ફેરવે છે? મને? તું ક'તી હોય તો મહિનોય કહી દઉં બોલ—જો ચોથો ઉતરતો ને પાંચમો બેસતો ન હોય તો.'

ત્યાં તો કંકૂની આંખો છલકાઇ ઉઠી. જમીન ખોતરતાં માંડ બોલી શકી 'માસી! મને ઝેર લાવી આપો! મેં કાળમૂખીએ...'

ખુશ થઇ ઉઠેલાં ગલા ડામોરની વહુ પગ પર બેઠાં થઇ ગયાં. કંકૂ તરફ હાથનો લહેંકો કરતાં બોલ્યા. 'ઝેર ખાય તારું ખાહડું. ઠીક છે એ તો–દુનિયામાં બાંધી મૂઠી લાખની છે બાકી ઝાડ માત્તરને–કોઇને ઓછો તો કોઇને વત્તો પણ વાયરો તો લાગે જ છે.' અને પગ પર ખસતાં કંકૂની છેક નજીક આવી ધીમેથી પૂછ્યું. 'પણ એ કાળમૂખાનું નામ?'

કંકૂએ મૌનથી જ નામ દેવાની ના પાડી.

પેલી બીજી બે ડોસીઓએ પણ એને ખૂબ સમજાવી, 'બેસતું આવે તો એ 'પીટયા' સાથે જ તારાં લૂગડાં પહેરાવી દઇએ.' વગેરે લાભની વાત કરી પણ તોય કંકૂએ—નામ તો દૂર રહ્યું પણ વહેમમાંથીય એ લોકને બાર ગાઉ છેટે રાખ્યાં.

એ જ અંધારી રાતે ગામના બે ચાર બુઢ્ઢા ભેગા થયા અને એકમેકના કાન કરડી ખાતા વાત કરવા લાગ્યા.

'જૂઓ 'ધના ડામોર' આતો મોતી કટારાના આખા ધડીયાની આબરૂ જાય નાતજાતમાં જાણ થાય તો આપણનેય અરે કોઇક કન્યા ન દે કન્યા!' આ મારે ઘરડાઓમાં ઘરડા એવા ગલા ડામોરે વાત કરી.

'અરે કે'વું પડે કે? ગમે એમ કરી દાટે જ છૂટકો?' ધના ડામોરે હકાર ભણ્યો.

'પણ પેલા હરામખોરનું નામ તો જાણત?' ત્રીજાએ કહ્યું.

'જાણ્યા હવે! તું નહિને તારો ભાઇ. મારા ઘરમાંથી પૂછી જોયું'

પણ કે' છે, 'મારા કટકા કરો તોય નામ તો નહિ લઉં.' ને અસ્ત્રીની જાત હઠે ભરાઈ એટલે કદી નહિ કે'વાની,' ગલા ડામોરે કહ્યું. 'પછી તમે એને કરવાના શું?' કહી ત્રણેય તરફ તાકી રહ્યા.

થોડીક વારની ધૂસપૂસ પછી એમણે ગામમાંથી એક પોતાની જ નાતના વિધુરને બોલાવી મંગાવ્યો. ધના ડામોરે વાતની શરૂઆત કરી: 'જો કાળીયા, એક જણીના લૂગડાં તારી વેરે પે'રાવીયે પણ એની આબરૂ ઢાંકે તો.'

'મૂરખ હોય તો ના પાડે.' ગલો ડામોર બોલી ઉઠ્યા. 'ઘણાં, આંગળીયાત છોકરાં લઈને કયાં નથી આવતાં? ને આવો ત્રાટ ઘડી ઘડી ખાવાનો ઓછો હતો? એ તો એ જરા વાટ ભૂલી નહિ તો તારા જેવાના ભાયગમાં હોય કયાંથી?'

કાળુ, કંકૂની નાતનો એક પાંત્રીસેક વર્ષના પચ્ચીસેક વર્ષની ઉમ્મરે વહુ વગરનો થયો હતો અને એક તો વિધુર હતો, પચ્ચીસેક વર્ષની ઉમ્મરે વહુ વગરનો થયો હતો અને એક તો રસિકતા ઓછી તેમાં વળી બાજરીની ખોટ એટલે રહી ગયાં' હતાં. આજ આ બૈરીનું સાંભળી એના મોંમાં પાણી વળી ગયાં હ્રુદય થડકવા મંડયું. બોલી ઉઠયો: 'પણ કાકા ના કોણ પાડે છે જો.'

'તો કબૂલ છે ને!' મોતી બોલી ઉઠ્યો.

કાળુ જરાક ખચકાયો. ગલા ડામોર તરફ નજર નાખતાં પૂછ્યું: 'પણ કાકા...કાંઈ નામઠામ?'

'હવે તું એક વાર હા ભણને? અમે કરતાં હઈશું તે કાંઈ ખોટું તો નહિ કરતા હોઈએને? એમ તો હમણાં ઘણાય ઉભા થાય પણ આતો—તારા બાપનું મોઢું યાદ આવ્યું ને પાછું આબરુવાળું ઘર—બાકી જો તારી ના હોય તો—'

કાળુ, ગલા ડામોરની વચ્ચે જ બોલી ઉઠ્યો: 'અરે તમને ગમતું હોય તો બસ ત્યારે! એમાં વળી મને શું પૂછવાનું છે?'

મોતી કટારાને થયું કે કાળુ કદાચ બરાબર ન પણ સમજ્યો હોય અને પૂછ્યું: તું સમજ્યો તો છે ને? મનેખ–આમ તો લાખ રૂપિયાનું છે પણ જરા.' ત્યાં તો ગળો ડામોર ચીઢાઈ ઉઠ્યા.

'તમેય શું મોતી કટારા!' અને કાળુ સામે જોઈ બોલ્યા: 'માથા-વટી તો ગમે તે લુગડાનીય દેવાય પણ એય જરા શોભતી હોય તો સારું ને? બાકી જો નારીના—"

કાળુ વળી પાછો બોલી ઉઠ્યો. 'પણ એ તો હું ક્યાં નથી જાણતો? તમે જે કરો એ સવાસોળ પછી છે કંઇ?

'તો બસ ત્યારે,' કહી ગલા ડામોરે, કાળુને ઘેર જઇ તૈયારી કરવાનું કહ્યું.

કાળુ ઘર તરફ ચાલતો થયો. રસ્તામાં એ અંધારી રાતેય એની નજર આગળ સ્ત્રીના રૂપમાં કોઇ લાલ લુગડું ફરફરી રહ્યું!...સારું હતું કે એ પેલી વ્યકિતનું નામ નહોતો જાણતો નહિ તો તો અલબેલી કંકૂની કલ્પના એને કદાચ ગાંડો જ કરી મૂકત!...

વળતી પ્રભાતે જ ગામમાં વાત ફેલાઇ, 'કંકૂએ કાળુનાં લુગડાં પહેર્યાં!' બે દિવસ સુધી તો ગામની પાણિયારિયોએ એકમેકના કાન કરડ્યા કર્યાં આસપાસના ગામોમાં પણ ધુપરિયો લેતા પેલા ભૂતની (હવાની ઘૂંટી) પેઠે આ વાત ચર્ચાઇ ન ચર્ચાઇ ને લોપ થઇ ગઇ. અલબત્ત ગલા ડામોર જેવા તો એમ જ કહેતા,' ભાઇ જ્યાં ત્યાં એને દિકરો મોટો કરવો હતો તે કર્યો અને પરણાવ્યો પંથાવ્યોય. ને ગમે તેટલું પોતાનું ઘર ગણે તોય હવે વહુનું એટલું એનું ઓછું હતું? એના કરતાં આ શું ખોટું? ગમે તેમ તોય સ્વતંત્રય તો ખરીને?'—અને સાંભળનાર પણ આંખો વાટે નહિ તો મોંથી પણ હકાર તો ભણતાં જ હતાં.

પણ તોય ત્રણ દિવસ સુધી તો કંકૂની હિંમત ઘર બહાર નીકળ-વાની ન ચાલી. અલબત્ત આ બધોય વખત એ મનમાં મનમાં ગામનાં એક એક ઘર સાથે લડી ચૂકી હતી. અને સાત સાત પેઢીના એ લોકના

કલાકો ગણી ગણાવી આખરે. પોતે એકલીએ જ કંઇ મહા ગૂન્હો નથી કર્યો એ મન સાથે ઠસાવી ચોથે દિવસે એ ઘર બહાર નીકળી. દોર ઢાંખર બહાર બાંધ્યા અને બેડું લઇ પાણી ભરવા પણ ગઇ. તેમ લોકોએ એની સાથે વાત કરવા માંડી પહેલાં જેમ અને મહિના પછી તો કંકૂ પોતે પણ પોતાના આ પગ લપસ્યાની વાત જાણે ભૂલી ગઇ.

એક મધરાતે ગામની ડોશિઓને કાળુની કોઇ પાડોશી બાઇએ જગાડી, 'ચાલોને જરા, કંકૂ 'દુઃખી' છે'—

અને એ ડોશીઓએ ખાસ તો ગલા ડામોરની વહુએ ભલાભલા ડાકટરોને પણ બાજુમાં ખડા કરી દે આવડતથી બાળકને જન્મ આપ્યો.

કાળુએ આ આવેલ સ્ત્રીઓના નાહ્યા ધોયા પછી દિકરો જનમ્યાના હર્ષમાં સૌને ગોળ વહેંચ્યો. અને પાછલી રાતે બધાં છૂટાં પડયા પણ છેલ્લાં બાકી રહ્યાં એક ગેલા ડામોરની વહુ હજુ સુધી એ નાહ્યાં પણ ન હતાં અને કોણ જાણે કેમ—જેમ કોઇ ચિત્રચિકિત્સક વિવિધ દ્રષ્ટિ કોણથી ચિત્રને નિરખે તેમ કંકુના પાસામાં પડેલા પેલા તુરતનાજ જન્મેલા બાળકને આ ડોશી નિરખી રહયાં હતાં...એકા એક ડોશીના મોં પરની કરચલિયો તંગ થઇ આવી. હોઠ પણ ફરીફરી ઉઠયાઃ 'મારો પીટયો મલકો!...' એમની તક તકી ઉઠેલી આંખોએ શેઠની છૂટી મુકાયલી કોથળીમાંથી પહેલા મલકનો પ્રવાહ દેખ્યો ન દેખ્યો ને અદ્રશ્ય થઇ ગયોઃ 'હવે શું!... અને એક ભારે શ્વાસ લેતાં મન સાથે બબડી રહ્યાં: 'જાહરે જાહ?...અરે આ રાંડ (કંકૂએ) મારા જેવીને એક જરાક સરખી ગંધ આવવા દીધી હોતને, તોય--પાકેલી બોરડી પેઠ ઝંજેડાઇ જાત મલકા'...કોણ જાણે કેમ પણ અંતરમાં એવો તો ખીજવાટ ઉઠયો કે એ કંકૂને ત્યાં નહાવા ધોવા પણ ન રહી શકયાં. રસ્તામાંય જાણે બિલાડીના હાથમાંથી ઉંદર ન છટકી ગયો હોય તેમ બોલી ઉઠયાં: 'જાહરે જાહ મલકા! એ તો એમ કે' એમ કે કંકૂ જેવું લાખેણું માનવી મલ્યું નહિ તો તો...જાહરે જાહ મલકા!'

# નેપચ્યુન

## ઍસ્યુરન્સ કંપની લી૦

જીંદગીના વિમા માટે
આદર્શ વિમા કંપની

- ઇસ્યુ કરેલું કામ રૂ. ૩,૦૦૦,૦૦૦૦
- લાઇફ ફંડ રૂ. ૨૫,૦૦૦,૦૦
- ચુકવેલા દાવા રૂ. ૧૦,૦૦૦,૦૦
- વાર્ષિક આવક રૂ. ૭,૦૦૦,૦૦

તમારો વિમો લેતા
અગાઉ નેપચ્યુનનું
પોસ્પેકટસ જરૂર
—જોઇ જશો—

## નેપચ્યુન ઍસ્યુરન્સ કું૦ લી૦.

નેપચ્યુન બીલ્ડીંગ, હોર્નબી રોડ, કોટ, મુંબઇ.

શિયાળામાં
હજારોનો પ્રિય ખોરાક
થઇ ગયેલ છે તે
આપે અજમાવ્યું ?

★

સુવર્ણ જીવન

*

કાયાને મકોડે મકોડે
ચેતન પુરે છે.

*

લખો:—

ગુજરાત આયુર્વેદિક ફાર્મસી

૪૪૬, કાલબાદેવી રોડ, મુંબઇ-૨. ગાંધી રોડ, અમદાવાદ.
હાઈરોડ, સુરત. સર લાખાજીરાજ રોડ, રાજકોટ.
વડોદરા — કરાંચી — મોંબાસા.

# મિજાજ - કે - મીજાઝ ?

શ્રી. બોલયા જોશી.

મનુષ્ય માત્રને કાંઇને કાંઇ વ્યસનનાં લફરાં લાગેલાં છે. મારૂં પણ તેમજ છે. કોઇ શબ્દ મારી કર્ણેન્દ્રિય પર અથડાય, કે લાગલી તેની વ્યુત્પત્તિ કે મૂળ ખણીને ખોદી કાઢવાની મને તત્ક્ષણ ચેળ ઉપડે છે. તેમ કરતાં વખતે ઉંડા ઉતરી જવાય, અને વખતે ખુંચી જવાય, એવી પણ મુંઝવણ ક્વચિત્ ક્વચિત્ સાલે છે ખરી.

‘ મિજાજ ’ કે ‘ મીજાઝ ’—એની વ્યુત્પત્તિનો વિગ્રહ હમણાં મારા મનમાં ચાલ્યા કરે છે. એ ઉર્દુ છે કે આરબ્બી ! બંગાળ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, ગુજરાત, મધ્યપ્રાન્ત, રાજપુતાના, પંજાબ ઇત્યાદિ પ્રત્યેક પ્રાંતોમાં ‘મિજાજ ગયો’—એમ સંભળાય છે. એટલે ‘મિજાજ’ સર્વગામી અને સર્વનામી જણાય છે. ‘મિજાજ ગયો’ ‘મિજાજ’ ખોયો—એમ બોલાય છે, એ જોતાં તે નર જાતિ તો અવશ્ય છેજ, પણ એ જાતનો નર ક્યાંય પણ દ્રષ્ટિ-ગોચર થતો નથી, તો પછી એ માથાવાળો માનવી છે કે માથા વિનાનો, ચેતન છે કે જડ, દ્રશ્ય છે કે અદ્રશ્ય, તેની પણ શોધમાં અટવાયા કરૂં છું.

વખતે તે હલકા વર્ણમાં વસતો હોય, એમ ધારી પ્રથમ હરિજન વાસમાં આંટા માર્યા. ઉકા ભંગીના ખોરડા પછવાડે ઉભા રહીને તપાસ

કરી, તો ઉકલો ને ઉકલી સામસામા બાઝતા–આથડતા જણાયા. ઉકલો ડાંગ ઉગામે, તો ઉકલી હાથમાં શોડું લ્યે. તો પણ ઉકલા કે ઉકલી ભંગીઆણીનો 'મિજાજ ગયો' એમ તો કોઈ ત્યાં કહેતા નજ જણાયા. પરંતુ ઉકલાના ઝુંપડામાં હાંડલાં હડહડ થાય છે, ને તાવડી તડાકા મારે છે–એમજ ટોળે વળેલાં લોકો ત્યાં બોલતા સંભળાયા. તેજ પ્રમાણે કાનો કોળી, વેજો વાઘરી, કરસન કુંભાર કે પદમા પટેલના પરાંમાં જઈ ખાત્રી કરી, તો ત્યાં પણ 'મિજાજ' નું નામ નજ સંભળાયું. એટલે એ 'મિજાજ' નું સ્થાન શ્રમજીવીઓ કિંવા ગરીબોને ત્યાં લાગતું નથી, એ તો ચોકકસ. બાપડા રંક જીવોને પોતાના પેટ ભરવાના પણ સાંસાં પડતા હોય, ત્યાં તેઓ નોકર તો નજ રાખી શકે, તો પછી એ બાપડાઓ 'મિજાજ' ને તો કેમ રાખી શકે ? એ પણ તર્કશાસ્ત્રના સત્રાનુસાર ઉજળું દીવા જેવું આપણને દેખાય છે.

પરંતુ 'શેઠનો મિજાજ ગયો,' 'સાહેબનો મિજાજ ઠેકાણે નથી,' એવા એવા વાકયો શ્રમજીવીઓ, અને નોકરચાકર વર્ગના મુખમાંથીજ બહુધા સાંભળવામાં આવે છે. તો પછી એ 'મિજાજ' કે 'મિજાઝ'– જે કહેવાતું હોય તે–તેનું સ્થાન રાજા, મહારાજા, અમીર, ઉમરાવ, શેઠ અગર સાહેબ શબ્દથી સંબોધાતા અડેજાવ બડેજાવને ત્યાંજ જરૂર જણાય છે. 'શેઠ કે સાહેબ' નો મિજાજ ઘણે ભાગે ખુરશીના સ્થાને બેઠા પછીજ જાય છે. એમ તેમના તાબામાં કામ કરતા નોકરોથી જણાય છે. એ ખુરશીધરો 'મિજાજ' ખુએ છે, અગર તેમના 'મીજાઝ' નું ઠેકાણું હોતું નથી, ત્યારે તેઓ એકદમ ધુંવા ફુંવા થાય છે, અને નોકરો ઉપર ઉતરી પડે છે, ત્યારે બાપડા નોકરો ધ્રુજે છે. તેજ પ્રમાણે બંગલામાં બિરાજતી શેઠાણીનો 'મિજાજ' અલોપ થાય છે, ત્યારે શેઠાણીજી પણ રાતાંપીળાં થઈ જાય છે, અને શેઠ ઉપર જો ભૂલેચૂકે ઉતરી પડે તો, બિચારા 'શેઠ' પણ ધ્રુજે છે. એ જોતાં એ સત્ર પણ સ્થાપિત થાય છે કે–શેઠ કે શેઠાણી, અને સાહેબ કે સાહેબાણી–એ ઉભય વર્ગ 'મિજાજ' ને પોષતા જણાય છે. પરન્તુ આ 'મિજાજ' કે 'મીજાઝ'–એ આ શ્રીમાનોનો કોઈ કોહીનૂર જેવો કિંમતી અને અમૂલ્ય હીરો છે કે જે ખોવાતાં તેઓ નોકરો ઉપર તૂટી પડે છે ? અગર તે કોઈ એમનો અંતરનો સગો કે સ્નેહી છે, કે જે તેના સ્થાનેથી ચલાયમાન થતાં આ લોકો બોડનું ચોડ કરી નાખે છે ?

હિમાલયના ગિરિશૃંગોમાં એકવાર મહામુશ્કેલીએ એક યોગી મહાત્માનો ભેટો થઇ ગયો. તેમના ચરણ ચાંપી, બે હાથ જોડીને મેં તેમને પૂછ્યું ;—'ગુરૂવર્ય ! આ 'મિજાજ' તે કોણ છે ?'

યોગી–મહાત્માએ પલવાર પ્રાણાયામ કર્યા. પછી આંખ બંધ કરી. પાછી તે ઉઘાડી પોણીત્રણ મિનિટ અને સાડીનવ સેકન્ડ પછી પંચકેશ ઉપર હાથ નાખીને ઉત્તર વાળ્યો કે–'બચ્ચા ! ઉનકો આત્માનંદ કહેતે હૈ.'

હત્તેરી ! હિમાલયના પગદંડીના પ્રચંડ પ્રવાસને અંતે આટલી તો શોધ થઇ કે, 'એ આત્માનંદ નામનો સાધુ, જતી જોગી કે વૈરાગી લાગે છે. તે પ્રથમ આર્ય હશે, પણ પાછળથી વટલીને યવન થયો જણાય છે, અને 'મીઝાઝ' નામ ધારણ કર્યું લાગે છે, અને તે સુખી સાધન સંપન્ન જીવોમાંજ વિચરતો–ફરતો જણાય છે.' પણ તો પછી તે શા માટે શેઠ–સાહેબોને ત્યાં ટકતો નથી ? અને શા માટે તેને ત્યાંથી વારંવાર સ્થાનાન્તર કરે છે, અગર ખોવાઇ થઇ જાય છે ? શું એ મોટા લોક તેને કાબુમાં નહીં રાખી શકતા હોય ? અગર ઠેકાણે ન હોય તો તેને હાથ કરવા શક્તિમાન નહીં હોય ?

એકવાર એક મોટા કારખાનાની હાફીસ ભણી જઇ ચડયો. ત્યાં જરાવારે એક ચકચકિત સુંદર શેવરોલેટ સરસરાટ સરકતી આવી પહોંચી, અને હાફીસના પોર્ચમાં થોભી; તેવા એક–બે નોકરો દોડી આવી, નમન કરી મોટરનું દ્વાર ખોલ્યું, તેવા શેઠશ્રી અંદરથી ધરતી ઉપર ઉતર્યા, અને અધરણીના પગલાં ભરતે ભરતે પોર્ચનાં પગથીઆં ચડી, હાફીસમાં પધાર્યા. ખુરશીએ ગોઠવાયા, તેવા એક નોકરે સલામ ભરી શેઠના હસ્તમાંથી હેટ લઇ લીધી, અને બીજાએ તે શેઠને ટોપી આપી તે શેઠે પોતાને માથે ગોઠવી. પછી ખીસ્સામાંથી રૂમાલ કાઢી, પોતાનું કપાળ લૂછ્યું. પછી એક મિનિટ લમણે હાથદુખ કરતાં, જરાવારે શેઠને એક મોટું બગાસું આવતાં તેમણે ઘંટડી વગાડી. તેવો એક નોકર દોડતોક હાજર થયો.

'છોકરા ! સોડા લાવ !' એટલા શબ્દો શેઠના ઓષ્ઠ બહાર નીકળ્યા, ત્યાં તો પીસ્તાલીસ વર્ષની વયનો એ છોકરો એક બિલોરી કાચના સ્વચ્છ અને ચળકાટ મારતા ગ્લાસમાં ફીણથી ઉભરાતું સોડા લઇ આવ્યો.

'એઇ મૂર્ખા! આ તું શું ઉપાડી લાવ્યો?' શેઠે ગ્લાસ હાથમાં લઇ, આમતેમ જોઈ, ચક્કર વક્કર આંખો કરી.

'શેઠ સાહેબ! એ સોડા છે.'

'તારૂં કપાળ! આંખે આંધળો છે! જોતો નથી આ શું છે?' શેઠે ત્રાડ પાડી જાજમ ઉપર બુટ પછાડયા કે તેમાંથી ધુળ ઉડી, અને નોકર ધ્રુજ્યો.

'સાહેબ! પેકબંધ બાટલી ફોડીનેજ તેમાં સોડા નાંખી છે. હું આપની પાસે મારા એકના એક છોકરાના સોગંદ ખાઇને કહું છું.'

'લુચ્ચા! કાફરના સરદાર! ખોટા સોગન ખાય છે? અને મને જૂઠો પાડે છે! જોતો નથી—આ સોડામાં શું છે તે?' શેઠે ટેબલ ઉપર હાથ પછાડતાં ધંમ જેવો પ્રચંડ અવાજ થયો, અને શેરલોક હોમ્સ જેવી ચંચળ આંખે શેઠે સોડામાંથી એક વાળ નોખો તારવ્યો.

'સાહેબ! મને કાંઈ ખબર નથી. ગ્લાસ સાફ કરી સોડા નાખ્યું, ત્યારે મુળુ પણ હાજર હતો.' પટાવાળો ધ્રુજવા લાગ્યો.

'મુળીઆ! તારૂં શું કહેવું છે?' શેઠે તરતજ ઘંટ વગાડી, મુળુ નામના બીજા નોકરને બોલાવ્યો,

'શેઠ સાહેબ! ભિખે ગ્લાસમાં સોડા ઢાલવ્યું, ત્યારે હું ત્યાંજ હતો.'

'ત્યારે—એમાં આ વાળ ક્યાંથી ટપકયો? તમે બન્ને હરામખોર છો, તકંટી છો. બન્નેનું ભેગું કાવત્રુ છે. નહીંતર આવો વાળ એમાં આવેજ ક્યાંથી? કેમ, શું છે? પેસ્તનજી!' પેસ્તનજી નામના એક કલાર્કે પ્રવેશ કર્યો. તેને શેઠે કહ્યું.

'સાહેબ! આય જરૂરી કાગઝમાં સઈ લેવાની ઉતી, એટલે અંઈ આવીઓચ.'

'તમે પણ કાંઈ વખતની પૂરી તપાસ કરતા લાગતા નથી, અને પૂછ્યાગાછ્યા વિના અંદર ચાલ્યા આવો છો!'

'માફ કરજો સાહેબ! મારી કસુર થઈ.' પેસ્તનજીએ ચાલવા માંડયું.

'ઉભા રહો, પેસ્તનજી! જુઓ આ શું છે?' શેઠે તેના હાથમાં સોડાનો ગ્લાસ આપ્યો.

'સેથ સાહેબ! આય સોડાનો ગ્લાસ છે.' પેસ્તનજીએ ગ્લાસ જોઇને કહ્યું.

'તમે બી મોટા બેવકૂફ લાગો છો! નાનું બાળક પણ એ કહી શકે કે એ સોડા છે. પણ એમાં શું છે તે હું પૂછવા માંગું છું. સમજ્યાને?'

'સાહેબ! કાંઈ ગમ પરતી નથી.' પેસ્તનજીએ નાકના ડાંડા ઉપર ચશ્મા સરખા ગોઠવી, આડી બાડી આંખે બેચાર વાર આમ, અને પાંચ છ વાર તેમ ગ્લાસ ફેરવીને કહ્યું.

'તમે પણ ચશ્મેધબ લાગો છો! તો પછી નોકરી શી રીતે કરી શકશો? જોતા નથી—એમાં વાળ છે તે!'

'હા–રે–હા. સાહેબ! એવું કંઇક લાગેચ તો ખરૂં.'

'શું–લાગેચ–લાગેચ કરો છો! શાનો વાળ છે?'

'માનવીના માથાનો હોસે વળી, સાહેબ!'

'જાઓ–જાઓ ઇડીઅટ! તમે લોકો ગ્રેજ્યુએટ થયા, તો પણ આટલી પરખ તો કરી શકતાજ નથી. જોતા નથી!–એ વાઘનો વાળ છે!'

'સેથ સાહેબ! માફ કરજો! બાલની પરખનું સાયન્સ હમોને કોલેજમાં ભનાવવામાં નોટું આવ્યું.'

'નોનસેન્સ! બધું પોથીમાંના રીંગણાં જેવું ત્યાં શીખ્યા લાગો છો? વારૂ! સોડાની ચીટ્ઠી કોણ કાઢે છે?'

'હિસાબી કલાર્ક મિ. હરખલાલ હીમકઠા.'

'જાઓ, એ હરખલાલને મોકલો.' પેસ્તનજી ગયા, અને હરખલાલ અંદર આવ્યા.

'હરખલાલ! સોડા કયાંથી મંગાવો છો?'

'મેસર્સ માંખમાર એન્ડ ખટલુવાલાની કંપનીમાંથી.'

'કોણ? પેલો–મંચુ માંખમાર? એ તો લુચ્ચાનો પીર છે. તમે તમે પણ જાતા ત્યાં કયાં ભટકાયા! જાઓ તેને એકદમ ટેલિફોન કરી આંહી બોલાવો.'

'વારૂ સાહેબ!'

'અને–જો, હરખલાલ હેડ કલાર્ક હીરાભાઇને જલ્દી મોકલો.'

'હીરાભાઇ! તમે તે નોકરો ઉપર શું ધ્યાન આપો છો?' હેડ કલાર્ક હીરાભાઇએ અંદર પ્રવેશ કરતાંજ શેઠે પૂછ્યું.

'કેમ, શેઠ સાહેબ!'

'ત્યારે—જોતા નથી! આ બન્ને ચપરાસીઓ કેવળ મફતનો પગાર ખાય છે તે! આંખ ફાડીને બિલકુલ કામ તો કરતાજ નથી!'

'સાહેબ! જૂના કસાયેલા નોકરો છે.' હીરાલાલે નોકરોનો બચાવ કર્યો.

'વાહ તમારી પરીક્ષા!! લ્યો-જુઓ, આ સોડા. જરા આંખ ફાડો તેમાં વાળ છે, છતાં મને પીવા આપ્યો. જાનની પણ દરકાર કરતાજ નથી. ગળાં સોંસરપો આ વાળ ઉતરી ગયો હોત, તો તેનું શું પરિણામ આવતે, તે તમે જાણો છો? ખૂન!! ખૂન!!'

'અલ્યા મૂળીઆ! અક્કલના ખાં! કચરો સાફ કરીને ગ્લાસ લાવનો જોઇએ કે નહીં?' હીરાભાઈ ચપરાસીઓને ધમકાવવા લાગ્યા.

'હીરાભાઇ? તમે પણ અક્કલના ઓથમીર લાગો છો! તમે હજુ પણ કચરો—કચરો કૂટી મારો છો! આ વાઘનો વાળ છે તે તમે સમજો છો? આવો ગંભીર ગુનો હું નહીં ચલાવી શકું. એ બન્ને હરામખોરોને ડીસમીસ કરી પાણીચું પકડાવો.'

'સાહેબ! એનો આ વખતે દંડ કરીશું. બાપડા ગરીબ છે. દયા કરવી જોઇએ.'

'દયા દયા શું કર્યા કરો! તમે પણ પારેક પાદર ઠીક દયા પળાવવા નીકળી પડયા છો!'

'સાહેબજી સેથ સાહેબ!' મંચેરજી નામના વેપારી દાખલ થયા.

'અરે, મંચેરજી! આ તે તમારૂં કારખાનું છે કે કચરાખાનું?'

'કેમ! સેથ સાહેબ?'

'ત્યારે—આ તમારા કારખાનાના કચરા જેવા સોડામાં શું છે તે તો જરા આંખ ફાડીને જુઓ.'

'નહીં સાહેબ! હમારા કારખાનાનો સોડા ટડન ચોકખો અને સોજ્જો હોય છે.'

'વાહ! તમે પણ કમાલ કરો છો! જરા અંદર જુઓ તો ખરા! તમારા કારખાનાના સોડામાં વાળ છે તે!'

'અરે! સેથ સાબ! હમારી કંપનીના સોડામાં બાલ આવેજ સાનો! હમારા કારખાનામાં નોકરોના ડાઢી અને માહાં બોડાવ્યાં પછીજ કામે લેવાયચ.'

'માણુસના માથાનો વાળ હોય, તો તમને આંહી બોલાવવાપણું શું હોય! જરા, આ આઇગ્લાસથી આંખ સતેજ કરી જુઓ તો ખરા, એ વાઘનો વાળ છે તે!'

'હેં–હેં–હેં! સેથ સાહેબ! એ બનેજ કેમ! હમારા બપાવા વાઘ મારટા ઉટાં, પન હવે હમો ટે ઢંદો કરટા નહી, ટો પછી ટેનો બાલ ટો સવપનમાં બી આવેજ સાનો!'

'શું ખડખડ હસો છો! તમે બી મને જૂઠા પાડો છો! ત્યારે શું હું તમને ખોટું કહું છું?'

'પન, સાહેબ! સોડામાં વાઘનો બાલ હોયજ નહીં.'

'હીરાભાઇ! તમે હમણાંને હમણાં મુંબઇ વિકટોરિયા ગાર્ડન ઉપર તાર મોકલો, અને પ્રાણી ખાતાના ઉપરી–ખાસ કરીને વાઘના ઉપરીને એકદમ આંહી બોલાવો. હું આ મંચેરજીની બીડાયેલી આંખો ઉઘાડવા માગું છું. જાઓ. અરજન્ટ તાર રવાના કરો. જવા કયાં માંડયું! ઉભા રહો! હીરાભાઇ! આ સોડાવાળા એના મનમાં સમજે છે શું! મારૂં તો ઠીક, પરંતુ વાઘનો વાળ તેના બીજા ગ્રાહકના પેટમાં જાય તો, ત્યાંને ત્યાંજ દમ નીકળી જાય તેવું છે. એ જેવી તેવી વાત છે? હેલ્થ ખાતું ઉંઘે છે કે જાગે છે! આપણે મ્યુનિસિપાલીટી ખાતાને હમણાં ને હમણાં ફરિયાદ લખી વાળો કે–શહેરના કારખાનાવાળા, માણુસના જાન જોખમાય એટલી હદ સુધીના ધંધા કરે છે. છતાં તંદુરસ્તીખાતું શા માટે ધ્યાન નથી આપતું?'

'સેથ! બેઅદબી માફ કરજો. આપ મોટા લોગ છેવ. પરન્તુ મુનસીપલીટી જે વારે હમુને પુછસે તે વારે બરાબર જુવાબ હમો આપીસું. સાહેબજી!'–કહી મંચેરજીએ ખુરશી ખાલી કરી અને ચાલવા માંડયું.

'એમ કે ?' ત્યારે-હું પણ હવે બરાબર ખબર લઇશ.' શેઠના મસ્તકની શિરાઓ ફુલવા લાગી અને છાતીની ધમણ ઉંચી નીચી થવા લાગી.

શેઠના આ નવીન ધડાકાથી આખું કારખાનું ધ્રૂજી ઉઠયું. કમ્પાઉન્ડના ઝાંપા પાસેના એક ખુણે ટોળે વળેલા કેટલાક કારકુનો પાસે જઇ મેં પૂછ્યું કે—'આ બધું શું છે ?'

'શેઠનો મિજાજ ઠેકાણે નથી.' એક કારકુને કહ્યું.

'કયે ઠેકાણે છે ?' મેં પુછ્યું.

'તેના માથામાં.' એમણે કોઇ ન સાંભળે તેમ હળવેથી કહ્યું.

'માથામાં તો મગજ હોય.'

'મગજ બગજ શું હોય ! માથામાં રાઇ છે, અને વળી ભુંસું ભર્યું છે. જાઓ, ખાત્રી કરો," બીજાએ મારા કાનમાં કહ્યું.

મને આ ખુલાસાથી કશો સંતોષ ન થયો, એટલે ત્રીજે રોજ પાછો એજ કારખાના તરફ ગયો. ઓફીસ સોંસરવી દ્રષ્ટિ કરી, તો અંદર શેઠ સાહેબ, હેડ ક્લાર્ક અને એક દાઢીવાળા મિંયા જેવા દેખાયા. કોઇને પૂછતાં જણાયું કે-'એ મુંબઈથી ખાસ આવેલા વાઘખાતાના ઉપરી મિંયા ફઝલીહુસેન છે.' હું જરા વધુ ઓફીસ નજીક ગયો; અને જોયું તો ત્રણે જણા કંઇક મહત્ત્વની તપાસમાં ગુંથાએલા હોય એમ લાગ્યું. મિંયા ફઝલીહુસેન ઝીણી સમાણી વડે બારીકમાં બારીક કાંઇક વાળ જેવું હાથમાં પકડી તેને આમતેમ ફેરવતા હતા. રંગ વિશે પણ અંદરો અંદર કાંઇક ચર્ચા ચાલતી હતી. શેઠ કહેતા હતા કે-'અંદર કાંઇકિ પીળાશનો ભાગ છે.' મિંયા ફઝલીહુસેન કહેતા હતા કે-'તે વાત ખોટી છે.' એમ કહીને પાછા ઘડીકમાં તેને આઇ ગ્લાસ વડે જોતા હતા, અને ઘડીકમાં બારી પાસે સૂર્યના પ્રકાશમાં નિહાળતા હતા. ઘડીક કાચની કટકી ઉપર એ વાળ જેવી વસ્તુને સૂક્ષ્મદર્શક યંત્રમાં ગોઠવીને વારાફરતી જોવામાં મશ્ગૂલ હતા. આખરે ઝીણવટભરી બારીક તપાસને અંતે મિંયા ફઝલીહુસેને પોતાનો મત ઉચ્ચાર્યો:

'જનાબ ! મૈં આપકું સચ્ચ કહેતા હું. યે વાઘકા બાલ તો બિલ્કૂલ હૈ નહી. લેકીન બિલ્લીકા......'

'હં. જુઓ, હીરાભાઈ! હું ક્યારનો શું કહેતો હતો! જરાય ખોટું છે? વાઘ અને બિલાડી એકજ માવતરના છોરૂ છે.' શેઠ વચ્ચે ખુશ થતા બોલી ઉઠયા.

'કૌન કહેતા હૈ યે બિલ્લીકા બાલ હૈ? બાઘ ઔર બિલ્લીકા બાલ મેં ભી મહેરબાન! બડા ફર્ક હૈ. વો આપકો માલુમ ન હો શકેગેં; ક્યોં કે વો તો હમારા ઇલ્મકી બાત હૈ. બિલ્લીકાભી બાલ યે હૈ નહી. લેકીન કાલા સુતકે પુંભડેકા યે છોટે સેં છોટે ટુકડે હૈં. જો પવનસેં ઉડકર ગીલાસમેં ગીર સકતા હૈ.'

'હવે-જાઓ જાઓ મિંયા! જો મને શીખવવા આવ્યા છો!'

'નહીં. સાહેબ! હમારા સરટીફીકાટ કદી જુઠ હોવે તો અભી યે દાઢી મુંડાનેકો યે તાબેદાર તૈયાર હૈ.'

'હીરાભાઇ! આ મિંયા તો માથે પડયા! એને રવાના કરી દયો. હવે થર્ડનું ભાડું આપજો સમજ્યા!'

'દેખો શેઠ! હમારી સાથ મું સમાલકે બોલના! હમ સરકારકા નૌકર હૈ. તુમ્હારા નહીં. સરકારમેં કુચ્છ અંધેરા ઔર ગોટાલા નહીં ચલ શકતા હૈ. હમ સેકીનમેં આયા, ઔર સેકીન મેંહી જાયેગેં.'

'થર્ડનું મળશે. બીજું કાંઈ ન સમજું.'

'જબ તો હમ નોટીસ દેગેં, ઔર હમારી પુરી ફીઝ, નૌકર વગેરા ખર્ચ; આર ડબલ સેકીન-કિલાસ કા ભાડા સરકારસેહી વસુલ કરાયેંગે.'

'કરજો-તમારાથી થાય તે!' શેઠ માથે હેટ મૂકીને લાગલા ખુરશીમાંથી ઉભા થઇ ગયા.

ફરીને કમ્પાઉન્ડના ખુણામાં ઉભેલા એક ચપરાસીને મેં પૂછયું:

'આ બધો શો મામલો છે?'

'શેઠનો મિજાજ ગયો છે.' તેણે જવાબ વાળ્યો.

'કયાં ગયો છે?' મેં પૂછ્યુ.

'પાયખાને.'

હું લાગલો કારખાનામાં આવેલા પાયખાના ભણી દોડયો. ત્યાં—'એઇ! ઓંમ ચેયાં જાવસો!' એમ કહીને એક ચરોતરીઆ ભંગીએ મને ટપાર્યો.

'સંડાસમાં' મેં કહ્યું.

'કાંઇ હઓંણુ થયું સે?'

'ના—આ.'

'તંયે—આંઇ સું દોટયું સે?'

'તપાસ કરવી છે.'

'સેની તપાસ કરવી છે?'

'શેઠ સંડાસમાં ગયા હતા કે નહીં?'

'નંઇ—નંઇ. આંઇ નઇ. બંગલે પુસો. સેઠ આંઇના સંડાસમાં જતા નથ.'

હું પરબારો શેઠના બંગલે પહોંચ્યો. અને ત્યાંના સંડાસના એક ભંગીને એક કોર લઇ પૂછતાં તેણે ખુલાસો કર્યો કે—'શેઠ આજે સંડાસમાં ગયા હતા, અને કલાકેક વારે પાછા તેમાંથી બહાર નીકળ્યા હતા. પણ ડોલમાં જોતાં તેમને દસ્ત બીલકુલ આવ્યો નહોતો.'

ઓહોહોહો!! હવે તાળો મળ્યો. આતો શ્રીમન્ત લોકની પેટીમાં જેમ જેમ ધનના દાબા જામતા જાય તેમ તેમ તેમના પેટમાં અન્નના પણ દાબા જામતા જાય છે. એટલે તેમના 'મિજાજ' તેમને ઘેર કે બંગલામાં રહેતા લાગતા નથી, અને ચાલ્યા જતા જણાય છે! એક વાતનો મેળ મળે છે, એટલે બધો હિસાબ સરખો ઉતરતો આવે છે. રસ્તે જતાં સંસ્કૃતમાં પારંગત એવા એક કણબીના ગોર મળ્યા. તેમણે પણ શાસ્ત્રનો આધાર આબાદ ટાંકીને બતાવ્યો કે—

**'યત્ર રુપૈયસ્તુ પૂજ્યન્તે, ગૂમન્તે તત્ર સ્વરુપાઃ ॥'**

[અર્થાત્—જ્યાં જ્યાં ધન કે રૂપિયાની પૂજા થાય છે, ત્યાં ત્યાંથી સ્વરૂપ યાને આત્માનન્દ, એટલે કે મિજાજ ગૂમ થઇ જાય છે, અને ઠેકાણું બદલે છે.]

આગળ ચાલતાં અંગ્રેજી ભાષાના જ્ઞાત એવા એક ફીરંગીભાઈનો ભેટો થતાં, તેની સાથે વ્યુત્પત્તિની ચર્ચામાં ઉતરતાં તેમણે તરતજ સમજણ પાડી કે—'મિજાજ'—એ શબ્દ અપભ્રંશ છે. ખરો શબ્દ "**મીજાઝ**" છે. એ શબ્દ નથી ઉર્દુ કે નથી આરબી! પરન્તુ આર્યાવર્તમાં મૂળ પોર્ટુગીઝની સાથે ગોવાનીઝમાં ઉતરી આવ્યો છે. 'મીજાઝ' [ Mejaz ] એટલે કે 'હું જાઝ જેવો બનું છું,' એવો તેનો માયનો થાય છે, અને જ્યારે મિજાજ જાય છે, ત્યારે જાઝબેન્ડની માફક આરોહી શ્વાન અને માંજારના સ્વર જેવા ચડી આલાપથી ઉપાડ થઈ, અવરોહી–ગર્દભના ઉતરી સપ્તકમાં ધીરે ધીરે સમાપ્ત થાય છે.' મેં બરાબર કાન પકડ્યા.

પાશ્ચિમાત્ય સંસ્કૃતિના પ્રારંભની સાથે સાથે સાહેબ લોકના સંસ્કાર પણ આપણા લક્ષ્મીનંદનોમાં ઉતરી આવ્યા છે. પરિણામે સાહેબ લોકની પેઠ માલદાર અને અમલદાર વર્ગના મિજાજ ઠેકાણે રહેતા નથી.

મગજ તથા માથાની બીમારીઓ માટે અકસીર
રામતીર્થ બ્રાહ્મી તેલ
[સ્પેશીયલ નં.૧]
ખરી જતા વાળ અટકાવી વાળને વધારે છે.
સફેદ વાળ કાળા થાય છે, ખોડો મટે છે,
ગાઢ નિંદ્રા લાવે છે, આંખ સુધારે છે.
દરેક આબરૂદાર સ્ટોકીસ્ટો વેચે છે
શ્રી રામતીર્થ યોગાશ્રમ
સેખસરીયા બીલ્ડીંગ, ૪૪૮ સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪.

# કોરા કાપડના વેપારીઓ!

સુંદર ● સફાઇદાર ● સર્વોત્તમ

## બ્લીચીંગ, ડાઇંગ અને ફીનીશીંગ

કામ જલદી મેળવવા માટે તુરત લખો યા મળો:

# વિજય સીલ્ક મીલ્સ

એટલાસ મિલ્સ કમ્પાઉન્ડ, રે રોડ, મુંબઇ.

ટેલીફોન નં. ૪૦૪૩૦.

---

*



રહેવાની અપ-ટુ-ડેટ
વ્યવસ્થા તથા શ્રેષ્ઠ
ઉત્તમ ખોરાક માટે

**મુંબઇમાં**

સુપ્રસિધ્ધ-સ્થળ

## જોશી હિંદુ લોજ

ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ
રોડ, દેવકરણ મેન્શન, મુંબઇ ૨.

ટેલીફોન ૨૭૩૯૬. ટેલીગ્રામ જોશી લોજ.

*

મોડર્ન અને સીસ્ટમેટીક
ઇલેકટ્રીક વાયરીંગ કામ

—માટે—

## સુપ્રીમ ઇલેકટ્રીક વર્કસ

ઇલેકટ્રીક એન્જીનીયર્સ
એન્ડ કોન્ટ્રાકટર્સ

**૧૧૦-૧૧૨ વિઠલવાડી,
કાલબાદેવી મુંબઇ નં. ૨.**

સંતોષકારક કામ તથા પ્રમાણીક
પણું એ અમારો મુદ્રા લેખ છે.

ટે. નં. ૩૧૭૭૧.

# જેસલ જગનો ચોરટો.

## શ્રી. ઝવેરચંદ મેઘાણી.

ગળતી એ માઝમ રાતઃ મધરાત ગળતી હતી. ગગનના મધપુડામાંથી ઘાટા અંધારાં ગળતાં હતાં. અજવાળી બીજનું વાંકું નેણ ઘડીભર બતાવીને સાંજ, કોઇક બીકણ છોકરી જેવી, ઝટપટ ભાગી ગઇ હતી. મધરાત ગળતી હતી.

એવા અંધારવિંટ્યા નેસડાના એક માટીના મકાનની પછીતે (પાછલી ભીંતે) એક આદમી ઉભો હતો. કમર પર લાલ લુંગી લપેટી હતી. અંગ ઉપર કાળી કામળ ઓઢી હતી. અંધારા જોડે એકરસ બનેલો એ લેબાસ હતો. કાળી માઝમ રાતનો એ કસબી હતો. અંદર અને બહાર બધેય કાળાશ ધારણ કરીને માનવી કાળી રાતનો ગોઠિયો બન્યો હતો.

એના એક હાથમાં ઉઘાડું ખડક હતું. બીજા હાથમાં ખતારીસો નામનું ઓજાર હતું. ખડગનો ખપ હતો માનવીને મારવા માટે, ખતરીસાની જરૂર હતી દીવાલ ખોદવા માટે.

ખતરીસો કામે લાગ્યો. મકાનની દીવાલ ખોતરાવા લાગી. ધીરે ધીરે માટી ઝરવા લાગી. કોઇને કાને ન પડે એવો ખોતરકામનો અવાજ.

થોડી વારે એ દીવાલની અંદર બાકોરું પડયું. જીવતા જીવને

કરકોલીને કીડાએ જાણે બાકું પાડ્યું. માનવીએ ખાતર દીધું (બાંકોરું પાડ્યું) કોને ઘેર? હરિને ઓરડે, હરિની ઉપાસનાનું એ થાનક હતું. હરિના ભજનિકો અંદર ભજન ગાતા હતાં, ખડગધારી આદમીને કાને એ બાંકોરા વાટે ગાનના સૂર રેડાયા, શબ્દ તો એ સમજતો નહોતો. સુરાવટનું એને ભાન ન હોતું પણ કોઈક ઝીણું મીઠું ગળું ગવરાવતું હોય ને પચીશ ત્રીશ સ્ત્રી પુરુષ કંઠો ઝીલતા હોય, એવું એને સમજાયું. એણે મોં મલકાવ્યું એ મલકાટ રાત સિવાય કોણ જોઈ શકે? એના ખતરીસાએ ખોતરકામ આગળ ચલાવ્યું. એને ખબર નહોતી રહી, પણ ખતરીસો વચ્ચે વચ્ચે એ અંદરના આઘા ઓરડામાંથી ઊઠતા તાલ--સૂરોની સાથે એકતાલ બનીને ખોદકામ કરતો હતો. ખતરીસો કેમ જાણે ધણીનું કામ કરવાને બદલે વધુ ધ્યાન એ ભજનમાં દેતો હતો. ચોરને ચીડ ચડતી હતી. ખતરીસાના ટોચા તાલબંધો પડતા તે એને ગમતું નહોતું. ખતરીસાને શું કાન હતા ભજનના શબ્દો એ પકડતો હતો? કેમ કહેવાય? ભજનના શબ્દો તો આ હતા.

મારું મન મોહ્યું રે શૂરવીર સાધસેં, હાંરે હાં જેને હ્રદિયે વસ્યા લાલ ગુંસાઈ,
મારા વીરા રે!

હાલો રે ભાવે તમે હુઈ મળોરે, સાચા દીલે કરીને ઓળખાણ
મારા વીરા રે!

તોળી કહે—

આંખુંના ઉજાગરા તમે કાં કરો? નમણે નિરખી નિરખી જુવોરે!
મારા વીરા રે!

આણુંના આંન્યા રે ભૂલા કાં ભમો? હાથમાં દીવો લઈ કાં પડો કુવે
મારા વીરા રે!

તોળી કહે—

કાલર ભૂમિમાં મત વાવીએ અને ખાતર જોઈ જોઈ પોંખીએ
મારા વીરા રે!

જ્યોતુંને અજવાળે દાન રૂડાં દીજીએ માણેક નમી નમીને લીજે
મારા વીરા રે!

તોળી કહે—

સ્વાંતિ નક્ષત્રે મેહુલુ વરસિયા એની નિપજ લેજે ગોતી
મારા વીરા રે!

વશિયલને અંગે વખડાં નિપજે છીપમુખ નિપજે સાચાં મોતી
મારા વીરા રે!

તોળી કહે—

સાધુને ઘેરે સતગરૂ પ્રોણલા એની શીશી વગત્યું કીજે
અંગનાં ઓશીકાં દલનાં બેસણાં પગ ધોઈ પાહોળ લીજે
મારા વીરા રે!

તોળી કહે—

મનના માનેલા મુનિવર જો મળે લાવ તો સવાયો લીજે
મારા વીરા રે!

ત્યાં ભજન પૂરૂં થયું અને આંહી ખાતર પૂરૂં દેવાઈ રહ્યું. આખું એક ઢોર સોંસરૂં નીકળી શકે એવડો મોટો કાપ માટીની ભીંતમાં પડી રહ્યો. અને ખડગવાળો માનવી અંદર પ્રવેશ્યો. તે ઘોડાહાર હતી. અંધારામાં હીરા ઝગમગે એવી બે આંખો ચમકી. આંખોના અંગાર તાકી રહ્યા એક જ પશુ: એક ઘોડી: એની લાદની પણ મીઠી સોડમ વાઈ. એ એ તો કાઠીની ઘોડી. પરગંધીલું જાનવર: જાનવરને પરાયા નરની બૂરી ઘ્રાણ આવી. ઘોડીએ ફરડકા નાખ્યાં. એ જ ઘોડી—

એજી જેસલ તોળી રે ઘોડી ને તલવાર, ત્રીજી એ નોંખાંદે કેરી લોબડી હો જી.

ચોર ત્રણ વાનાની ચોરી કરવા આવ્યો હતો. એજ માયલું આ એક રત્ન: પોતાનો ને એક કાઠિયાણીનો બોજ ઉપાડીને ગામ ગામના સીમાડા લોપે તેવી અજાણુડ ઘોડી. કામ પાકી ગયું. પ્રથમ તો એને છોડીને બહાર બાંધી લઉં.

ચોર નજીક આવ્યો. ઘોડીએ ડાબલા પછાડયા. ઘોડી હીંકોટા ઉપર હીંકોટા મારવા મંડી.

આઘેરે ઓરડે, હરિને ઓરડે, એક દીપક જલતો હતો. બીજ દન અને થાવરવાર (સોમવાર)ની રાતના પાટની અખંડ ઘીની જ્યોત

આસપાસ કુંડાળે બેઠેલાં ઉપાસકો એક ભજન પૂરું કરીને બીજાં ભજનનો આદર કરવા પહેલાં વિરામ લેતાં હતાં.

'એલા ઘોડી કેમ ફટકા નાખે છે? કોઇ એરુ જાંજારુ, જીવજંત તો નથીના? જઇને જુવોને?'

ઓરડામાં કોઇક બોલ્યું એક આદમી ઊઠયો. ચોરે જાણ્યું કે ભોગ લાગ્યા. સંતાવાનું સ્થાન નહોતું. ઘોડીને માટે ઘાસની પથારી પાથરી હતી. પથારીના ઘાસના પોલમાં આદમી લાંબો થઇને સૂઇ ગયો.

ઘોડીએ ઝોંટ મારી હતી, કાઠીની ઘોડીની ગરદનમાં કૌવતનો પાર નહોતો. એક બે ઝોંટે ઘોડીએ પોતાને જ્યાં બાંધી હતી તે મેખજ ભોંયમાંથી ઊંચકાવી કાઢી હતી. મેખ લોઢાની હતી.

માણસે આવીને આજુબાજુ નજર કરી. કોઇ નહોતું. ઘોડી ટાઢી પડી હતી. એના અંગ ઉપર પંપાળીને માણસે ઘોડીનો ખીલો ફરીવાર ભોંયમાં ધરબ્યો. એક મોટો પથ્થર લાવીને મેખ ઉપર ઠોકયો. મેખ ઊંડી ઉતરીને જડબેસલાક થઇ ગઇ. માણસ 'હરિને ઓરડે' પાછો ગયો ને ત્યાં બીજું ભજન ઉપડયું.

એક નારી ગવરાવે છે અને અનેક નારીઓનું મંડળ ઝીલે છે, ગવરાવનારનું ગળું જ્યોતમાં પણ જાણે પોતાનું સૂરનું ઘી સીંચી રહ્યું છે. આંતરે ને આંતરે એના બોલ પડે છે.

## હે મારા વીરા !

એ બોલ પાણીની ધાર સરખા છે. સાંભળનાર પુરુષોના કલેજાં ધોવાઇને પાવન થઇ રહ્યાં છે નર તમામ વીરા છે નારીનાંઃ ને નારીનું સનાતન સગપણ જાણે કે પુરુષની મોટેરી બહેનનું છેઃ બહેનના બોલ ભાઇઓને ચેતવે છે. કેવા ચિત્ર–ચેત્રામણ હતી?–

[ઓ ભાઇએ મારા, સંસારમાં આતમધનનું ઉપાર્જન કરનારા તમે ચતુર વેપારી બનજો. વણજનો સાચો વહેવાર ચૂકશો મા. નફા રળજો પણ સવાયાજ. નહિ ઝાઝેરા કે નહિ ખોટના વેપાર સાચા ઇમાનથી વસ્તુઓ ખરીદજો. ને નાણાં તમારે આતમ ચોપડે સામાં માંડજો. ક્ષમાનો ખડીયો ને લાખંડી મનોબળની લેખણ કરજો. પૂન્યને પાને હિસાબ નોંધજો. તમારી કમાઇઓને સફળ કરજો.]

ઘોડીની ઘાસપથારી નીચે લપાએલો તસ્કર આ શબ્દો સાંભળતો હશે? નહિ એની સુરતા બીજી જ વાતમાં લાગી રહી છે, એનું શરીર બીજી જ સમાધમાં સ્થિર બની રહ્યું છે. એ હાલતો કે ચાલતો નથી. એનાં રોમ રોમ કોઇ વેદનાથી વીંધાઇ ગયાં છે. કાયા કપાઇ રહી છે. પણ કાયા બાપડી શી વિસાતમાં છે?—

એ જી જેસલ

તોળી ઃરે ઘોડી ને તલવાર
ત્રીજી તોળાદે ફેરી લોબડી હોજી.

ત્રણેને ઉપાડી ક્યારે ઘોડી પલાણું? લઇને ગયા વગર કેમ રહું? અંજાર શહેરમાં બોજાઇ મેણાં બોલી છેઃ કચ્છની ધરતીને સંતાપજ્ તે જાને સોરઠના મૂછાળા સાંસતિયા કાઠીને ઘેર. પાઉં પાટણ ગામના એ પ્રભુ ભક્તને ઘેર તોળી કાઠીયાણી છે; તોળી નામની ઘોડી છે; કાઠીની તલવાર પણ ટીંગાતી હશે પરસાળમાં. જબરો છો તે જા પહોંચને! પણ કાઠીની તલવારથી ચેતજે જાડેજા.

કાઠીની તલવાર! એને પણ ઉપાડી લાવું એની બાયડીને ય લઇ આવું. એની ઘોડીને ય પલાણી લાવું.

કાઠીના ત્રણેય નાક કાપી ન લઉં તો હું જાડેજો જેસલ નહિ.

હરિને ઓરડે જ્યોતનો થાળ પધરાવાયો. ત્યાં મૂર્તિ નહોતી. ન કોઇ દેવની કે ન કોઇ ઇશ્વરની; હતી એકલી જ્યોત—જ્યોતનો પૂજક એ મહાપંથ મોટો પંથ હતો. પ્રત્યેક નર પોતાની નારીને ભેળી લઇ આવતો. એકલાને ત્યાં પ્રવેશ નહોતો. અતિ હીણાએલાંને આજે તો સડી ગએલા એ મોટા પંથની એકવાર આ બધી ખબીઓ હતી.

પ્રસાદ વહેંચાયો. તમામને પહોંચી ગયો? કોઇ બાકી? ના ભાઇ હવે કોઇ નથી રહ્યું. કોઇ કરતાં કોઇ નહિ.

'અરે હશે હશે એકાદ જણ.' પ્રસાદ વહેંચનારે મક્કમતાથી કહ્યું. 'આંહી થાળમાં હજી એક જણાનો ભાગ વધે છે.'

'તપાસી વળો.'

માણસો તપાસ કરે છે આખા વાસમાં એકેય માનવી નથી,

અરે પણ આ ઘોડી હજી કાં જંપતી નથી? આ ફરડકા ને હીંહોટા શાના? કોઇ ચોર તો છૂપાયો નથી ને? માણસો દીવા લઇ લઇને દોડયા. ઘોડા હારની અંદર આ ભિનું ભિનું શું છે? આ રેલા શાના ચાલ્યા જાય છે? ગરમ ગરમ આ પાણી કયાંથી? પાણી નથી, આ તો લોહી લાગે છે. આ શી નવાઇ? ઘાસ–પથારી ફેંદી નાખી જુએ છે તો એક આદમી સુતો છે, વિકરાળ આદમી એનો પંજો ઘોડીની મેખની નીચે છે. મેખ પંજા સોસરવી ભોંયમાં ખૂતી છે. એ પંજામાંથી લોહીનું પરનાળું ચાલ્યું જાય છે. તોય એ પંજાનો ધણી તસ્કર નથી હાલતો કે નથી ચાલતો એની આંખો ચળકચળક સૌને નીરખી રહી છે.

મેખ ખેંચી કાઢી માનવી ઉભો થયો. ભકતજનો જોઇ રહ્યા. આ કોણ બેમાથાળા? ચૂકારો ય કાં કરતો નથી? ભગત સાસતિયા! સતી તોળલદે! આવો, આવો, કોક અતિથિ છે.

કાઠિ અને કાઠિયાણી કશીય ઉતાવળ કર્યા વગર શાંત પગલે આવીને ઉભાં રહ્યાં. અજાણ્યો આદમી બોલ્યા ચાલ્યા વગર ઉભો છે. એની નજર કાઠિયાણી પર ઠરી આ તોળી! આ પોતેજ કાઠિયાણી? આવડાં બધાં રૂપ? માતાં નથી.

રાત્રીનો ત્રીજો પહોર રૂપને ઝીલવા નાનો પડે છે

'કોણ છો નારણ?' સાંસતિયાએ પ્રશ્ન કર્યો,

'રાજપૂત.'

'નામ? ધરા?'

કચ્છ ધરા ને નામ જેસલ જાડેજો.'

'જેસલ જાડેજો!' નામ સાંભળીને સૌએ એક બીજાની સામે જોયું. સોસો ગાઉને સીમાડે જેનું નામ પડયે લીલાં ઝાડવાય સળગી ઉઠે છે તેજ આ અંજાર શહેરનો કાળડાકુ જેસલ! જગનો ચોરટો જેસલ!

'કેમ આવેલા?'

'ચોરી કરવા.'

'શેની ચોરી?

'ત્રણ વાનાંની.'

'ગણાવશો ?'

સાંસતિયા કાઠીની અસ્તરી તોળી, ઘોડી અને કાઠીની તલવાર.'

'હાથે આ શું થયું ?

'સંતાણો. તમારા જણે ઘોડાનો ખીલો ધરબ્યો નીચે મારો પંજ જરા આવી ગયો.'

'તોય તમે બોલ્યા નહિ ? સળવળ્યા નહિ ?'

'નહિ હું ચોર છું.'

સાંસતિયાએ તોળાદે સામે નજર કરી. નજરે નજર વચ્ચે વાતો થઇ ગઇ. વાત બેજ જણાં સમજ્યાં. જુવો છો સતી ? ચોરની એના કસબ હારેની તલ્લનતા જોઇ ? આવા ટેકીલા આદમી કેટલાક દીઠા ? હજારમાં એક. ના, ના, લાખુમાંય એક ગોત્યો જડે નહિ. આવા વજ્રદિલ-વાળાની સૂરતા પોતાનું નિશાન બદલે તો ? હરિને માર્ગે પડે તો કાંઇ મણા રહે ખરી ? તો આભને નિસરણી માંડે ને ?

જેસલ જાડેજો: કચ્છધરાનો કાળભૈરવ: હત્યાઓનો કરનારો. ગાભણીના ગાભ વછૂટી પડે એવા જેની હાક. જેસલનો રાહ પલટે તો લાખો માનવીની દુવા નડે જેસલનું નિશાન તકાય તો પ્રભુનેય પૃથ્વિ પર પડવું જોઇએ.

'આને કોણ પલટાવે ?' તોળલે કહ્યું.

'શૂરાને કોણ બીજું પલટાવે ? સતી હોય તે.'

તોરલ પતિના બોલનો મર્મ પામી ગઇ. કાઠીએ ફરી કહ્યું.

'સતી ! જેસલજી તમને તેડું કરવા આવ્યા. તમારે વાસ્તે એણે આટલો બધો દાખડો કર્યો ને આજ તો બીજની રાત છે. આજ તો જ્યોતની રાત છે. આજે અભિયાગત ખાલી હાથે પાછો કેમ વળશે સતી ? અને કોઇ મારી તરવાર લાવો !

જેસલને ખાતરી થઇ ચૂકી. આ પહાડના ટૂંક સરખો કાઠી તરવાર મગાવે છે: હમણાં મારા કટકા કરશે.

'લ્યો જેસલ જાડેજા." સાંસતિયાએ જેસલની નજીક જઇને તરવારનો પટો એને ખભે લટકાવી દીધો,

'લ્યો નારાણ! મારે તો આ હવે ખપજની નથી રહી. પડી પડી કાટ ખાય છે. તમારી પાંસે હશે તો જળવાશે. અને ઘોડી જોગતી તો આવીને માગવી નોગતી? બહુ મહેનત લીધી બાપ? એલા કોઇ ઘોડીને માથે પલાણ માંડો ને સતી! જાવ જાડેજા જેસલ રોટલા પાણીએ દુઃખી હશે. એની સાચવણ રાખજો ને બે ય જણાને દિલ થાય તે દિ પાછા જ્યોતના ભજન ગાવા ચાલ્યા આવજો.'

'ને જેસલ જાડેજા! સાંસતીયો જેસલ પ્રત્યે ફર્યો. 'એટલું એક ન ભૂલજો કે આહીં ઠાકોરને પ્રસાદમાં તમારો ભાગ વધી પડયો'તો લ્યો આરોગતા જાવ.'

(૨)

'કાઠિયાણી, બેસી જા બેલાડયે.' કાળ ભૈરવ જેસલે કાઠીગામ પાઉપાટણની સીમ બહાર જઇને તોલણને ઘોડી માથે પોતાની પાછળ બેસી જવા કહ્યું.

'જાડેજા!' તોળલે શાંતિથી કહ્યું. 'ઘોડીને નાહક ભાર શીદ દેવો? તમે તમારે હાંકયે રાખો. હું પેગડું પકડીને હાલી આવીશ.'

'મરી રહીશ, મરી.' જેસલે વિકરાળ હાસ્ય કર્યું.

'નહિ મરૂં. ધણી જીવાડનારો છે. જાડેજા!'

'ધણી તારો! જોયો જોયો. એવી વાણીમાં મને સમજાણ નથી પડતી. હાલ્ય ત્યારે. પકડ પેંગડું ને કાઢ દોટ.'

જાડેજાની રંગમાં ભીંસાતી ઘોડીએ વેગ કાઢયો, અને કાઠિયાણી તોળલ પણ પેંગડુ પકડીને જેસલના જમણા પડખે સાથોસાથ દોટ કાઢવા લાગી.

પ્રભાતના કેસરવર્ણાં કિરણો ફૂટયાં ત્યારે નવાનગરની ખાડીને કાંઠે જેસલ જાડેજો, ઘોડી ને તોળલ, ત્રણે પહોંચી ગયાં.

ધક્કા ઊપર ભીડાઇને મોટો મછવો ઉભો હતો. કચ્છ જનારાં ઉતારૂઓની કતાર લાગી ગઇ હતી. સૌએ આશ્ચર્યથી એ ત્રણેને નિહાળ્યાં.

'કોઇ જડસુ આદમી લાગે છે જડસુ.' ઉતારુઓમાં વાતો ચાલી. 'બાઇડીને દોટ કઢાવતો ઘોડાની સાથોસાથ લેતો આવે છે.'

'અને જુઓ જુઓ બાઈને મહિના ચડતા લાગે છે. નજીક આવતી ત્રિપૂટીમાંથી તોળલના દેહની અવસ્થા પરખાઈ ગઈ.

'ઘાતકી લાગે છે.'

'બાઈ પણ બાળુકી દેખાય છે. જુઓને એની કદાવર કાયા.'

'ઇ લાગની હશે કાં તો.'

ઘોડેસ્વાર જ્યારે તદ્દન ટુકડો આવ્યો ત્યારેજ એનું બુકાનીથી બાંધેલું મોં કેટલું ભયાનક છે તેની ખબર પડી. ઘોલર મરચાં આંજેલી જાણે આંખો હતી. કાળી ભમ્મર દાઢી હતી. માથે કાળાં જુલ્ફાં હતાં જુવાની આંટો લઈ ગઈ રહી.

ઘોડેથી ઉતરીને એ સીધો વહાણ તરફ આવ્યો. તોળલ ઘોડીને પંપાળતી ઉભી. એનો દેહ પસીને નીસરતો હતો. એની છાતી હાંફતી હતી. એનાં ગળામાં ગળામાં તુળસીના પારાની માળા હતી. વસ્ત્રો ગૂઢા રંગના હતાં.

જેસલની મૂખમૂદ્રા જોયા પછી કોઈ વટેમાર્ગુની હિંમત નહોતી કે તોળલને કોણ છો, કયાં જવું છે એટલું પણ પૂછે. સૌને મનમાં એક વિમાસણ હતી કે મરદના કરતાંય વધુ પ્રતાપી લાગતી આ સ્ત્રી પુરૂષનો આટલો જુલમ ખમી ખાતી કેમ આવી હશે?

ખલાસી લોકોએ વહાણ ઉપર ઘોડીને લઈ લેવા ગોઠવણ કરી. ચાર છ જણા ઘોડીને દોરવા લાગ્યા. જબર જાનવર હતું ચસ દીધો નહિ ત્યારે તોળલે કહ્યું: 'ભાઈઓ દાખડો કરો મા."

અને એની દોરેલી ઘોડી આસાનીથી વહાણના વચલા ભાગમાં ઉતરી ગઈ.

જેસલ દાઝે અને ઇર્ષાએ ભરી આંખે આ કહિયાણીના ઘોડી ઉપરના કાબુને જોઈ રહ્યો. પંદર વીશ ગાઉ દોડતી આવેલી કહિયાણીનું કૌવત એની છાતીમાં ખટકતું હતું. મનમાં ને મનમાં એને થતું હતું કે 'લાગ પડયે રા... મારી ગળચી ચેત દાબી દે એવી છે. ચેતતા રહેવાનું છે. જાણશે કે કાઠિયાવાડણનેય મળ્યો તો માથાનો કાછેલો."

મુસાફરો સૌ વહાણે ચડયાં. જેસલે આગલી જગ્યા લીધી. તોળલ

જરા છેટી, પણ જેસલની નજીક બેઠી. બીજાં ઉતારૂઓ સંકોડાઇને ચૂપચાપ બેઠાં. કાઠિયાવાડ કચ્છની વચ્ચે સફર કરતું જે વહાણ રોજ રોજ લોકોના કિલ્લોલનું ધામ બની જતું, તેમાં આજ છૂપીછૂપી કે ફાટી રહી. ઉતારૂઓ ત્રાંસી આંખે આ અજાણી જોડલી તરફ જોતાં હતાં. સુકાન પર બેઠેલો સૌની સામે નાક–આગળી કરીને સાવધાન કરતો હતો.

સબોસબ સઢ મોકળા થયા. ખલાસીઓએ સામસામા સંકેત શબ્દો આજે બનતી ચૂપકિદિથી સુણાવ્યા ને વહાણ પોતાની માતાના પેટ સમી એ સમાજલ ખાડીમાં રમતું સફરે ચડયું.

બુકાનીદાર જેસલે બુકાની છોડી નાખી છે. એની આંગળીઓ ધીરે ધીરે પોતાની મૂછોને વળ ચડાવી અણીઓ વણી રહેલ છે. એના દિલમાં ગર્વ બહેકે છે: લઇ આવ્યો છું. મેં માગી ત્રણે ચીજો. ભગતડાએ શું કાંઇ ભલમનસાયથી કાઢી આપી છે? ના. ના. જેસલ જાડેજાના તાપને નમ્યો ભગતડો! પણ આ સ્ત્રી! આ કાઠિયાણી શી કરામત કરી રહી છે? એના મોં સામે મીટ માંડતાં હું કેમ ખંચકાઇ રહ્યો છું? કાંઇ ખબર નથી પડતી.

દરિયાની પેટની પણ કોઇને ગતાગમ નથી. ખાડીના પાણી એકા એક ઉછળી કેમ રહ્યાં છે? આ વાવડો કયાંથી ઉપડયો? મોજાં ફેણુ પછાડીને કેમ ફુંફાડવા લાગ્યાં? ખલાસીઓની દોટાદોટ, શઢના સંકેલા, વહાણની ડામાડોળ, કુવાથંભની માથાંધૂણી, આ શું થવા બેઠું?

ખાડીનો અધગાળો કપાયો હતો. સામો કિનારો ને પાછલો કિનારો બેઉ દેખાતા બંધ પડયા. દિશાઓને માથે ધુંધળાં વાદળાંના પડદા પડી ગયા. પવને શીંકોટા દીધા. પંચમહાભૂત પાગલ બન્યા. મોજાંની ઝાલકો વહાણના તુતકને ધોવા લાગી. ઉતારૂઓ ભંડકમાં ઉતરી ગયાં. જહાજનું આખુ માલખું હમણાં જાણે હચમચી જશે.

'અરે ભાઇ નાખૂદા! આ શો મામલો છે?'

ભાઇઓ વહાણ ભેમાં છે. અલા! અલા! હે અલા!

ખલાસીઓ અલ્લા પોકારે ત્યારે મોત સામે ઉભું સમજાય. ઉતારૂઓના શ્વાસ ઉંચા ચડયા, વહાણવટીઓ વહાણમાં ભરેલો બોજ દરિયામાં

ફગાવવા લાગ્યાં, ઉતારૂઓ! ભાઇઓ! તમારા પણ માલ થાય દઇ દ્યો દરિયાલાલને! વહાણ હળવું કરો.

કડડડ! કડેડાટી બોલી. નાવ લેઇ માનવો પથારીમાં લોટવા લાગે તેમ વહાણ દરિયાની ધગધગતી પથારીમાં લેટવા લાગ્યું, અને કાળી કાળી બાદલીઓનાં ધમસાણ દેખાડી કાળના ડમરૂ બજાજો આંભળાં ઉકરાં રહ્યો. ઉતારૂઓમાં ચીસાચીસ ચાલી. રસાતલની ખાડીઓ ખુલ્લી થઇ.

માં છોકરાંને ગળે બાઝી પડી. પુરુષો બાયડીઓની સોડમાં લપાતા થયા. આંખો મીંચાવા લાગી. ભાઇઓ, બાઇઓ, અલા અલા પોકારો. આપણાં પાપનો બોજો, કોકના અધરમનો ભાર, આ વહાણ ડૂબાડે છે.

જેસલના હાથમાંથી મૂછના દોરા છૂટી ગયા હતા. અનું મોં ફિકકું પડયું હતું. એ આમ તેમ દોડતો હતો. એ ખલાસીઓને પૂછતો હતો, આ શું છે? અમને ચેતાવ્યા કાં નહિ, એ બેઇમાનો! તમે જાણો છો હું કોણ છું? હું કોણ છું, હું તમારા કટકા કરી નાખીશ. તમારે મને મારી નાંખવો છે શું?

જુવાન, હવે અલ્લા અલ્લા કરો! અટાણે મારી નાખવાની વાત હોય કે દરબાર?

એવા બોલે જેસલને વધુ ઉશ્કેરાટ કરાવ્યો. પવન અને મોજાંના તમાસા જેસલના દેહ પર પડયા. એ વહાણને બાઝી પડયો. એની વિરતા ઓસરી ગઇ. રોજે રોજ મોતની સાથે રમનારો જાડેજો એ વખતે પોતે પીળો પડયો એનો બોકો લાઇલાજ બન્યો.

'મરવું પડશે? હેં? હેં? હેં? જાનથી જાશું? હેં? હેં? હેં? કોઇ રીતે નહિ બચાય? હેં–હેં—આ તો મારી નાંખ્યા!'

જેસલ ઉતારૂઓની સામે જોવા લાગ્યો, કોઇ શરણ આપી શકે! એકજ પહોર પહેલાં ઉતારૂઓએ જોએલું વિકરાળ મોં લાચારી ધરી રહ્યું.

એકાએક એણે તોળલને શોધી, આ તોળલ! આ તોળલ! આ કેમ મોતથી ડરતી નથી? પ્રલયની સામે મોં કેમ મલકે છે એનું?

'ઓય! મર્યા!' પછી અને મોજાંની એક પ્રચંડ થપાટ અને

હલતો દાંત પડી જાય તેમ વહાણે પછડાટી ખાધી.

'વોય! કાઠિયાણી! બચાવ મને, જેસલના મોંમાંથી કાયર શબ્દો પડ્યા. રૂદન નીકળ્યું.

'જેસલ જાડેજા!' તોળલ હસી. 'કચ્છનો મોટા જોધાર! મોત તમને ડરાવી શકે છે? જાડેજા જેસલને મોતનો ભો!'

'તારે પગે પડું.' જેસલ નારાજ બન્યો.

'જેસલજી, પ્રભુને પગે પડો. ધણીનું નામ લ્યો.'

'ઓ મારા બાપ!' ઉતારૂઓમાંથી કોઈક નામ સાંભળતાં જ ફાળ ખાધી. 'આ તો કચ્છ અંજારનો જેસલ!'

'જેસલ! અરર! જેસલિયો આ હોય? આજે મોતથી બીએ છે.'

'આવો બાયલો!'

'જેસલજી,' કાઠિયાણીએ કહ્યું. સાંભળો છો ને?'

'ઓ બાપ ઓ મા!' જેસલની જીભે બીજા બોલ નહોતા.

'પીટયો હત્યારો આપણી ભેળો ચડયો છે. એના પાપે વહાણ બુડે છે. એનાં પાપે મારાં છોકરાં મરશે.' એક બાઈએ ચીસ પાડી.

'પીટયાનું સત્યાનાશ જજો!' બીજી બાઈએ જેસલની સામે દાંત કચકચાવ્યા.

'આ પાપીને કાઢો, કાઢો એને વહાણ બહાર.' ઉતારૂઓએ ચીસ મારી.

'એલા નાખો એને દરિયામાં. ભલે બત્રીસો ચડિઆ દરિયા–પીરને.' લોકો ધસી આવ્યા.

'ઓય! બાપા! મને નાખશોમા તોળલ દે! બચાવો મને.' જેસલ હાથ જોડવા લાગ્યો.

તોળલ સૌની આડે આવી ઉભી. કહ્યું. 'ઘડીક ખમો.' એને જેસલ તરફ વળી. જેસલજી, જેસલજી, વહાણ ઉગરશે, તોફાન હેઠું બેસશે, તમારા કરમોનો બોઝ ફગાળી નાંખો દરિયામાં.'

'શી રીતે તોળલદે ?'

'પાપ પરકાશી નાખો. ધરમને યાદ કરો. તમારો પાપ–બોઝ ધણી પોતાના ખોળામાં ઝીલશે.'

'ધરમ! તોળાદે! મેં ધરમ કર્યું નથી. એક પણ નથી કર્યું. મેં પાપજ કર્યાં છે.'

'પરકાશી નાખો જાડેજા! તમારી બેડલી નહિ બુડવા દઉં ઇતબાર આવે છે? બોલો, બોલો જેસલજી, પોતાની જીભેજ કબૂલી નાખો.'

'ઓહ–ઓહ–તોળલદે મેં વનના મોરલા માર્યાં છે, લખોમુખ હરણાં માર્યાં છે, નિરપરાધી જીવડાંની હત્યા કરી છે.'

'બસ? હજી હજી પરકાશો હોડી નહિ બુડવા દઉં તમે જીવશો. જીવવું વહાલું લાગે છે ને જેસલ! તમે જેના જાન લીધા છે એનેયે એવું જ વહાલું હશે. એને યાદ કરો. એની માફી માગો જાડેજા. બેડલી નહિ બુડવા દઉં.'

'તોળી રાણી!–વોય વોય ભેંકાર કામ કર્યાં છે, મેં સરોવરની પાળો ફાડી છે. લોકોના મોંઢાથી પાણી પડાવ્યાં છે, ને મેં ગોંદરે ગોંદરેથી ગોળો લૂંટી છે, હાંકી છે, તગડી છે, દુઝણી ને ગાભણી ગાયોને મેં તગડી છે.'

'એનાં વાછરૂં કેવાં ભાંભરતા રહ્યા હશે જેસલજી!'

'ઓ મા! ઓહ!'

'પરકાશો, પાપને હૈયામાંથી ઠાલવી જૂવો, જૂવો જાડેજા, વાયરો કમતી થયો છે. મોજાંની થપાટો મોળી પડી છે. હાં જેસલજી, હરમત રાખો. પાપ પરકાશો. બેડી નહિં બુડવા દઉં.'

'તોળીરાણી હવે તો ન કહેવાય તેવી વાતું યાદ આવે છે. મેં–મેં–મેં શું કર્યું છે કહું? મેં કુંવારી જાનો લૂંટી. મેં ઘરેણાં માટે મોડબંધા વરરાજાઓને ઝાટકે માર્યા છે.'

'પરણવા જાતા'તા તેને?'

'હા, હા, કોઢભર્યા જાતાગ્તા તેમને અને કેટલાને ? ગણાવું ! સાત વીસુને—એક સો ઉપર ચાલીશને—ઓહ મારી મા !' જેસલે આંખો મીંચીને ઉપર હાથ દાબી દીધા.

'જુવો જાડેજા. પાણીના પછાડા શમી જતા જાય છે. આભમાં ઉઘાડ થઇ રહેલ છે. તમારે પ્રતાપે દરયું નીર્મળ બની આવે છે. હજુય ન હોય એટલા કબુલ કરી નાખો. હોડીને ડૂબવા નહિ દઉં.'

'તોળી રાણી ! શું શું કબુલ્યું ? મનેય સંભારતાં નથી. મેં કેટલાં પાપ કર્યાં છે. કહી દઉં ? માનવીને માથે જેટલા મોવાળા છે એટલાં પાપ મારા માથે છે. ગણ્યા નહીં તોળલદે ! મને બચાવો.

રંગ છે જેસલજી ! આખીજ પાપ પોટલી હયાંથી ઉતારી નાખી તમે. હવે વહાણને ડુબવા નહિં ડૂબવા દઉં. જુવો નજર કરો, વહાણ સમથળ બન્યું છે તે નીરખીને હસો કે મુસાફરો બધા કેવા રાજી રાજી થયા ! તમે એટલાં બધાંને જીવાડયાં. તમેજ જીવાડયાં હો જેસલજી ! જુવો આ નાના છોકરાં હસે છે. જુવો સૌ તમને દુવા દે છે, જુઓ મરણ કેવું ભેંકાર ! અને જીવન કેવું મીઠું ! જેમ બીજાને તેમજ તમનેય તે—ખરૂં જેસલજી !'

જેસલ બીજું કંઇ ન બોલી શકયો, એનું માથું તોળલના ચરણોમાં નમીને સ્થીર થઇ ગયું.

# દિગ્વિજય

નું બીજું ગૌરવવંતુ વર્ષ

મળેલું કામકાજ રૂા. ૨૦,૭૦,૦૦૦

ભરપાઇ થયેલું

કામકાજ ...રૂા. ૧૭,૫૧,૦૦૦

આવક ... ...રૂા. ૧,૫૦,૦૦૦થી વધુ

પેટ્રન :

ના૦ મહારાજા જામસાહેબ કર્નલ સર દિગ્વિજયસીંહજી બહાદુર, જી. સી. આઇ. ઇ., કે. સી. એસ. આઇ., એ. ડી. સી.

કંપનીની મેનેજમેન્ટ સામાન્ય જનતાનો તેમણે આ ઉઘરતી સંસ્થાને આપેલા સુંદર ટેકા માટે આભાર માને છે.

**દિગ્વિજય ઈન્સ્યુરન્સ કું. લી૦**

એચ. એન. આશર.

મેનેજીંગ ડીરેકટર.

ધન-નુર, સર પી. એમ.

મહેતા રોડ, કોટ, મુંબઇ.

## હેડરોસા બામ

માથાનો દુખાવો શરદી
સંધીવા માટે રામબાણ



રજીસ્ટર્ડ

ગુમડાં, ચાંદા, ખરજવા
તેમજ ચામડીના દરદો માટે

## વીનટોરા

દરેક દવાવાળા પાસે મળશે



## "વાયમોલ"

સંધીવા અને શરીરના કોઈ પણ ભાગમાં થતા દુઃખાવા ઉપર ચોપડવાથી ઐરાંઓએ આ દવા શરીરે ચોપડવાથી તેના શરીરમાં ઘણો જાક રહે છે અને સુવારોગ લાગુ પડતો નથી.

VAYMOL
LINIMENT
BEST FOR
Rheumatism

તાત્કાલીક અસર કરનાર

## "આઇલીન"




**આંખનાં તમામ દરદો માટે**

આંખમાં ટીપાં નાંખવાની ખાસ અકસીર દવા વરસોથી પ્રખ્યાત અને ઘણાં કુટુમ્બોમાં વપરાતી આ દવા ઘણીજ ઉત્તમ છે. ફુલું, ઝાંખ, ખીલ, તાપોડીયા, પાણી ઝરવા, ચીપડા આવવા, લાલ થઈ આવવી અને મગજની ઠંડકને માટે આઇલીન રામબાણ દવા છે.

## રાજબિંદુ

રાજબિંદુ

ખાવાનું હજમ કરે છે. પેટનો દુઃખાવો મટાડે છે ઉલ્ટી, કોલેરા પર રામબાણ ઇલાજ છે. ઢાઢનો દુખાવો ચક્રી, હાસ્ટીરીયા વગેરે પર અકસીર

રાજબિંદુ



દરેક દવાવાળા વેચે છે.

**વલ્લભ વિજય કેમીકલ કં૦**

દવાવાળા. ફોન—૨૪૩૨૦

ઠે૦ મંગળદાસ રોડ, મુંબઈ નં. ૨.

# મોતનું મૃત્યુ.

## શ્રી. કિશનસિંહ ચાવડા.

જનાના દેવડીના એ. ડી. સી. ભગવંતસિંહે બરાબર નવ વાગે હાજર થઈને માહારાણી સાહેબને મુજરો જાહેર કરાવ્યો. અંદરથી થોડી વારમાં આશિષ આવી અને સાથે આજ્ઞા લાવી કે ભગવંતસિંહે દસ વાગે બાસાહેબની નાની બેઠકમાં હાજર રહેવું. ભગવંતસિંહે દેવડીના રાતના સમાચાર અને સલામતી જાણી લીધાં. દસ વાગવાને હજી વાર હતી, એટલે એ દરબારને મુજરો પહોંચાડવા ચાલ્યો.

'ઓહો! આજ તો કંઈ રેશમી અચકન ચઢાવ્યું છેને? અને સાફો પણ શું જયપુરી સિફતથી બાંધ્યો છે!' સજ્જનસિંહનો મશ્કરી ભર્યો અવાજ નીકળ્યો ન નીકળ્યો ત્યાં મહેન્દ્રસિંહે કહ્યું, 'આજે કોઈને વળી રીઝવવા જવું હશે?'

'આશક, માશુક અને ઈશ્ક એ બધું તમારા જેવા જામીરદારોને શોભે, જેમની પાસે સમય અને શક્તિનો બીજો ઉપયોગજ નથી. તમારી જેમ ઢગલાબંધ કપડાં હું ક્યાંથી લાવું? સફેદ અચકન બધાં ધોબીને ત્યાં ગયાં છે એટલે રેશમી પહેર્યું. એટલે આ કંઈ શોખ નથી પણ જરૂરત છે.' ભગવંતસિંહે જરાય સંકોચ વિના જવાબ આપ્યો.

સજ્જનસિંહ ઉંમરે કંઈક વધુ હતો પણ મહેન્દ્રસિંહ અને ભગવંતસિંહ લગભગ સમાન વયના હતા; પચ્ચીસ અને ત્રીસની આસપાસ.

'દરબાર કેટલા વાગે શિકારમાં પધારશે ?' ભગવંતસિંહે પૂછ્યું.

'સાડાદસનો હુકમ છે. પધારે ત્યારે વાત.' મહેન્દ્રસિંહે સીગારેટ સળગાવતાં કહ્યું.

'જમવાના ત્યાંજ છે ?' ભગવંતસિંહે બીજો પ્રશ્ન કર્યો.

'હા. કારણ જમ્યા પછી બે વાગે હાંકો છે. વળી સાથે બે અંગ્રેજ મહેમાનો છે, એટલે થશે બધું વખતસર એમ લાગે છે.' સજ્જનસિંહે કહ્યું.

'જનાવર કેટલું મોટું છે ?' ભગવંતસિંહને શિકારમાં બહુ રસ નહોતો, પણ એણે હવે રસ લેવા માંડયો હતો.

'ગુલામમહમદ ખબર લાવ્યો છે કે સાડા દસ ફુટ લાંબુ જનાવર છે. એની સળી સવાપાંચ ઈંચની બરાબર હતી.' મહેન્દ્રસિંહે પણ સીગારેટ સળગાવીને વાતચીતમાં ભાગ લેવા માંડયો.

'મહેન્દ્ર, સવા પાંચ ઈંચની સળી પરથી બરાબર ચોકકસ અનુમાન થાય છે કે વાઘ સાડા દસ ફુટજ લાંબો છે ?' ભગવંતસિંહને ગમે તેમ કરીને દસ વગાડવા હતા.

'શિકારનું પણ હવે તો શાસ્ત્ર રચાવા માંડયું છે. પીઢ અને અનુભવી શિકારીઓ કહે છે કે, વાઘના પંજાનું જેટલા ઈંચનું માપ હોય તેનાથી બેવડા ફુટની એ જનાવરની લંબાઈ હોય.' સજ્જનસિંહ જૂનો જોગી હતો શિકારનો.

'આપણે ત્યાં અચૂક નેમ કોની ?' ભગવંતસિંહે પૂછ્યું.

'કેવળ બહાદુરસિંહની. આખા વડના ઝાડમાં તમે ચિંધો તે પાંદડું એ વિંધી આપે.' મહેન્દ્રસિંહે ઉપર આવીને પોતાનો સાફો ઠીક કર્યો.

"અને આપણો ઘનશ્યામ શિકારી, જે આજે રામગઢ દરબારને ત્યાં નોકરી છે, તે તો ચાર આની ઉછાળીને પછી બરાબર ગોળીથી ઉડાવી દેતો."

સજ્જનસિંહે પોતે અહીં જૂનો સેવક છે એ વાતની ખાત્રી આપી, એટલુંજ નહીં પણ ઘનશ્યામ શિકારીને વાઘે કેવી રીતે પંજો મારીને

એની આંખ ફોડી નાંખી હતી અને ઘનશ્યામે પછી તરતજ સમય-સૂચકતા અને તાકાત વાપરીને કેવી રીતે વાઘના મોઢામાંજ બંદુકની નળી હુલાવી દઇને વાઘને ઠાર કર્યો હતો, તેની રોમાંચક કથા ભગવંતસિંહને કહી.

એટલામાં મહેલના ઘંટાએ દસ ટકોરા વગાડયા અને ભગવંતસિંહ જનાના દેવડીએ જવા નીકળ્યો.

નીલમનગર એ ગુજરાત, રાજપૂતાના અને માળવાના સંગમ પર વિસ્તરેલું બીજા વર્ગનું પ્રતિષ્ઠિત રાજસ્થાન હતું. રાઠોડવંશ રાજગાદી પર હતો; અને રાજમુગટની પાછળ કુરબાની અને પરાક્રમનો રંગદર્શી ઇતિહાસ હતો. આ રાજ્યના વડવાઓએ શિવાજી મહારાજને હિંદુ સામ્રાજ્ય સ્થાપવામાં સહાય કરી હતી અને પડતી મોગલાઇનો લાભ લઇને જર જવાહીરની લૂંટ પણ ઘણી કરી હતી. ઉત્તરથી દક્ષિણ જતી અને દક્ષિણથી ઉત્તર જતી મોગલાઇ દોલતને આ રાજ્યના તે વખતના શાસકોએ લૂંટીને પોતાના ધનભંડારમાં એકઠી કરી હતી. આ રાજ્યના એક રાજકુમારે ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે તાત્યાટોપી અને કુંવરસિંહને નાણાં અને શસ્ત્રોની ઘણી મદદ કરેલી. આ રાજ્યનું લશ્કર ગયા મહાયુદ્ધ વખતે બ્રિટીશ સામ્રાજ્ય માટે લડયું હતું. આમ આ રાજ્યની તવારીખમાં ઘણા કૌતુકપ્રિય રંગોનો મેળ હતો.

નીલમનગરનો રાજમહેલ પ્રાચીન અને અર્વાચીન સ્થાપત્યનાં સ્વરૂપોના મિશ્રણમાંથી બનેલો રોનકદાર મહેલ હતો. દરબારે રાજમહેલ જેવું શુષ્ક નામ બદલીને પોતાના પ્રથમ મહારાણીના નામ ઉપરથી એનું નામ કંચનવિહાર રાખ્યું હતું. પણ ખુશામતી માનસે એની પાછળ મહેલ શબ્દ ઉમેરીને એનું સૌન્દર્ય ખંડિત કરી નાંખ્યું હતું. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના સમન્વયમાંથી ઘડાયલા કોઇ કાન્તિમાન નરદેહ સમો આ મહેલ કલાકારનું આકર્ષણ બની રહે એવો રમણીય હતો.

દસના ટકોરા થયા, એટલે મહેલનો મીલીટરી પહેરો બદલાયો અને સલામી થઇ. બેન્ડે રાજગીત વગાડયું અને પછી બદલાયલા સિપાઇઓની કૂચ કરાવતું, એક દેશી સિનેમાનું ગીત વગાડતું વગાડતું બેન્ડ ચાલ્યું ગયું.

બીજી સીગારેટ સળગાવીને સજ્જનસિંહે કહ્યું "મહેન્દ્ર, આજે જે મોટરો જવાની છે તે બધી આવી ગઇ ?"

"હજી આવી નથી. કઈ કઈ ગાડીઓ જવાની છે?" મહેન્દ્રસિંહે પૂછ્યું.

"બંધ પેકાર્ડ, બ્યુક ટુરર, લાલ પોન્ટીઆક, ૮૬ નંબર ફોર્ડ અને સ્ટેશન વેગન." કહીને સજ્જનસિંહે ધૂમાડાની સેરને પોતાની ફુંકથી લંબાવી.

"બહુ ગાડીઓ છે." મહેન્દ્ર બોલ્યો.

"અંગ્રેજ મહેમાન છે એટલે જોઈએને!" સજ્જને જવાબ આપ્યો.

એટલામાં બધી મોટરો એક પછી એક આવી ગઈ. સાડાદસમાં પાંચ મિનિટ બાકી હતી અને અંગ્રેજ મહેમાનો આવી ગયા. લગભગ પોણા અગિયારે દરબાર બહાર આવ્યા, પોતાના શિકારી પોશાકમાં સજ્જ થઈને.

નીચે ઉતરીને મોટરમાં બેસતા પહેલાં એમણે સૌને માટે બંદુકો, કારતુસો અને બધો સરસામાન બરાબર છે કે નહીં તે તપાસી લીધું. સજ્જનને પૂછીને એ પણ નક્કી કરી લીધું કે, બે હાથીઓ મોકલવામાં આવ્યા છે?

લગભગ સાડા અગિયારે દરબારની મોટર અંગ્રેજ મહેમાનો સાથે ઉપડી, એટલે મીલીટરીના પૂતળાં જેવા ઉભેલા બન્ને સિપાઈઓએ બંદુકો ઊંચી કરીને બરાબર સલામી આપી.

૨

નીલમનગરનું મશહૂર જંગલ તેજગઢ વિભાગમાં આવ્યું હતું. આ જંગલમાં પ્રજાના કોઈપણ માણસને કોઈપણ જંગલી જનાવર ઉપર ગોળીબાર કરવાની અથવા બીજી રીતે મારવાની મનાઈ હતી. આ જંગલ માત્ર રાજકુટુંબ અને એમના મહેમાનોના રમણા તરીકેજ મુકરર થયું હતું. અકૃત્રિમ નિઃસર્ગ શોભા અને ગિરદેશી જોવાની જેને આદત અને આકાંક્ષા હોય, તેને માટે આ જંગલ નમુનેદાર હતું. ગુજરાતના ડાંગના જંગલો અને સૌરાષ્ટ્રના ગીર તથા બરડાના જંગલો કરતાં સુનકાર અને

ભયાનકતામાં આ જંગલ ઘણું વધારે બિહામણું લાગે. કુદરતના અનંત સામર્થ્ય અને અપૂર્વ વનશ્રીની દ્રષ્ટિએ આ જંગલ માણસને સ્તબ્ધ કરી દે એવું અદ્ભુત હતું.

એકજ નદી રેણુકા આ જંગલમાં ત્રણ વળાંક લઈને નીકળતી હતી. કોઈ ગિરિરાજની રીસાયલી પુત્રીસમી એક નાની ગિરિમાળા જીવનમાં રસ ન હોય એમ વિખરાયલી પડી હતી. ઝરણાંને ખાતર તો વાઘ, દીપડા, સાંબર, ચિતા અને હરણો આ જંગલને ઘર માનીને વસતાં હતાં. આકરા દુઃખમાં પણ અભિજાત આદમીની ઉદારતા ઓસરે નહીં, તેમ ઉન્હાળાના અંગાર વરસતા ધોમ તડકામાં પણ આ ઝરણાં સુકાતાં નહોતાં. નદી પણ પ્રિયવિયોગી કૃશકામિની જેવી પાતળી જલધારા બની જતી, પણ સુકાતી નહીં. લોહીનાં ટીપાંઓ અને પગલાંઓની મદદથી ઘાયલ જનાવરો શોધવા જંગલમાં ભટકી ભટકીને લગભગ જંગલવાસી થઈ ગયેલા પીઢ શિકારીઓને પણ કેટલીક ઝાડીઓ અને કોતરો અગમ્ય હતી.

તેજગઢના આ જંગલમાં વાઘના શિકારની વ્યવસ્થાની ઝીણી ઝીણી વિગતો પણ પૂરી થઈ ગઈ હતી. હજારેક જેટલા જંગલી અને અજંગલી માણસો હાંકા માટે એકઠા કરવામાં આવ્યા હતા. દરેકને પોતપોતાના બચાવનું સાધન પોતે લાવવાનું હતું, એટલે એ ગરીબ જંગલી માણસો માટે લાઠી કે તૂટેલા ભાલાંઓ શિવાય બીજું કશું જ નહોતું. વખતે જનાવર ઘાયલ થઈને નાસી જાય, તો એને શોધવા જવા માટે એજ કામ માટે કેળવાયલા અને પાવરધા બે હાથીઓ પણ હાજર હતા. એક ડોકટર પણ પોતાની દવા સાથે તૈયાર રાખવામાં આવ્યો હતો.

ત્રણ માંચડા બરાબર બીકનું ધ્યાન રાખીને બાંધવામાં આવ્યા હતા. જ્યાંથી પહેલી ગોળી છૂટીને શિકાર થવાનો હતો, તે મુખ્ય અને પહેલા માંચડા પર મહારાજા સાહેબ, બે યુરોપીઅન મહેમાનો એક એ. ડી. સી. અને એક શિકારી માટે બેસવાની વ્યવસ્થા હતી. બીજો માંચડો એક એ. ડી. સી. અને બે શિકારીઓ માટે હતો. પહેલા માંચડા પરથી છૂટેલી ગોળીને ચૂકવીને નાઠેલા અથવા ઘાયલ થએલા વાઘને ઠાર કરવાની વ્યવસ્થા માટે આ માંચડો ઉભો કરવામાં આવ્યો હતો. ત્રીજા માંચડા પર વધારે સાવધાની માટે ત્રણ શિકારીઓ બેસવાના હતા. જે જે

રસ્તેથી વાઘ બીડની બહાર સરકીને નાસી જાય, ત્યાં ત્યાં અટકાયત માટે માણસો ઉભા રાખવામાં આવ્યા હતા. આ માણસોનું મુખ્ય કામ આડે રસ્તે સરકતા વાઘને વિચિત્ર ધ્વનિ અથવા ચળકતા હથિયારોથી ડરાવીને ગમે તે બ્હાને પાછો બીડમાં મોકલવાનું હતું.

એક વાગ્યો, એટલે કેપ્ટન બહાદૂરસિંહે આવીને માંચડા તપાસી લીધા. કયા માંચડે કઈ અને કેટલી બંદુકો તથા કારતુસો મૂકવાનાં છે, તેની વિગતવાર સમજણ એણે શિકારીઓના મૂખીને આપી દીધી. દરબારનો માંચડો એને પત્રાંઓ અને ડાળીઓથી બરાબર ઢંકાયલો અને કુદરતનાજ એક ભાગ જેવો ન લાગ્યો, એટલે માણસોને કહીને એ વ્યવસ્થા પૂરી કરાવી, કારણ એને ખબર હતી કે વાઘ કેટલું કાએલ જનાવર છે. કુદરતી જંગલમાં જરાય કૃત્રિમતા જોતાં એની આંખો કેવી ચંકોર અને ચારવાગ થઈ જાય છે એ વાત એ જાણતો હતો. પોતાની કેળવાયલી દ્રષ્ટિથી એણે માંચડાઓની ઉંચાઇનું માપ જોઇ લીધું. એને વિશ્વાસ હતો કે આ માંચડા ઉપર એકજ ફલાંગે વાઘ આવી શકે એમ હતું. પણ માંચડો સલામતી માટે હતોજ નહીં. માંચડાનો અર્થ તો એટલોજ હતો કે એના ઉપર બેસનાર શિકારીને વાઘ જુએ તે પહેલાં એ વાઘને જોઇને એને ગોળીથી ઠાર કરે.

દોઢ વાગ્યો એટલે મોટરોને દૂર મૂકીને ચાલતા આવનારાઓ આવી પહોંચ્યા. પત્તાંઓનો ખખડાટ ન થાય અથવા વાતચીતનો રખેને અવાજ આવે એ ભયથી વાતચીત બધી ઇશારાથીજ થતી હતી. માંચડા પર બેઠા પછી અને હાંકો શરૂ થયા પછી જોરથી શ્વાસ પણ ન લઇ શકાય એ સૂચના પણ દરબારે પોતાના મહેમાનોને આપી દીધી. સાથે સાથે વાઘ કેટલું ચંચળ, ચકોર અને ચલતાપુર્જા પ્રાણી છે, તેની પણ સમજણ આપી દીધી. પહેલા માંચડા ઉપર દરબાર, બે યુરોપીઅન મહેમાનો, સજ્જનસિંહ અને જૂનો શિકારી ગુલામ મહમદ બેઠા. બીજા માંચડા ઉપર કેપ્ટન બહાદુરસિંહ, શિકારીઓનો મુખી અને વાઘ જેવી ચપળ આંખો વાળો અને સુવર જેવી તાકાતવાળો તેજસિંહ શિકારી બેઠા. ત્રીજા માંચડા ઉપર ડોકટર, મહેન્દ્રસિંહ અને બે શિકારીઓ બેઠા.

દરબારના માંચડા ઉપરથી સફેદ વાવટો ઉંચો થયો એટલે બન્ને માંચડા પરથી સફેદ વાવટો દેખાયો. એટલે દરબારને લાગ્યું કે સૌ માંચડે બેસી

ગયા; હવે કોઇ નીચે નથી. એટલે દરબારે ફરીથી સફેદ વાવટો ત્રણવાર હલાવ્યો. હાજર રહેલો એક શિકારી એનો સંદેશ લઇને ચાલ્યો ગયો. બધે ચુપકીદી પ્રસરી ગઇ. સુનકાર ભયંકર બની ગયો. અને અવકાશના ભણકારા મધ્યાન્હના તાપની કાતિલતાએ વધુ બિહામણા લાગવા માંડ્યા. શૂન્યતા પણ કેટલી આકરી અને વિક્ષુબ્ધ હોય છે તેનો અહીં સાક્ષાત્કાર થતો હતો.

અકસ્માત હાંકાનો અવાજ ઉઠ્યો. હજાર જેટલા માણસોએ જંગલની એક બાજુએથી કટિમેખલાનો આકાર ધારીને હાંકો શરૂ કર્યો. ધીખતા તાપમાં બિહામણો અને ક્રૂર લાગતો સુનકાર ધ્રુજી ઉઠ્યો. હજાર માણસોની એક સામટી ચીસો જંગલની ત્રણે બાજુએથી આવીને માંચડા પાછળની ગિરિમાળામાં ભટકાઇને પાછી પડવા માંડી. આ પડઘો મૂળ અવાજ કરતાં પણ વધારે ભયાનક લાગ્યો. દસેક હાંકાના અવાજ પછી વાઘની ત્રાડ સંભળાઇ. શિકારીઓનું અનુમાન હતું કે વાઘ જંપીને પોતાની બોડમાં આરામ કરી રહ્યો છે. વાઘને લાગ્યું કે અત્યારે બળતા બપોરે એની ઉંઘમાં ખલેલ પહોંચાડવાની કોણે હિંમત કરી છે. કારણ કુદરત પણ અળસાઇને પડી હતી, પણ હાંકાનો અવાજ જ્યારે અવિરત થતોજ ગયો ત્યારે એણે કોમળ માણસોનાં કાળજાં ચીરી નાંખે એવી કરાળ ત્રાડ પાડીને પડકાર કર્યો કે કોણ છે આ કાળા માથાના માનવી ? પણ એ પડકારની સામે હઝાર કાળા માથાના માનવીઓનો અવાજ એકત્ર થઇને આવ્યો. વાઘ બીજી એથીય ભયાનક ત્રાડ પાડીને બોડની બહાર નીકળ્યો. જંગલના આ ભૂપને વાતાવરણનું ગજબનું ભાન હોય છે. એને આજે પોતાનું જંગલ બદલાયેલું લાગ્યું. દૂરદૂરથી માણસોની ગંધ આવતી હતી. બહાર આવીને એણે ઝરણાનું તાજું પાણી પીધું, ત્યાં તો પાછી માનવીની ચીસ આવી. વાઘ સાવધાન થયો પણ જરા થંભ્યો. અવાજ પાસે આવતા માણસોનો છે એવી એની લાગણી થઇ, એટલે આવતા અવાજની ઉલ્ટી દિશાએ એણે ચાલવા માંડયું. વાઘની ત્રાડ બંધ થઇ એટલે શિકારીઓ સમજ્યા કે વાઘ બીડમાં આવી ગયો. હાંકાના માણસોએ પણ એવીજ અટકળ કરી, એટલે ધસારાનો વેગ વધ્યો.

કોઇ સુંદરીના નાજુક ગાલ કરતાં પણ વધારે કોમળ વાઘના તળિયાને એક ઝીણો કાંટોય ન વાગે, એ દરકાર રાખીને વનનાં બીજાં

પ્રાણીઓએ એને માટે ખાસ પગદંડી પાડી હોય છે. પોતાની એ પગદંડી પર ચારે બાજુ કાતિલ નજર નાંખતો એ ચાલ્યો જતો હતો. માણસોનો અવાજ પાસે ને પાસે આવતોજ જતો હતો. એટલે એણે ફરીથી એક ખુની ત્રાડ પાડીને એનો જવાબ વાળ્યો. હવે વાઘ બીડની વચ્ચે હતો એ હકીકત સિદ્ધ થઇ ગઇ. હાંકાવાળાઓએ કટિમેખલાનો આકાર રચ્યો હતો. તેમણે હવે નજીક આવીને જંગલનું ક્ષેત્રફળ ઓછું થતાં અર્ધચન્દ્રાકારનું રૂપ લીધું. મોતની કેડીએ ચાલતા આ મર્દે કંઇક ખડખડાટ સાંભળ્યો. એ બાજુ રસ્તો હતો. એણે પગદંડી છોડીને એ તરફ જવા માંડયું, પણ ત્યાંથી તાળીઓનો વિચિત્ર ધ્વનિ આવ્યો, એટલે એ ખંચાઇને પાછો પોતાની મૂળ પગદંડીએ આવી ગયો. બીડમાંથી નાસી જતાં અટકાવનાર માણસોએ એને આડે રસ્તે જતો અટકાવીને પાછો બીડમાં મોકલ્યો હતો. હવે એ ચાલીને પહેલા માંચડાની બરાબર સામે નહીં પણ એક બાજુએ આવી ગયો. બીજા અને ત્રીજા માંચડા ઉપરથી આ જીવતું મોત સૌએ બરાબર જોયું. પરંતુ પહેલા માંચડા પરથી નિશાન હજી લઇ શકાય તેમ નહોતું. ત્યાં એણે દૂર ઝાડની ઓથે માનવીસંચાર જેવું કંઇક અનુભવ્યું. પાછો ફરીને એ એ બાજુ ગયો, તો ઝાડને ઓથે ઉભા રહીને પાંચ સાત માણસો વિચિત્ર જાતનો અવાજ કરી રહ્યા છે. આ વખતે એ અવાજથી ન ડરતાં જરા પાસે ગયો. જેમ જેમ એ પાસે ગયો, તેમ તેમ અવાજ બંધ થતો ગયો અને ફલંગ મારવાનું માપ અને નિશાન સાધીને એણે સામે ઉભેલા માણસો ઉપર હુમલો કર્યો. જેના ઉપર હુમલો થયો, તે માણસના મુખમાંથી મૃત્યુચીસ નીકળી ગઇ. માંચડા પરના માણસોએ કંઇ જોયું નહીં, પણ ચીસ સાંભળીને તેમને થયું કે વાઘે આંતરનારા માણસો ઉપર હુમલો કર્યો છે. હાંકાનો ઘેરાવો પાસે આવતો જતો હતો. અવાજની નીકરતા વધતી જતી એટલે મારેલી લાશને ત્યાંજ લોહી નીંગળતી મૂકીને એ પાછો પોતાની પગદંડીએ આવી ગયો. થોડુંક આગળ ચાલ્યો ત્યાં એ બરાબર પહેલા માંચડા સામે આવી ગયો. ત્યાં ઉભા રહીને એણે પોતાનું લોહીથી ખરડાયલું મોઢું ચાટ્યું. ત્યાં તો ધાંય અવાજ થયો અને વાઘ પાંચ છ ફુટ હવામાં ઉછળીને પાછો પડયો. તાકાત કરીને જે બાજુએથી ગોળી આવી હતી તે બાજુ ધસ્યો.

બીજો અવાજ થયો ધાંય...પણ નિશાન ચૂકી જવાયું. વાઘની કમ્મર નકામી થઇ ગઇ હતી, એટલે એ છલંગને અધવચ્ચેથીજ પાછો પડયો. ઘાયલ જનાવર બીજા માંચડા આગળથી નીકળશે એ અનુમાન ખોટું હતું. ત્રણે માંચડા પરથી વાઘ દેખાતો બંધ થયો, એટલે સૌને વિસ્મય થયું. થોડીવાર સૌએ વાટ જોઇ, પણ જનાવર બહાર ન આવ્યું. વાઘ બીડમાં હતો એટલે નીચે ઉતરવું સલામત નહોતું.

પહેલા માંચડા પરથી સફેદ વાવટો પાંચવાર હાલ્યો, એટલે હાંકામાંથી આઠદસ માણસો દોડી આવ્યા. થોડીવારમાં શિકારીઓની સીટી વાગી એટલે શિકારમાં રીઢો થઇ ગએલો હાથી ત્રિભુવનપાળ હાજર થયો. દરબારના હુકમથી બહાદુરસિંહ, તેજસિંહ શિકારી અને ગુલામ મહમદ ૩૭૫ નંબરની રાયફલ લઇને હાથી પર સવાર થયા. લોહી અને ઘસારાના વાવડ લેતા શિકારીઓ ભરેલી બંદુક આગળ ચાલતા હતા. થોડે દૂર એક ગીચ ઝાડી આગળ લોહી અટક્યું અને ઘસારાનો આકાર પણ દેખાયો નહીં. હાથી અટકી ગયો. હાથી ઉપર ઉભા થઇને તેજસિંહે ચારે બાજુ જોઇ લીધું. પણ ક્યાંય પત્તો લાગતો નહોતો.

ગુલામમહમદે પાસેના એક ઝાડ પર ચઢીને ચારે બાજુ જોઇ લેવું, એવી તેજસિંહની સૂચના થઇ, એટલે ઝાડી તરફ પીઠ કરીને મહાવતે હાથીને ઉભો રાખ્યો અને હાથી ઉપરથીજ ગુલામમહમદે ઝાડ પર ચઢવા માંડ્યું. પોતપોતાની દિશાએ બહાદુરસિંહ અને તેજસિંહની આંખો સજાગ હતી, પણ એ બન્નેની દ્રષ્ટિ ચુકાવીને ઘાયલ વાઘ કઇ વખતે પાછળની ઝાડી-માંથી અવાજ ન થાય એ રીતે નીકળ્યો તેની કોઇને ખબર ન પડી. અને જ્યાં ફલંગનું માપ આવ્યું એટલે જીવનની બધી તાકાત એકઠી કરીને આ ઘાયલ પ્રાણીએ પોતાના દુશ્મન પર જીવલેણ ફલાંગ મારી. પણ નેમ અને માપ બંને ખોટાં ઠર્યાં અને વાઘ હાથીના હોદ્દા પર બેઠેલા એના દુશ્મનોને પકડે, તે પહેલાંજ અશક્તિને કારણે અધ વચ્ચેથી એ હાથીના પુંછડા પર લટકાઇ પડ્યો.

ઝાડ પર ચઢેલા ગુલામમહમદે આ જોયું, પણ એનાથી નિશાન લેવાય એમ નહોતું. કારણ હોદ્દા પર બેઠેલા માણસો આડે આવતા હતા.

હોદ્દા પર બેઠેલા બંને માણસો પણ નેમ સાધી શકે એમ હતું નહીં. પળમાં કોણ મરશે એ નક્કી નહોતું, ત્યાં તો પાછલા પગને વાળીને હાથીએ જમીન પર બેઠક લીધી અને પોતાના પૂંઠા અને જમીન વચ્ચે વાઘને દબાવીને કચડી નાંખ્યો. અને એને પોતાને જ્યારે ખાત્રી થઈ કે વાઘ મરી ચુક્યો છે ત્યારે એ ઉભો થઈ ગયો. આ થોડી પળોમાં મહાવત અને હોદ્દા પર બેઠેલા માણસોને એમજ લાગ્યું કે, જાણે પોતે મૃત્યુજ પામ્યા છે. પણ હાથી જ્યારે ઉભો થયો અને વાઘનું નિષ્પ્રાણ શરીર માંસનો લોચો બનીને જમીન પરજ પડી રહ્યું, ત્યારે, મહાવત અને બંને માણસોમાં જીવ આવ્યો. એમને એમ લાગ્યું કે એ પોતે મૃત્યુ નથી પામ્યા, પણ એમની સામે જે મોત હતું, તે મૃત્યુ પામ્યું છે.


સ્વચ્છતા સુઘડતા

રહેવા–જમવાની
સુંદર સગવડો ધરાવતું
સૌથી જુનું



નૃસિંહ હિન્દુ લૉજ

૧૭૭–૭૯, હોર્નબી રોડ, બોરીબંદર
ટ્રામ ટરમીનસ પાસે: કોટ, મુંબઈ

ફોન: ૩૧૯૭૫ તાર: 'લૉજ.'

# સહકાર એટલે આગેકૂચ

**મેન્યુફેક્ચરરો**

અને

**ઇન્ડસ્ટ્રીઆલીસ્ટો**

બ્રિટિશ હિંદ અને દેશાવરની બજારમાં તમારી બનાવટનો વીસ્તૃત ફેલાવો કરો, ઉત્પાદનમાં વૃદ્ધી કરો અને દેશની આગેકુચમાં ભાગ ભજવો.

**લાઇનો**

હોઝીયરી પીસગુડઝ, કટલરી, ક્રોકરી, સ્ટેશનરી, હાર્ડવેર, ટોયલેટ, પરફ્યુમરી, બેકેલાઇટ આર્ટિકલ્સ, ટોર્ચ ને સેલ, લેધર ગુડઝ, બ્રુમ ને બ્રશ, મેડિસિન વગેરે.

એજન્સીની શરતો અને વિગતો તથા નમુના સાથે મળો અગર લખો :-

—જથ્થાબંધ વેપારીઓ—

—ખાસ તક—

અમારી લાઇનનો કોઇ પણ જંગી જથ્થો ખરીદ કરીશું. નમુના અને ભાવ સાથે મુલાકાત લ્યો અગર પત્રવ્યવહાર કરો.

# નટવર ટ્રેડિંગ કું.

ફોન. ૩૩૭૬૬

૩૯૫, કાલબાદેવી રોડ, મુંબઇ ૨.

તાર: **Natwarstar.**

મનોમુગ્ધકર સર્વરમ્ય કૃતિ




ઘરઘરની આકર્ષણ જ્યોત

# શકુન્તલા

દિગ્દર્શક
**શાંતારામનું**

રાજકમલ રત્ન
**જયશ્રી અને ચંદ્રમોહન**

મુંબઈ અને અન્ય શહેરોમાં અપુર્વ આદરસત્કાર ઝીલી રહી છે

**સ્વસ્તિક (મુંબઈ)**

(તમારાં શહેરમાં આવે ત્યારે જોવાનું ચુકતા નહિ)

# કબાટ.

## શ્રી. મસ્ત ફકીર.

અમારા માળાના કાનજી કાકાએ એમનો ચોક્કસ નિર્ધાર જાહેર કર્યો અને આખા માળાના છોકરાં આલમમાં ભારે સનસનાટી ફેલાઇ ગઇ.

અમારા માળામાં ભોંયતળીએ એમની કાપડની નાનકડી દુકાન હતી. અને બીજે માળે એ સહકુટુંબ દિવાનખાનામાં નીવાસ કરતાં હતા. અમારા કાનજી કાકાના દરેક કાર્યમાં હનુમાન ગલીમાં આવેલી એ વિશાળ ચાલમાં રહેતાં અમે સૌ છોકરાંઓ ખૂબ ખૂબ રસ લેતા હતાં...

*

કાનજી કાકામાં અમે છોકરાઓ રસ લેતાં હતાં તેના બે કારણો હતાં. પહેલું અને મુખ્ય કારણ તો એ કે કાનજી શેઠ ઘણા ઉદાર હતા, એમને પોતાને કંઇ ફરજંદ નહોતું. એટલે માળાના બધા છોકરાઓ ઉપર એમના વાત્સલ્યભાવ હંમેશાં ઢોળાતો. વારતહેવારે તેમના દિવાનખાનામાં અમને બોલાવી તે અમારો ચાહનાસ્તાથી સત્કાર કરતા. વખતો વખત અર્ધો ડઝન જેટલાં અમો છોકરાઓને સીનેમામાં પણ લઇ જતાં. અને માળાની અગાશીમાં જઇ ઉજાણી કરવાનો અમો છોકરાઓનો ઇરાદો હોય ત્યારે અમો અંદર

અંદર ઉઘરાણું કરી અમે ઉભા કરેલા ફંડમાં સૌથી મોટો અને સંગીન ફાળો કાનજી કાકા પાસેથી જ પડાવતા. સંક્રાન્તના દિવસોમાં અમને એ પતંગ અપાવતા, દીવાળીના દિવસોમાં અમને મીઠાઇ અને ફટાકડા કાનજી કાકા જ આપતા.

✱

કાનજી કાકાની આ લાગણીનો બદલો એ માળાના અમો છોકરાઓ બહુજ સરસ રીતે વાળી આપતા. કાનજી કાકાના ઘરનું શાક અમો છોકરાઓ વારાફરતી બજારમાંથી લઇ આવતાં. એમને ત્યાં સત્યનારાયણની કથા હોય કે બીજો કોઇ પ્રસંગ હોય, ત્યારે અમો છોકરાઓ આખા માળા અને મહોલ્લામાં ઘૂમી લોકોને આમંત્રણ આપી આવતા. અને કાકાના ઘરમાં મેળાવડો જામ્યા પછી લોકોને ચા પાણી, પાનસોપારી, વિગેરેની વ્યવસ્થાની જવાબદારી અમો છોકરાઓ જ અમારે શીરે ઉપાડી લેતા. ઉપરાંત કાનજી કાકાના વહુ કમળા કાકીના સેવ પાપડ અને વડી અમો છોકરાઓ જ અગાસીમાં જઇ તડકામાં સુકવી આવતા અને સુકાઇ ગયા પછી પાછા નીચે લઇ આવતાં.

✱

આમ તેમના ઉદાર સ્વભાવથી, અમો છોકરાઓ કાનજી કાકા તરફ આકર્ષાયા હતાં. પણ એમના તરફના અમારા આકર્ષણનું બીજું એક કારણ એ હતું કે કાનજી કાકા બહુજ ઉતાવળીયા સ્વભાવના હતા. આગલા જન્મમાં તે કોઇ લશ્કરી કમાન્ડર હશે તેથી દરેક કામ પોતે જાતે કરવાની હંમેશ ધગશ રાખતા, અને કંઇપણ નવું કામ કરતી વખતે ખૂબ બૂમાબૂમ અને શોરબકોર કરી નાંખતા. તેમાં કોઇ કોઇ વખત રમુજનું તત્વ ભળવાથી અમને એવા પ્રસંગોમાં કાનજી કાકાના સાનિધ્યમાં રહેવું બહુ જ ગમતું.

✱

નીચે ઓટલા પર આવેલી એમની દુકાનમાંનું મોટું કબાટ ઉપડાવી બીજે માળે દિવાનખાનામાં લાવવાનો નિશ્ચય કાનજી કાકાએ અમારા

આગળ જાહેર કર્યો અને અમોએ એમના એ વિચારને સહર્ષ વધાવી લીધો.

*

કમળા કાકીએ એમનાં પતી દેવને પહેલેથી કહ્યું હતું કે, ફર્નીચર બજારનાં કોઇ અનુભવી મજુરોને બોલાવી કબાટ ઉપડાવો તો સારૂં, પણ, કાકીનું એ કહ્યું કાનજી કાકાએ માન્યું નહી.

*

કાકી કકળાટ કરતાં હતાં કે શેરીના નાકા પરથી ગમે તેવા અણઘડ મજુરોને કાકા ઉપાડી લાવશે તો એમના સસરાના વખતનું હીરા જેવું મોટું કબાટ સાવ ટળી જશે. આવી આવી ઘણીએ સલાહ કમળા કાકીએ આપી. પણ કાકા એકનાબે થયાં નહી. અને એક રવિવારની શુભ પ્રભાતે. નાકા પરથી બે બાણુંકોટી ઘાટીઓને ઉપાડી લાવી માળાના અમો ૭ છોકરાઓની મદદથી કબાટ ફેરવવાની વિધી કાનજી કાકાએ શરૂ કરી દીધી.

*

બે ઘાટીઓ અને અમો ૭ છોકરાઓએ કબાટના એક ભાગ આગળથી બીસ દઇ જોર કર્યું છતાં કબાટ એક તસુ જેટલું પણ ચસ્યું નહિ. એ જુના જમાનાનું જબરજસ્ત અડીખમ કબાટ હતું. ફરી કાનજી કાકા અને ઘાટીઓએ કબાટના આગળના ભાગમાંથી તેને પોતા તરફ ખેંચ્યું અને અમો છોકરાઓએ બાજુમાંથી હડસેલો મારતા કબાટ બાજુમાં ખસવાને બદલે સીધું નીચું આવ્યું, અને કાનજી કાકા ઉપર પડયું. પેલા બે ઘાટીઓ આઘા ભાગી ગયા. કાનજી કાકા બેવડ વળી ગયાં. એમનાં બરડા ઉપર એ જબરજસ્ત બારદાન તોળાઇ રહ્યું. કાનજી કાકાના મોંઢામાંથી રાડ નીકળી પડી. એમની બૂમ સાંભળી કમળા કાકી દોડી આવ્યાં, અરે તમો બધાં બેપાનીઓ તમારા કાકાને મારી નાંખશો, એમ કહી અમને સૌને ટપકો આપવા લાગ્યાં. ત્યાં કબાટ નીચેથી દૂરદૂર ઉડાં ઉડાં કુવામાંથી કોઈ માણસ બોલતું હોય તેમ કાનજી કાકાએ બૂમ મારી કહ્યું કે. "અરે કમુ છોકરાઓ જોડે વિજોડા પછી લડજે, પહેલાં કબાટ મારા બરડા ઉપરથી ખસેડ. પેલા ઘાટાઓ કયાં મુવા ? મારી કમર ભાંગી નાખી."

પહેલાં અમને કાનજી કાકાની દશા જોઇ ખૂબ ગમ્મત ઉપજી હતી. પણ પીઠ ઉપર કબાટનાં ભારથી એમનું મોઢું જે લાલ લાલ થઇ ગયું હતું, તે જોઇ અમારી હાસ્યવૃતી ઓસરી ગઇ અને તેને સ્થાને કાનજી કાકા પ્રત્યે અનુકંપાની લાગણી ઉત્પન્ન થઇ, અમે પેલા બે ઘાટીઓની મદદથી એક બાજુએથી જોર કરી કાનજી કાકાના બરડા ઉપરથી કબાટને બીજી બાજુ હડસેલી નાખ્યું. કાકા કમર દાબતા દાબતા હાશ કરી ઉભા થયા, પણ કબાટ પડતાં પડતાં તેનો એક છેડો કમળા કાકીના પગને લાગતાં એ કળતરાની ચીસ પાડી એક પગે નૃત્ય કરવા મંડયા, અને કાકાના બરડા પરથી કબાટ લેતાં કબાટના બારણાનો ઉપલા અરીસાનો કાચ ભારે અવાજ સાથે ભાંગી ગયો.

*

કમળા કાકી તો પોતાનાં લાગેલા પગને હળદર મીઠું ચોપડવા પાછા ઉપર ચાલી ગયાં, અને અમો કાકાની રાહબરી હેઠળ કબાટ ખસેડવાના પ્રયાસો પાછા આદર્યાં. કાનજી કાકામાં બ્રિટિશ સેનાપતી જેવું લડાયક ખમીર હતું. પોતે કબાટ નીચે દબાઇ ગયેલા હોવા છતાં એમના મોં પર હાર કે શરમની એક પણ રેખા આવી નહોતી. કબાટ નીચેથી પોતે કરેલો કકળાટ પાછા ઉભા થતાં એ સદંતર ભૂલી ગયા હતા. અને કોઇ સેનાપતી નવા પ્રકારે વ્યૂહરચના કરે તેમ કબાટ ફેરવવા નવી બાજી ગોઠવી તેમણે કબાટને ઓરડીમાંથી બહાર કાઢી માળાના દાદર સુધી તો આણ્યું હતું.

*

કાકા પેલા બે ઘાટીઓ અને અમો છોકરાઓને પાનો ચડાવતા હતા. અને મકાન બંધાતું હોય ત્યારે પત્થર ચડાવતા નવગણીયો. "રામાહો રામા રામા" એમ અવાજ કરી જેમ પત્થરનું દોરડું ખેંચે તેમ અમો છોકરાઓ કાકાનું કબાટ જ મારો ધક્કો હાહા" એમ બોલતાં બોલતાં એક દાદર વટાવી બીજે દાદરે ચડાવવા પ્રયત્ન કરીએ છીએ ત્યાં અમારા એક ઘાટીને ઠેસ વાગતાં એ નીચે પડી ગયો. તેની બાજુનો કબાટનો છેડો સામી ભિંત બાજુ ભડકાયો અને કબાટ બે દાદરની વચ્ચે સલવાઇ ગયો અને થોડો વખત સુધી દાદરનો ટ્રાફીક બંધ થઇ ગયો.

ત્રીજા માળનાં ચીમનભાઇ અને કાનજી કાકા વચ્ચે શાબ્દિક યુદ્ધ થયું. ચીમનભાઇને કોઇને મળવા જવાનું એપોઇન્ટમેન્ટ હતું ત્યાં મકાનનાં દાદરમાં જ કબાટે ટ્રાફીક બંધ કરવાથી ચીમનભાઇ ખૂબ ખૂબ ચીડાયાં હતા. અને કાનજી કાકાને ફાવે તેવી ગાળો ભાંડતા હતાં. ઓછામાં પૂરૂં, "બધું ઉતાવળ હોય તો ગટર બાજુની બારી ઉઘાડી નળ પકડી ઊતરી શકાય" એવી કાનજી કાકાએ ચીમનભાઇને સલાહ આપવાથી આગમાં તેલ પડવા જેવું થયું હતું. અને ચીમનભાઇ આખો માળો સાંભળે એમ ઘાંટા પાડી બોલતાં હતાં કે, 'તમારા જેવા બધાને શું ચોર જાણ્યા? નળ પકડી ચડઉતરવાની પ્રેકટીસ તે તમોને હશે. એક તો બારદાન દાદરની વચ્ચે સલવાવી દે છે અને પાછા ગળે પડે છે."

*

કાનજી કાકાએ ચીમનભાઇને કહ્યું કે: "જે થઇ ગયું તે થઇ ગયું." આ કબાટ કેમ બહાર કાઢવું તેનો રસ્તો તમો જ બતાડો. અમો જાણી જોઇને તો આ બારદાન નહીં ગોઠવ્યું હોયને?

*

ચીમનભાઇને આ સૂચના જરા પણ રૂચી નહી. તે ફફડતાં ચટકતાં પાછા તેમની ઓરડીમાં ચાલી ગયા. ત્યાં કાનજીભાઇના અને અમારા સારા નસીબે બે દુધવાળા ભૈયાઓ અને એક મજબુત બાંધાનો શાકવાળો આવી પહોંચ્યા. આ ત્રણ વ્યવહારૂ માણસોએ વસ્તુસ્થિતિ કળી જઇ કંઇ વધુ વાતચીત કર્યા વગર પોતાનાં દૂધના હાંડા અને શાકની ટોપલી એક બાજુએ મુકી પેલા બે ઘાટાઓને યોગ્ય સૂચનાઓ આપી પોતે પણ કબાટને ખંભા લગાડી, એ ત્રણ અને પેલા બે ઘાટીઓ, એ પાંચ જણ મળી ઉપર કાનજી કાકાના દિવાનખાનામાં કબાટ મુકી આવ્યા. અને વધુ નવાઇની વાત એ હતી કે એ કાનજી કાકાએ હેલપાટી તરીકે નહી પણ ઇનામ તરીકે આઠ આઠ આના આપવાની ઓફર કરી તેની પણ એ બહાદુર માણસોએ ના પાડી.

*

આમ કાનજી કાકાના કબાટે એ રવિવારની સવારે અમારા માળામાં ચાર કલાક ભારે સનસનાટી ફેલાવી માળાના ઇતિહાસમાં ભાડૂતોને યાદ રહી જાય એવો પ્રસંગ નોંધાવ્યો હતો.

હિંદની આગેવાન કંપનીઓની હરોળમાં
સ્થાન ધરાવતી વિમા કંપની

# ધી ઇન્ડીઅન ગ્લોબ ઇન્સ્યુરન્સ કંપની લી૦

જેમાં આગ, દરિઆઇ, જીંદગી, અકસ્માત, ધરતિકંપ વિગેરે કામકાજ કરવામાં આવે છે.

—: હેડ ઓફીસ :—

પ્રોસ્પેકટ ચેમ્બર્સ, હોનર્બિ રોડ, કોટ, મુંબઇ.

પ્રમુખ:

સર મથુરાદાસ વિસનજી નાઇટ.

૧૯૪૨ ની સાલની પ્રગતિના બોલતા આંકડાઓ

| | | |
|---|---|---|
| ઉઘરાવાયલી થાપણ | .... | રૂ. ૧૬,૦૦,૧૦૦ |
| ભરપાઇ થએલી થાપણ | .... | રૂ. ૭,૦૦,૦૦૦ |
| શેર હોલ્ડરોની જવાબદારી | .... | રૂ. ૯,૦૦,૦૫૩ |
| પ્રિમિઅમ આવક | .... .... | રૂ. ૨૧,૨૧,૨૫૪ |
| રીઝર્વ ફંડ | .... .... .... | રૂ. ૧૧,૨૩,૪૬૧ |
| કુલ અકસ્યામતો | .... .... | રૂ. ૨૯,૨૧,૫૯૩ |

મૈનેજીંગ ડાયરેકટર

શેઠ શ્રી વિજયસીંહ ગોવીંદજી

એજંસીની શરતો અને અન્ય વિગતો માટે લખો.

# મોટરબસની મુસાફરી

**શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ.**

રોજ સહવારે સાત વાગતાં મોટર બસ વઢવાણ કેમ્પમાંથી ઉપડતી અને સદ્ભાગ્યે ૪ કલાકે, સમભાગ્યે ૫ કલાકે અને દુર્ભાગ્યે ૬ કલાકે અમદાવાદ પહોંચતી. તેમાં મુસાફરી કરવાની મોજ એવી વિરલ હતી કે હિમાલય ઉપર ચડવાની મુસાફરી, તેની તુલનામાં ટ્રામ ગાડીમાં મુસાફરી કરવા જેવી લાગતી. મુસાફરી, માટે મોટર બસ તૈયાર કરવાની કામગીરી પરોઢના ચાર વાગ્યાથી શરૂ થતી. પ્રારંભમાં પાણીની ડોલો ભરીભરીને મોટર બસ ઉપર નાંખવામાં આવતી. એ સ્નાનને પરિણામે મોટર બસના કટાયલા ભાગો ઉપર ચડેલી ધૂળ ધોવાઈ જતી અને કાટ સ્પષ્ટ સ્વરૂપમાં દ્રષ્ટિગોચર થતો.

મોટરબસનું સ્નાન પૂરૂં થઈ જતું એટલે ડ્રાઇવર પોતાને ઘેર જતો. મોટરને સ્નાન કરાવ્યા પછી પોતે સ્નાન કરવાની જરૂર છે એમ તેને ભાગ્યે જ લાગતું, તેથી તે 'ચાહ તૈયાર થઈ છે કે નહિ' એટલું પોતાની સ્ત્રીને પૂછતો અને સ્ત્રી હોટેલની ચાહના હંમેશના ભોગી સ્વામી આજે ઘેર ચાહ પીશે એવું ભાગ્યે જ માનતી હોવાથી તે વખતે જ ચાહ

મૂકવાની તૈયારી કરતી, આથી સ્વામીને ગુસ્સો ચડયા વિના રહેતો નહિ. પત્નિ ઉપરનો ગુસ્સો તે હાથમાં હથોડી લઈને મોટરના ઢીલા થઈ ગયેલા ખીલા અને સ્કૂ ઉપર કાઢતો.

મોટર બસ ઉપડવાને બે કલાકની વાર હોવા છતાં અંધારામાં જ ઉતારૂઓ આવીને પોતાની જગ્યા ખોટી લેતાં. તેમ ન કરે તો પાછળથી જગ્યા મળે નહિ. અમદાવાદ તો ટ્રેનમાં પણ જઈ શકાય, પણ વચ્ચે આવતાં ગામડાંના મારા જેવા ઉતારૂઓનો તો બધો આધાર આ મોટર બસ ઉપર જ હોય અને આજે જો જગ્યા ન મળે .તો પછી ચોવીસ કલાકની તપશ્ચર્યા કરવી પડે એટલે ૨૪ કલાકને બદલે મોટર બસમાં ગોંધાઈ રહેવાની બે કલાકની તપશ્ચર્યા શી ખોટી?

બસનો કંડકટર આવે તે પહેલાં બસ હંમેશાં ભરાઈ જતી. કંડકટર આવતાં જ ચાહ પીધા વિનાના ડ્રાઈવરનો મીજાજ તેના ઉપર ઉમટતો: 'રોજ મોડો ને મોડો આવે છે, ટાઈમસર બસ ઉપાડવી છે કે નહિ?'

'હજી તો બહોત દેર છે' એ કંડકટરના પાન-ચુનાથી ભરેલા મ્હોંનો રોજનો જવાબ હતો.

'જા, ઘરમાં જોઈ આવ, ચાહ તૈયાર થઈ?'

કંડકટરને મન ડ્રાઈવર એ અળખામણું પ્રાણી હતું. કંડકટરનું કામ ઉતારૂઓને ટીકીટો આપવાનું કે જરૂર પડયે બસને હેંડલ મારવાનું હતું, કાંઈ ડ્રાઈવરને માટે ચાહ લાવવાનું ન હોતું, છતાં ડ્રાઈવરની એટલી ખાનગી નોકરી કંડકટરને બબડતાં—બબડતાં કરવી જ પડતી. ડ્રાઈવર એ કામ બતાવતાં બીલકુલ માનતો નહતો કે પોતે તેની પાસે ખાનગી કામ કરાવે છે. ડ્રાઈવરની ચાહ એ બસ ચલાવવા માટે પેટ્રોલના જેટલી જ જરૂરી વસ્તુ છે એમ તે માનતો હતો. ચાહ ન મળે તો ડ્રાઈવર નિર્જીવ બને અને ડ્રાઈવર ન હોય તો મોટર બસમાં પેટ્રોલ ભર્યું હોય તોએ તે શા કામની? એ રીતે જોતાં ડ્રાઈવરની ચાહ પેટ્રોલ કરતાં વધારે અગત્યની વસ્તુ હતી!

ઘડીયાળમાં બેઉ કાંટા બસનો 'સ્ટાર્ટિંગ ટાઈમ' બતાવી આપે એ કાંઈ ખાસ જરૂરની વસ્તુ નથી; પણ ડ્રાઈવરને ચાહ, કંડકટરને પાન અને

બસને પેટ્રોલ મળ્યાં એટલે સમજી લેવાનું કે બસ હવે ઉપડશે. પણ ના, બસના એન્જીનનું ધડપણ તેની આડે આવે છે. કંડકટર પ્રોફેસર રામમૂર્તિનું બળ વાપરીને બસનો હેંડલ ફેરવે છે, વારંવાર ફેરવે છે, પણ એન્જીન ફુંફાડા મારવાની ના કહે છે. ઊતારૂઓ ભલે કંટાળે, પણ ડ્રાઇવર કંટાળતો નથી. દસ–પંદર–વીસ–ત્રીસ મિનિટ સુધી તે એંજીનના ફુંફાડાની આશામાં સ્ટીયરીંગ વ્હીલ સાચવતાં બેસીને પોતાનું કામ કરે છે અને જ્યારે તે કંટાળે છે, ત્યારે કંડકટરને ગાળો દેતો ઉઠે છે, "સાલો હજામ છે...હેન્ડલ મારતાંય આવડતું નથી" અને પછી ડ્રાઇવર પોતે હેંડલ મારવા ઉઠે છે.

આ મોટર બસની મુસાફરી એકવાર મારે કરવી પડી હતી. મારે તલસાણા નામના એક ગામડે જવાનું હતું, અને ત્યાં જવા માટે આ મોટર બસનો આધાર લીધા વિના છૂટકો નહોતો. તલસાણામાં મારી માસીનું ઘર હતું પણ માસા–માસી મરી પરવાર્યાં હતાં, અને તેમનાં છોકરાં ઉપર જમીનદારીનો ઓચિંતો ભાર પડયો હતો એટલે છોકરાંઓને તેમના કામકાજમાં માહિતગાર કરવાને અને જમીન–જાગીરનો વહિવટ તપાસીને ઘટતી વ્યવસ્થા કરી આપવાને છ એક માસથી મારા માતાપિતા ત્યાં જઈ રહ્યાં હતાં. એ કામને અંગે કદાચ વર્ષ–બે વર્ષ પણ તેમને તલસાણામાં રહેવું પડે એવો સંભવ હતો; અને મને તેમણે ત્યાં મળવા આવવાને રાજકોટથી બોલાવ્યો હતો. તલસાણાની મારી તો આ પહેલી જ મુસાફરી હતી.

હું બસમાં બેસવાને વહેલો આવ્યો હતો અને બીજાની પેઠે મેં મારી જગ્યા બોટી લીધી હતી, પરંતુ અંદર બેસીને રાહ જોતાં કંટાળવાને બદલે હું જરા નીચે ઉતરી ફરતો હતો. પરિણામે મારી જગ્યા પર બીજા ઉતારૂએ 'ટ્રેસપાસ' કરી હતી. હું શરમાળ હોવાથી મેં એ ટ્રેસપાસીંગ માટે વાંધો ન ઉઠાવ્યો પણ બેસવાને યત્ન કરવા માંડયો, તેને પરિણામે હું જ જાણે પેલા ઉતારૂની જગ્યા પર 'ટ્રેસપાસ' કરતો હોઉં તેમ તેણે મારી સામે ડોળા કકડાવ્યા, પણ પછી જરા અંગ સંકોડીને મને ફાચરની જેમ વચ્ચે પેસવા દેવાની તેણે કૃપા કરી.

ઊતારૂઓમાં મોટે ભાગે ખેડૂતો, ગામડાંના બ્રાહ્મણો અને રજપૂતો હતા. ત્રણ–ચાર બાઇઓ હતી. જેમાં એક બાજુએ ભાત પાડનારો હું

હતો, અને બીજી બાજુએ ભાત પાડનારી એક જુવાન છોકરી હતી. મારી સામેની હારમાં તે છોકરી બેઠી હતી. તેનાં કપડાં પરથી અને તેના એકંદર દેખાવ પરથી લાગતું હતું તે કોઇ શહેરમાં રહેતી હોવી જોઇએ અને કદાચ અંગ્રેજી શાળામાં બેસીને થોડુંક ભણી પણ હોય.

મોટર બસ ચાલવાની આશાથી ઉત્સાહિત થતાં ઉતારૂઓનાં મોઢાં અને બીજી બાજુએ ડ્રાઇવરનાં એન્જીન ચલાવવા માટે નિષ્ફળ નીવડતા યત્નો, એ જોઇને એ છોકરીને જાણે રમૂજ મળતી હોય એમ તેની આંખોમાં ચમકી રહેલાં તોફાન ઉપરથી જણાતું હતું. 'ફરરર' કરતું એંજીન ચાલતું અને પાછું 'ધબ' કરતું બંધ થઇ જતું, ત્યારે તો તો તેનું હાસ્ય ખરેખર પ્રકટી નીકળતું. કંડકટર અને ડ્રાઇવરને એ છોકરીનું હસવું જોઇને ચીડ ચડતી, પણ એ 'બાઇ માણસ'ને કાંઇ કહેવાની તેમની હિંમત ચાલતી નહોતી.

હાસ્ય એ ખરેખર ચેપી હોય છે. એકવાર તો એ વારંવાર નાફરમાન બનતા એંજીનો 'ધબ' અવાજ સાંભળીને એ છોકરીની સાથે મને પણ હસવું આવ્યું. કંડકટરે મારી સામે ગુસ્સાભરી આંખો કરીને પૂછ્યું: 'તમને હસવું કેમ આવે છે?'

મેં કહ્યું: 'હસતો નથી.'

તેણે સામું પૂછ્યું: 'તો શું રડો છો?'

મેં કહ્યું: 'ના, હું રડતોય નથી ને હસ્તોય નથી, તટસ્થ છું.'

આ પ્રશ્નોત્તરી સાંભળીને છોકરીને ખૂબ હસવું આવ્યું.

હવે ડ્રાઇવર કંડકટરની વ્હારે ધાયો અને બોલ્યો: 'નહિ સાહેબ, તમે હસ્યા હતા એ સાચું છે.'

'ઠીક ભાઇ, ચાલો હું હસ્યો હતો પછી કાંઇ છે?' મેં પ્રશ્નોત્તરી પૂરી કરવાને સ્વિકારી લીધું.

પણ ડ્રાઇવરે ફરી પૂછ્યું; 'કહો, તમે હસ્યા શા માટે?'

મેં કહ્યું: મને લાગ્યું કે 'પેટ્રોલની માપબંધીના આજના દિવસોમાં તમારી મોટર ચલાવવાને તેને તમે બળદ જોડતા હો તો વધારે સારૂં.''

આ સાંભળીને એ છોકરી ખડખડાટ હસી પડી, એટલુંજ નહિ પણ બીજાં ઉતારૂઓ અને ખૂદ કંડકટર પોતે પણ એ હાસ્યમાં જોડાયો. ડ્રાઇવરને તેથી ગુસ્સો ચડયો હશે પણ બધાં ઊતારૂઓના સંગઠિત હાસ્યના મોરચાની સામે થવાની તેની હિંમત ચાલી નહિ.

પણ તેણે પોતાના ક્રોધનું દર્શન કરાવવાને હવે નવો મોરચો ઉઘાડયો. તેણે ફરમાવ્યું: 'બસમાંથી ત્રણ–ચાર જણ નીચે ઉતરો અને પાછળથી બસને ધક્કો મારો!'

હુ બબડયોઃ 'જુઓ આ દશા! હું સરદારસિંગને કહેવાનો છું કે ઘરડા એન્જીનોને બસની નોકરીમાંથી ખસેડીને જુવાન એન્જીનોને તેમની જગ્યાએ બેસાડવાં જોઇએ છે...'

સરદારસિંગનું નામ સાંભળીને ડ્રાઇવર ચમકયો. તે ભાડુતી મોટર-બસના ઇન્સ્પેકટર હતા. ડ્રાઇવર હવે કશું બોલી શકયો નહિ.

કંડકટર અને ત્રણ–ચાર ખેડૂતોના ધક્કાથી મોટરબસે પોતાની મુસાફરી શરૂ કરી. તે વખતે પણ છોકરીને હસવું આવ્યું–અને આ વાર તો તે મારી સામે જોઇને હસી! તે હાસ્ય જોઇને હું ગંભીર બન્યો.

મારા ચહેરા પર તે વખતે કેવી રેખાઓ ઉપસી આવી હતી તે જોવાને મેં મારી બેગમાંથી દર્પણ જરૂર કાઢયું હોત, પરન્તુ જુવાન છોકરીની સમક્ષ એમ કરવું તે કદાચ 'ચાળા' લેખાશે, એમ સમજીને હું એમ ને એમ બેસી રહ્યો.

એ છોકરીની પાસે એક પ્રૌઢ વયની રાજપૂત બાઇ બેઠી હતી, તેણે છોકરીને કોણી મારીને કહ્યુંઃ 'મૂઇ, હજી હસ્યાજ કરે છે! હવે છાનીમાની બેસ!'

પણ છોકરીનું હસવું ખાળ્યું રહેતું નહોતું. તેણે હવે પોતાના હાથમાંનો રૂમાલ મ્હોંએ દાબીને ધીમું ધીમું હાસ્ય ચાલુ રાખ્યું.

બાઇએ મારી સામે જોઇને કહ્યું: "આ છોડીનું આવું તોફાન મનેય કોઇ કોઇ વાર થકવે છે."

"તમારે શું? તેના વરને વેઠવું પડશે!" મેં પણ જરા મજાકમાં કહ્યું.

"એમ વર ક્યાં રસ્તામાં પડયા છે? બે વરસથી અમે તેને માટે વર ખોળીએ છીએ, પણ ક્યાંય ઠેકાણું જ પડતું નથી ને!......"

"કેમ અટકી ગયાં માસી? બોલોને, કહી દોને બધુંય છોકરી જાણે માસીને આહ્વાન કરતી હોય તેમ બોલી.

"બીજું વળી શું કહેવાનું છે?" માસીએ પૂછ્યું.

"કેમ નહિ? ઘણું–બધું કહેવાનું છે! તમારી વીજુએ નાકની વાળી ખોઇ તેથી તેના વરે તેને ઘરમાંથી કાઢી મૂકી છે, તમે નાનાં હતાં ત્યારે મારા માસાના હાથની લાકડીઓ ખાતાં હતાં, તમારી સાસુ તમારી પાસે છાણાં થપાવતાં હતાં અને પોતે હીંચકે બેસીને હીંચ્યા કરતાં'તાં, એવું બધું એમને કહોને......"

હું હસ્યો.

બાઇ પણ હસી અને બોલી: "હા, અમે તો માર ખાધો છે અને છાણાંય થાપ્યાં છે, અને તારેય એ દિ' જોવા પડશે, સમજીને? આ છોડીની બધી વાતો મને તો જુની આંખે નવાં કૌતક જેવી લાગે છે, પણ એને તો જાણે કશું લાગતું જ નથી. એ તો સમજે છે કે આખી દુનિયાએ પોતાના જેવાં જ ભણેલાં–હાવકાં ને ડાહ્યાં ડમરાં થઇ જવું જોઇએ! પણ એમ તે કાંઇ બને છે? સૌ પોતપોતાની રીતે ચાલે."

"હા, સૌ પોતપોતાની રીતે ચાલે, અને હું મારી રીતે ચાલું." છોકરી વચ્ચે બોલી.

"પણ તારી જ રીતે ચાલે, એવો વર કાંઇ રેઢો પડયો છે? તારે વરની રીતે ચાલવું જોઇશે, સમજીને!"

ઊતારૂઓમાં એક વૃદ્ધ બ્રાહ્મણ છેક ખૂણામાં બેઠો હતો તે બોલ્યો: "ભાણેજીએ માસીબાને કોઇવાર મૂઝવ્યાં હોય એમ લાગે છે!"

માસીબાને આ સહાનુભૂતિએ ઉત્તેજ્યાં એટલે તે બોલ્યાં: "હા ભાઇલા! મને મૂંઝવવામાં આ છોડીએ બાકી રાખી નથી. તેનાં મા–બાપ નથી, એટલે તેને મેં મોટી કરી છે, અને ગોંડળની અંગ્રેજી નિશાળે ભણાવી પણ છે. બે મહિના પહેલાં અમે બેઉ માણસે તેને માટે એક વર

શોધી કાઢયો. ખાસો મજાનો જુવાન હતો, પોલીસમાં જમાદાર હતો, પણ આ છોડીએ તેને પરણવાની ના કહી. એણે સાંભળ્યું હશે કે તેનો સ્વભાવ બહુ આકરો છે. બસ, આટલા ઉપરથી જ તે હઠ લઇને બેઠી કે એ જંગલી જમાદાર મને ન જોઇએ, અને તેથી અમારે એ વાત છોડી દેવી પડી."

"નવાઇની વાત છે, તો પછી તેને કેવો વર જોઇએ છે?" મેં મમરો મૂકયો.

આ સાંભળીને છોકરીના ચહેરા પર કાંઇક લજ્જાળુતા પ્રકટી, પછી તેણે મારી સામે કરડી આંખે જોયું અને છેવટે માસીને કહ્યું: "એ પણ કહી દોને માસી! બાકી શાને રાખો છો? એમ ઠેકાણે-ઠેકાણે કહેવાથી કદાચ કોઇ હરિનો લાલ ગોર મળી આવે અને દક્ષિણા મેળવવાને તમારો ભાર, મૂંઝવણ, અકળામણ, બધુંય ઊતારી નાંખે!"

ભાણેજીના એ ટોણા ઉપર સ્મિત કરતાં માસીએ આગળ ચલાવ્યું: 'મારી ભાણેજીને તો વર જોઇએ છે કે જે તેના કહ્યામાં રહે, તેનું પાયું જ પાણી પીએ, વળી રાંધણું પણ કરે અને વખત આવ્યે પોટલું ઉપાડીને પણ તેની સાથે હીંડે!'

ભાણેજીએ રીસે ભરાઇને માસીના વાંસામાં ધબ્બો માર્યો, પણ તુરત તેના સ્મિતે રીસને વેરી નાંખી! બસમાંના ઉતારૂઓને પણ માસી-ભાણેજીની આ મીઠી લડવાથી જરા મોજ પડી. મનેય હસવું આવ્યું. મેં કહ્યું: 'જો તેને એવો વર જોઇતો હોય તો તેણે સો-પચાસ વરસ રાહ જોવી જોઇશે! રાંધણું કરે અને પોટલાં ઉપાડે એવો વર આ જમાનામાં તો નહિ મળે! મને લાગે છે કે તમે તમારી ભાણુજીને અંગ્રેજી ભણાવીને હવે પસ્તાતાં હશો.'

માસી બોલ્યાં: 'હા ભાઇ, એ આવું-આવું કરે છે ત્યારે મને ભણતરને ગાળો ભાંડવાનું મન થાય છે. અમે તો બાઈ, કશુંય ભણ્યાં નહોતાં અને કાગળનું સરનામુંય વાંચી શકતાં નહી, તોય અમને પરણતાં કાંઇ વાર લાગી નહોતી; અને આજકાલની છોડીયું...જવા દો એ વાત!'

ભાણેજીએ ટહૌકો કર્યો: 'કેમ વળી જવા દો? કહી નાંખોને,

આજકાલની છોડીયુંની પારાયણુ મેં તો તમારે મ્હોંએથી ઘણી વાર સાંભળી છે, પણ આ બધાં ક્યારે સાંભળશે?'

'ઉંહું', મારે કંઈ કહેવું નથી, કહીને વળી પાછો તારો બીજો ધપૂખો ખાવો પડે!'

ઉતારૂઓ ખડખડાટ થવાથી રીસાયલી મોટર બસનો ખડખડાટ એકાએક બંધ થઈ ગયો! મોટર બંધ પડી ગઈ.

ઉતારૂઓનાં મ્હોં રમૂજમાંથી એકદમ ચિંતામાં ઢળી પડયા. કંડકટરે ડ્રાઇવર સામું જોયું અને ડ્રાઇવરે કંડકટર ભણી જોયું. ડ્રાઇવરનો ચહેરો ગુસ્સાભરેલો જોઇને કંડકટર બસમાંથી નીચે ઉતર્યો અને બસમાં પડેલો હેંડલ લઇને ચાલ્યો. હેંડલ લગાવ્યો, જોરથી ફેરવ્યો, પણ એંજીને જવાબ આપ્યો નહિ! 'અંદર દેખ, અંદર" એવો ડ્રાઇવરનો હુકમ મળતાં તેણે ઢાંકણું ખોલીમે જોયું અને ચૂકાદો જાહેર કર્યો: "પેટ્રોલ ખલા...સ!'

'પેટ્રોલ ખલાસ?' ડ્રાઇવરે આશ્ચર્યથી પુછ્યું.

'હા ખલાસ!' કંડકટરે કહ્યું.

મોટર બસ રસ્તામાં અટકી પડવાનું કારણ નક્કી કર્યા પછી બીજી કશી જવાબદારી ડ્રાઇવર કે કંડાકટરને માથે રહેતી નહોતી! તેઓ પોતપોતાની જગ્યાએ ટંડે પેટે બેસી રહ્યા, પણ ઉતારૂઓના કાળજામાં તો કકળતું તેલ રેડાયું હતું. મેં થોડીવાર રાહ જોઇને બૂમ મારતાં કહ્યુ: 'અરે ડ્રાઇવર! આનો અર્થ શું?'

તેણે જવાબ આપ્યો: 'પેટ્રોલ નથી, સાહેબ!'

મેં પૂછ્યું: "કાંઈ વધુ પેટ્રોલ સાથ રાખ્યું નથી?"

"ના, પેટ્રોલની માપબંધી ચાલે છે, ફાજલ પેટ્રોલ મળતું નથી. મેં માપસર પેટ્રોલ ભર્યું હતું, પણ ટાંકીમાંથી ઝરી ગયું હશે."

"ત્યારે હવે તમે શું કરશો?"

"કશું નહિ. નજીકમાં તલસાણા નામનું એક ગામડું છે ત્યાં પેટ્રોલ મળતું નથી. અમદાવાદથી અમારી બીજી મોટર સામી આવશે તેની પાસે કદાચ ફાજલ પેટ્રોલ હશે તો જોઇશું."

"એ મોટર કયારે આવશે?"

"બે વાગતાં આવશે, નહિ તો ચાર વાગતાં તો જરૂર આવશે. તમારી ઇચ્છા હોય તો ત્યાંસુધી થોભો, અને ઉતાવળ હોય તો ઊતરીને ચાલવા માંડો! તમારે તલસાણે જવું હોય તો તે બહુ દૂર નથી."

"કેટલું છેટું છે?"

"દોઢ–બે ગાઉ!"

"દોઢ, બે ગાઉ? ચાર માઇલ! પણ પાછળ તમારી બીજી બસ આવવાની હશે ને?"

"નહિજી, ઇજારો અમારો જ છે અને પરવાનો એક એક મોટર દોડાવવાનો છે." ડ્રાઇવરે ગર્વપૂર્વક કહ્યું અને તુરતજ તેણે ઉતારૂઓને પોતાનો ઢંઢેરો સંભળાવ્યો: "ચાલો ભાઇઓ, ઉતરી જાઓ! પેટ્રોલ ખલાસ થઇ ગયું છે! જેને જવું હોય તે ચાલવા માંડો અને પાછા વઢવાણ કેમ્પમાં જવું હોય તો સામેથી મોટર આવે ત્યાંસુધી ભલે થોભો!"

હું તો ચોંકી જ ગયો. આમ અધવચ ઉતરી જવું અને ચાલવા માંડવું એટલે શું? ઠેઠ અમદાવાદ પહોંચવા માંગનારાઓએ પાછા વઢવાણ કેમ્પ જવા માટે બે કે ચાર વાગતાં સુધી થોભી જવું એ શું મુસાફરો માટે ઓછી ગંભીર વાત હતી? પણ ઠેઠ અમદાવાદ જવા માટેનો કોઈ ઉતારૂ બસમાં હતો જ નહિ. માત્ર નજીકનાં ગામડાંના ઉતારૂઓ જ હતાં, અને તેઓ બધાં મોટર બસની અધવચ અટકી જવાની કામગીરીથી સારી પેઠે માહિતગાર હતાં, એટલે સૌએ ઉતરી પડીને અને ગાંસડા–પોટલાં માથે ઉંચકીને પોતપોતાનો રસ્તો માપવા માંડયો! કંડકટર અને ડ્રાઇવર બસની અંદર લાંબા થઇને આરામ લેવા લાગ્યા.

પેલી રજપૂત બાઇ બસમાંથી ઉતરી ઉભી, તેની ભાણેજી પણ ઉતરી, બાઇના વદન પર ચિંતા હતી અને ભાણેજીની એક વાર તોફાની આંખોમાં હવે ભીતિ આવી વસી હતી. હું હાથમાં બેગ લઇને ઉભો હતો અને હવે શું કરવું તેનો વિચાર કરતો હતો.

મેં બાઇને પૂછયું: "માજી, તમારે કયે ગામ જવું છે!"

'તલસાણે.'

મેં કહ્યું: 'મારે પણ તલસાણેજ જવું છે, પણ હું કોઈવાર તલસાણે ગયો નથી અને કયે માર્ગે જવાથી તલસાણું આવશે તેની મને ખબર નથી.'

'તલસાણું આખ્ખું ઉગમણી દશે, પણ ચાલ્યા વિના કાંઈ સામે આવીને ઉભવાનું નથી...' પોતાની ભાણેજીને તેણે કહ્યું: આ ટ્રંક મારે માથે ચડાવ.'

મેં ચિંતાતુર થતાં કહ્યું: 'પણ ડ્રાઇવર તો કહે છે કે અહીંથી બે ગાઉ ચાલીએ ત્યારે તલસણું આવે.'

"બે ગાઉ શાનું ?" બાઈએ કહ્યું: "એની મોટર ફેરમાં જાય એટલે એને એમ લાગે. તલસાણું તો આ રહ્યું–ગાઉક ભોં હશે !"

બાઈએ માથે ટ્રંક ઉપાડી ચાલવા માંડયું. તેની ભાણેજીએ કપડાંની ગાંસડી હાથમાં પકડીને તેની પાછળ–પાછળ જવા માંડયું. તલસાણે પહોંચવા માટે તો એ બેઉ જ મારા માર્ગદર્શક–ભોમિયાની ગરજ સારે તેમ હતું, એટલે હું પણ બેગ હાથમાં પકડીને તેમની પાછળ હીંડયો: જાણે 'યુનિવર્સિટીની ટ્રેનિંગ કોર'માં ચાલવાની કવાયત કરતાં ડગલાં ભરતો હોઉં ! ખરેખર, તે વખતે મને કોલેજમાં કરેલી કવાયત જ યાદ આવી.

બાઈ તો માથે ટ્રંક ઉપાડીને જાણે દોડતી જ ચાલતી હતી. તેને એવી રીતે ભાર ઉપાડવાનો સારો અનુભવ હશે એમ દેખાઈ આવતું હતું. પણ તેની ભાણેજીની દશા જૂદી જ હતી. તે ગાંસડી હાથમાં લટકતી ઉપાડીને ચાલતી હતી પણ હાથ થાકી જતા હતા એટલે વારંવાર ડાબા–જમણી કરવી પડતી હતી. કોઈ વાર તે ગાંસડીને કમરે લેતી–જાણે ગરબે ઘૂમતાં ઉપાડેલો ઘડૂલો ! પણ ભારે ગાંસડી એમ કેટલોક વખત રહી શકે? ગાંસડી વારંવાર સરકી જતી અને હીંડતાં મુશ્કેલી પડતી હતી.

હું તેમની પાછળ પાછળ ચાલતો હતો એટલે મને છોકરીની એ ગાંસડી સાથેની લડત કાંઈક રમૂજ ઉપજાવતી હતી. અર્ધોક માઇલ ગયાં હોઈશું, એટલી વારમાં તો તેણે કેટલીય વાર ડાબા–જમણી કરી અને કેટલીય વાર કમરે ગાંસડી ટેકાવવા મંથન કર્યું. પછી તેને થાક લાગ્યો

હોય એમ જણાયું. એક ઝાડ આવ્યું. તેની હેઠળ પહોંચતાં તેણે ગાંસડી નીચે મૂકી અને એકાદ મિનિટ ઊભા રહી થાક ખાધો. પછી તો તેણે ગાંસડી માથે ઉંચકીને જરાએ તકલીફ વિના માસીની પાછળ ચડપ ચડપ ચાલવા માંડ્યું!

એની એ ચાલે જ મને તેનાં અંગોપાંગના લાવણ્યનો સાક્ષાત્કાર કરાવ્યો. મહિયારીઓ માથે દૂધની વટલોઇઓની દેગરડી ચડાવીને જેવી ડોલતી–મલપતી ચાલે છે, તેવી જ તેની ચાલ હતી.

થોડાંજ ડગલાં હું તેની પાછળ હતો અને માશી જરા આઘાં હતાં, એટલે મને સહેજ રમૂજ કરવાનું મન થયું. મેં કહ્યું: "આ મહિયારીની કળાએ કેટલી બધી તકલીફ ટાળી નાંખી?"

'હૂં ઉં ઉં...' તેણે જરા સ્મિત કર્યું.

પણ થોડે દૂર જતાં જ મેં જોયું કે છોકરીનું અંગે અંગ પરસેવાથી નીતરી રહ્યું હતું, તેનું વદન લાલચોળ થઇ ગયું હતું, ગાલ પર પરસેવાનાં ટીપાં હશે પણ મને તે આંસુ જેવા લાગ્યાં, એટલે મને ખરેખરે એની દયા આવી. આ બિચારી છોકરી ભલે ખડતલ રજપૂત કોમમાં જન્મી હોય, પણ તે સુંવાળપમાં ઉછરી છે એટલે બોજો ઉંચકીને હીંડવાની તેને ટેવ નથી અને આજે તેની ખરી કસોટી થઇ રહી છે એમ મને લાગ્યું. મને તેને મદદ કરવાનું મન થયું, પણ એ જવાન છોકરીને 'લાવ તારી ગાંસડી હું ઉંચકી લઉં' એમ એકદમ કહેવાની હિંમત હું કરી શકયો નહિ. મેં બાઇને કહ્યું: 'માજી, તમારો ટ્રંક લાવો, હું ખાંધ પર ઉંચકી લઉં.'

હું જાણતો જ હતો કે તે મને ટ્રંક ઉંચકવા આપશે નહિ, પણ પોતાની ભાણેજીથી ગાંસડી ઉંચકી શકાતી નથી તે તે જાણતી હોવાથી તે ગાંસડી ઉંચકવાનું મને કહેશે, અને ખરેખર, બન્યું પણ તેમજ. તેણે કહ્યું: 'મારો ટ્રંક તો હું ફૂલની પેઠે ઉંચકીને ચાલું તેવી છું, પણ આ છોડીથી ગાંસડી ઉંચકીને ચલાતું નથી...'

'લાવો ત્યારે એ ગાંસડી.' એમ કહીને મેં છોકરીના માથા પરથી ગાંસડી ઉપાડી...

'નહિ, નહિ, કશી જરૂર નથી. હું ઉપાડી શકીશ. અમારે ખાતર તમારે શીદને હેરાન થવું જોઇએ?'

એમાં હેરાન શું થવાનું છે? એમ હોય તો ભલે મારી બેગ તમે ઉપાડી લ્યો!' એમ કહેતાં બેગ મેં તેના હાથમાં આપી અને ગાંસડીની ઉપરની ગાંઠ ઢીલી કરીને ગાળો બનાવ્યો, પછી એ ગાળો ભેરવીને મેં ચાલવા માંડયું.

હાથમાં બેગ રાખીને તે હવે થાક–કંટાળા વિના ચાલી શકતી હતી. ખભે ભાર ઉપાડીને ચાલવાનો મારો આ પહેલો જ અખતરો હતો. ગામડાના લોકો આ ભાર આસાનીથી ઉંચકીને ચાલે છે એમ જોએલું ઘણી વાર, પણ જાતે અનુભવેલું નહિ. મારો અખતરો જોઇને છોકરીને હસવું આવતું હતું તે હું બાડી આંખે જોઈ લેતો હતો, પરન્તુ તે મારા કળવામાં તે માટે સાવધ રહેતી હતી.

છેવટે તલસાણા આવ્યું. કેવું ક્ષુલ્લક ગામડું! પિતાજી આવા ગામમાં મહિના ને મહિના કેમ ગાળી શકતા હશે એમ મનમાં થયું. ગામના પાધરમાં એક કૂવાનો કોસ ચાલી રહ્યો હતો અને નિર્મળ જળ ખાળીયામાં વહી જતું હતું. મને થાક લાગ્યો હતો, પરસેવાથી કપડાં રેબઝેબ થઇ ગયાં હતાં, તેથી એ કૂવાના થાળમાં બેસીને નાહું તો ઠીક, એમ મનમાં થયું એટલામાં પાછળથી બૂમ આવી: 'અરે બેટા રામસિંગ! તું ક્યારે આવ્યો?'

તે મારી માતાનો સ્વર હતો. ગાયોને ધણમાં મૂકીને તે ઘર તરફ પાછાં ફરતાં હતાં. મેં જવાબ આપ્યો: "તમે જુઓ છો ત્યારે જ આવ્યો!"

પણ મારો જવાબ સાંભળવાની તેમને કાંઈ પરવા નહોતી; તે તો પેલી બાઇ અને તેની ભાણેજીને સત્કારવામાં રોકાઇ ગયાં હતા. 'તમે આવ્યાં માનકુંવરબાઇ? કેમ, ફૂલકુંવર! મજામાં છો ને?'

આ બેઉને માતુશ્રી પિછાણતાં હોય એમ મને લાગ્યું. મેં માતાને પૂછ્યું: 'એ કોણ છે?'

'એ માનકુંવર આ ફૂલકુંવરનાં માસી થાય. ફૂલકુંવરને મેં અને તારા બાપુએ તારે માટે પસંદ કરેલાં છે, પરન્તુ તને દેખાડયા વિના ચાલે

નહિ, એટલે એ માસી ભાણેજીને મેં અહીં બોલાવ્યાં અને તને આવવા માટે રાજકોટ તાર કર્યો. પણ તારે ખભે આ પોટલું શાનું છે, રામુ!'

'તે મારૂં નથી, એમનું છે!'

'ઓ...હો!' માતુશ્રી હસી પડયાં: 'ત્યારે તો પરણ્યા પહેલાં જ તેં તો પોટલું ઉંચકવાની નોકરી બજાવવા માંડી!'

હું સ્તબ્ધ બની ગયો. માસી પણ હસી પડયાં. મેં ફૂલકુંવરની તરફ જોયું કે તે હશે છે કે નહિ! તેના વદનમાં હાસ્ય નહોતું, તે દૃષ્ટિને આડી વાળીને બાજુએ ઊભી હતી, પરન્તુ તેની સ્નિગ્ધ આંખના ખૂણામાંથી જે તીક્ષ્ણ કિરણ પ્રકટીને મારી આંખમાં પ્રવેશતું હતું તે જાણે મને એમ કહી રહ્યું હતું કે: 'રામસિંગજી! ફૂલકુંવરનાં પોટલાં તમારા જીવનને પુલસમાં હળવાં બનાવશે, હોં!'


# હોઝીયરી

## જથ્થાબંધ વેપારીઓને

—તક—

સીંગ્લેટસ,
સ્વેટર્સ
સોકસ
સ્ટોકીંગ્ઝ
પુલોવર્સ
ચડ્ડી
સ્પોર્ટશર્ટ્સ
વગેરે વગેરે.

તમારી જરૂરીયાત વાસ્તે આજેજ આજેજ મુલાકાત લ્યો. તમારી પાસેથી કોઇ પણ જંગી જથો ખરીદીશું.

નમુના અને દર સાથે મળો અગર લખો

**એસ. મનસુખલાલ એન્ડ કું.**

૧૧૦, ચકલા સ્ટ્રીટ,

મુંબઈ.

# "હિંદ છાપ" એનામલનાં રંગબેરંગી

ઉંચી કવોલીટીના દરેક સાઇઝમાં
બનતા વાસણો તથા સાઇન બોર્ડસ

વધુ વીગત માટે લખોઃ-

## ધી ઈન્ડીઅન એનામલ વર્કસ લીમીટેડ.




મેનેજીંગ એજન્ટસઃ-

**અમૃતલાલ ઓઝા એન્ડ સન્સ લી.**

ગ્રેટ સોશીયલ બીલ્ડીંગ, ૬૦ સરફીરોઝશાહ મહેતા રોડ, મુંબઇ, ટે. નં૦ ૩૦૯૬૪.



તમારા અને કુટુંબના સંરક્ષણ માટે જીંદગીનો વીમો
એક અણમોલું સાધન છે.

- પોલીસીની ઉદાર શરતો
- એજન્ટોને કાયમી અને બીનતકરારી રીન્યુઅલ્સો
- કાબેલ અને અનુભવી મેનેજમેન્ટ

પેટ્રન—ના. મહારાજા જામ સાહેબ સર દીગ્વીજયસીંહજી બહાદુર

પ્રમુખ-શેઠ અમરૂતલાલ ઓઝા

# ધી ગ્રેટ સોશ્યલ લાઇફ એન્ડ જનરલ એસ્યોરન્સ લી૦.

હેડ ઓફીસ-સર ફીરોઝશાહ મહેતા રોડ, ગ્રેટ સોશીયલ
બીલ્ડીંગ, કોટ, મુંબઇ. ટે. નં. ૩૦૯૬૪.

# ગો મ તી મા.

## શ્રી. કરસન માણેક

નારણને પરણાવીને ગોમતીમા ઘરે આવ્યાં, તે વખતે જમરાજાએ પોતે જ આવીને તેમને પૂછ્યું હોત કે 'ડોશી, હવે શો વિચાર છે?' તો આનંદના આંસુઓથી છલકાતી આંખોએ તેમણે જવાબ દીધો હોત કે, 'મા'રાજ, હવે ભલે મને શ્રીજીના ચરણમાં ઉપાડી લ્યો! મારા નારણને ફુલફટાકીયા જેવી વહુ મળી ને મારૂં જીવ્યું લેખે લાગ્યું!'

અને સાચે જ મોતી ફુલફટાકિયા જેવી હતી. સગાંસંબંધી, આડોશીપાડોશી, મિત્રોસ્નેહીઓ, જેમણે જેમણે પાનેતર ઉંચું કરી સત્તર વરસની એ નવવધૂનું ચંદ્રમા જેવું મ્હોં જોયું તેમણે સૌએ ગોમતી ડોશીની રૂપપરખના ફેરવી ફેરવીને અને મ્હેલાવી મ્હેલાવીને વખાણ કર્યાં. એ સૌની વધામણીઓના જવાબમાં ગોમતીડોશી તો એક જ વચન કહેતી: 'શ્રીજીએ જોડી મેળવી છે!'

નારણના આમ આડકતરાં વખાણ કરવામાં ગોમતી 'સીદીભાઇને સીદકાં વ્હાલાં' જેવું નહોતી જ કરતી. એ તો જેણે નારણને જોયો હોય તે જ કહી શકે. અઢાર ઓગણીશ વરસનો દીઠે જ ગમી જાય એવો એ છોકરો! ત્રણ મહિના પહેલાં જ હજુ એ મેટ્રીકમાં પાસ થયો. પછી તરત જ,

અઘોર બેકારીના આ જમાનામાં એને ત્રીશ રૂપીયાની નોકરી મળી. અને ઉપરથી આ રૂપનો કટકો! ભગવાન જ્યારે ત્રુઠવા બેસે છે ત્યારે આધુંપાછું વળીને ઓછો જ જુએ છે?

*

અને ડોશીનું તપ પણ કંઈ જેવું તેવું ન્હોતું. ત્રણ મહિનાના નારણનો બધો ભાર ગોમતીને માથે નાંખીને માધવદાસ શેઠે જ્યારે સોડ તાણી, ત્યારે ધારતું યે કોણ હતું કે અણગમતા વરની એ પહેલી અને છેલ્લી, પણ જરા મોડી પ્રસાદીને ખાતર, ગોમતી કાયાપલટ કરી નાંખશે! અત્યારે તો હવે અકાળે ઘરડાં થએલાં એના ગાત્રોમાં તમને એ જવાન ગોમતીનો અણસારો સરખો ય ક્યાંથી દેખાય? બાકી તે વખતે તો એની જુવાની હિલોળે ચડેલી! ત્રીજા વરની પત્ની થઈને એ માધવદાસ શેઠને ઘેર આવી ત્યારથી, તે ઠેઠ તે પછી દશ વરસે શેઠ અને શેઠાઈ બન્ને ગુજરી ગયા ત્યાં સુધી, ગોમતીએ જોબનનો તાશેરો જ બોલાવેલો! શેઠની ટાઢી ઠારતા ડાઘુઓમાંના બે ચારે તો શરત પણ બકેલી કે "છ મહિનાની માલીકાર જો એ કોઈને લઈને હાલી ન જાય તો આ મૂછો જ મુંડાવી નાખું!"

પણ પોતાની ખાતર મૂછો મુંડાવવી પડે એવો અવસર ગોમતીએ કોઈને ન આવવા દીધો. શેઠની પ્રાણપોક મૂકાણી અને ગોમતીએ નાકની નથ અને હાથની ચુડીઓ ઉતારીને પટારામાં મુકી દીધાં તેની સાથે જ જાણે તેણે પોતાની જુવાનીને પણ ઉતારીને પટારામાં પુરી દીધી! નારણ મોટો થશે અને ઘેર ફુલફટાકિયા જેવી વહુ આવશે ત્યારે એને અને એની વહુને પાછી એ વસ્તુઓની જરૂર પડશે જ ને!

પણ ગોમતીની એ ગાંડી જવાનીના દિવસો આજે તો કોઈને સાંભરતા પણ નથી; અને કોઈ અજાણ્યા માણસ પાસે એની વાત કરો તો એ તમને નિન્દાખોર કહીને ધુતકારી પણ કાઢે! નારણને માટે હાડકાં નીચોવી નાખનારી અને જીવનના છેલ્લા ઓગણીશ વરસ એક શ્રીજીને આધારે જીવી કાઢનારી ગોમતીને માટે આવી વાતો! અરેરે, કહેતાં તમારી જીભ કેમ કપાઈ જાતી નથી! ટુંકામાં 'ઈશ્વરના ઘરના એ માણસ'ને માટે અત્યારે તો સૌના મનમાં એક જ ભાવ છેઃ આદર.

માટે જ તો છેલ્લાં બે ત્રણ વરસ થયા ગોમતીના ઘરનો ઉમરો દીકરીઓની માતાઓના પગથી ઘસાઈ ગયો હતો! નહિતર આથમી ગયેલી શેઠાઈવાળી રાંડીરાંડના દીકરાને ઘેર ગ્રોડીયું બંધાવવા માટે અધીરું પણ કોણ હોય! પણ આ તો વકીલો, દાકતરો,—અને શેઠિયાઓના ઘરનાં સુદ્ધાં, ગોમતીને આંગણે છાણા થાપતાં બેઠા હતાં! દીકરીને સુખમાં નાખવાની કોની ઇચ્છા ન હોય ભલા! અને નારણનું સગપણ ક્યારનું યે થઇ ગયું હોત...

પણ ગોમતીમાને પસંદ પડે ત્યારે ને! કોઇ કુલીન હોય તો કેળવણીના ઠેકાણાં નહી અને કેળવણી હોય તો કાયાના ઠેકાણાં નહિ! અને ગોમતીમાને તો ત્રણે જોઇએ: કુલીનતા, કેળવણી અને કાયા! એ તો મોતી ન મળી આવી હોત તો ગોમતીડોશી હજુ બે ચાર વરસો ખેંચી કાઢત! એમ ક્યાં એમનો નારણ હજુ મોટો થઇ ગયો હતો!

*

અને વાતે ય સાચી! નારણ હજુ મોટો થયો ન્હોતો; અને ગોમતી ડોશીને મન તો, કોઇ દિ મોટો થવાનો યે ન્હોતો!

'પોતાને ભૂખ–તરસ લાગી છે કે નહિ તેની યે એને ક્યાં ખબર પડે છે!... એને તો માત્ર એક ભણ–ભણ ને ભણ! ન રમવાનો શોખ, ન ભમવાનો શોખ! નહી દોસ્તો કે નહી સાથીઓ! નિશાળેથી ઘેર અને ઘેરથી નિશાળે! પહેરાવો તે પહેરે, ખવડાવો તે ખાય અને...પરણાવો તેને પરણે!'

છેલ્લા શબ્દો બોલતાં ડોશી નારણ સામે જોઇને હસી પડતાં ને નારણના ગાલ ઠેઠ કાનની બુટ સુધી કસુંબલ રંગે રંગાઇ જતાં અને આંખો નીચી ઢાળીને તે ત્યાંથી ચાલ્યો જતો–ઘરના કોઇ બીજા ખૂણામાં ભરાવા–અને મલકતે મ્હોંએ ડોશી સાંભળનારાઓ પાસે આગળ ચલાવતાં: 'જોયું ને! છે જરાય કળજુગ એનામાં? શ્રીજીની મહેર છે, બાઇ–નહિંતર આ જમાનામાં...ભલું પૂછવું!'

*

હવે નારણમાં કળજુગ આવ્યો હતો કે કેમ તે તો ભગવાન જાણે! પણ મોતી તેને બહુ ગમતી!

એમ તો ડોશી જે જે ચીજો તેને માટે લાવતાં તે બધી યે તેને ગમતી:

ડોશીની પસંદગીમાં જ નારણને એક પ્રકારની અગમ્ય શ્રદ્ધા હતી! પણ આ મોતી તો અદ્દભૂત જ હતી!...

પહેલી જ રાતે એ તો ઓરડીમાં આવીને નારણની અડોઅડ ઢોલીઆ ઉપર બેસી ગઈ. નારણભાઈને બોલવાનો મહાવરો એક બા સાથે અને બીજો નિશાળના માસ્તર સવાલ પૂછે ત્યારે! એ તો ચકળવકળ જોઈ જ રહેલો! મનમાં ઘણું યે થાય કે બોલું બોલું! પણ શું બોલે! ક્યાંથી બોલે! તાળવે ચોંટી ગયેલી જીભ ઉપડે ત્યારેને! એ તો સારૂં થયું કે મોતીએ જ પહેલ કરી, નહિતર એમ ઢોલીઆની ઇસ ઉપર જ બેઠા બેઠા વ્હાણું વાઈ જાત!

નારણ તો બસ મૂગ્ધ જ થઈ ગયો: મોતીનાં નેણ ઉપર, મોતીના હોઠ ઉપર, મોતીના દાંત ઉપર, મોતીના બોલ ઉપર...

ડોશીમાએ નાનપણમાં એને અનેક ઢીંગલીઓ આપી હતી! કેટલીક તો ચાવી દેતા ચાલે અને આંખોની કીકીઓને આમતેમ ફેરવે એવી પણ હતી! પણ અજબ હતી આ ઢીંગલી! એણે તો માળીએ એક રાતમાં જ નારણનું નારણપણું કાઢી નાખ્યું! અથવા કહો કે કાઢી નાખવાની શરૂઆત કરી!

*

સવારે રસોડામાં એને ચા પાતાં પાતાં ગોમતી ડોશીએ નારણની આંખોમાં આગલી રાતનો આખો અહેવાલ વાંચી લીધો! દરરોજ માની સામે જડાઈ રહેતી નારણની આંખો આજે એની આંખો ચૂકાવી ઘરની વખતો વખત જાણે જડતી લીધા કરતી હતી. ઘર જાણે નારણને મન આજે એકાએક જોઈએ તેના કરતાં મોટું લાગતું હતું! એક બે વાર તો એની રકાબીમાંથી ચાંપુ એક ચા પણ ઢોળાઈ ગઈ!

'જો, જો ઢોળાય છે, ગગા!' ડોશીના વેણે નારણના ચ્હેરા ઉપર નારંગીના બધાય રંગો પાથરી દીધા! અને મ્હોં સુધી આવેલું–'એક રાતમાં જ આટલો કળજુગ......' એ વાક્ય પાછું અંતરમાં ઉતારીને

ડોશીએ 'મોતીવહુ, એ મોતી વહુ, આવો દીકરા ચા પી લો !' એ વાક્યને લ્હેકાથી મોતીની તલાશમાં પાડવ્યું......

ને નારણ ચૂપચાપ ચા પીને રસોડાની બહાર નીકળી ગયો!

*

પરણ્યા પછી બીજા દિવસથી મોતીએ તો ઘરનું બધું યે કામકાજ સંભાળી લીધું ! ડોશીને રસોઇ કરતાં ન્હોતી આવડતી એમ તો એના દુશ્મનો પણ ન કહી શકે ! મોહનથાળ ને માલપુડા, દુધપાક ને શ્રીખંડ, બિરંજ ને બદામપાક, જાતજાતના અને ભાતભાતના મિષ્ટાન્નો એ તો ગોમતીડોશીને મન ડાબા હાથના ખેલ સમાન હતા !...... પણ મોતી તો સ્પેશ્યાલીસ્ટ હતી ફરસાણોની !

'ઘુઘરા બનાવું બા આજે !' મોતીએ રસોડાનો ચાર્જ લીધા પછી ત્રીજી જ સાંજે પૂછ્યું.

'બનાવને આવડતા હોય તો-પણ વધુ તીખાં ન કરતી-ભાઇને મસાલાનો ઝાઝો શોખ નથી.'

પણ તે રાત્રે વાળુ વખતે ડોશી તો જોઇ જ રહી ! ઝીણા ઝીણા અંકોડાદાર ગુલાબ-વર્ણા ઘૂઘરાઓની ચોસર કડાઇમાંથી તળાઇને બહાર આવતી જાય ને પાસે પડેલા થાળમાં ઠલવાતી જાય ને તેમાંથી બબ્બે ઉપાડીને ડોશી નારણના ભાણામાં બ્હીતાં બ્હીતાં મૂકતા જાય ને નારણ તેને સીસકારા બોલાવતો બોલાવતો ખાતો જાય !

છઠ્ઠો ઘૂંઘરો ખવાઇ રહ્યા પછી થાળમાંથી બેને બદલે એક ઘૂઘરો ઉપાડીને ડોશીએ નારણને પૂછ્યું : 'હજુ મૂકું ?'

નારણ જવાબ આપે તે પહેલાં તો પોતાના ઘૂઘરાની નારણને જીભે થતી કદરથી પોરસાઇને મોતી જ મલકી ઉઠી :

'આપોને બા, હજુ! આવા તો દશબાર ખાઇએ તો પણ ખબર ન પડે !'

'પછી માંદા પડશે ત્યારે? જીભને તો સવાદ કરાવો તેટલા ઓછા. બાકી એની હોજરીને તો હું જાણું ને!'

મોતી છોભીલી પડી ગઈ. બોલવામાં આવેશનો છાંટો સરખો કદી ન દેખાવા દેતી બા—એના અવાજમાં આજે આટલી કઠોરતા કેમ? એનો જવાબ શોધવાની કોશીષ કરતાં નારણે કહ્યું:

'ભાત આપો બા હવે!'

'ના આ એક ઘુઘરો લે હજુ—નહિતર વહુ કહેશે કે ડોશી ખાવા નથી દેતી!'

'ના, બા. બહુ થયા, હવે ભાત...'

'લે ને હવે ડાહ્યો થાશ તે... મનમાં તો ગમે છે ને મ્હોડે...' કહી ડોશીએ હાથમાંનો ઘૂઘરો નારણની થાળીમાં મૂકી દીધો...

અને બાના વેણને કદી પણ ન ઉથાપનાર નારણ નીચું ઘાલીને એ ઘૂઘરો ખાઈ ગયો—પણ એમાં આગલા છ ઘૂઘરાઓની મીઠાશ ન્હોતી!

*

તે રાતે નારણ અને મોતી પોતાની ઓરડીમાં મળ્યાં ત્યારે;

'પેટમાં કંઈ દુઃખતું બુખતું તો નથી ને!

એમ કહેતાંકને મોતીએ એના પેટમાં પોતાની આંગળી હળવેક રહીને ઘોંચી!

'મારા સારા સારૂ જ તો બધું કરે છે ને બા!'

'ને હું તમારા બુરા સારૂં કરતી હઈશ કાં કે? તમે માંદા પડો તેમાં હું રાજી!' મોતીએ પોતાના હોઠને પરણ્યા પછી પહેલીજ વાર મરડીને ટકોર કરી!

કેટલાં સુંદર લાગતા હતા એ મરડેલા હોઠ પણ! એ એ હોઠની વચ્ચે એનું હૈયું પણ સુખદ્‌રીતે મરડાતું હોય એવું નારણને લાગ્યું!

'એવું કોણે કહ્યું તને!'

'ત્યારે એનો બીજો અર્થ શો?'

'એ તો બાનો સ્વભાવ. પણ આમ કેટલાં માયાળુ છે. તું થોડા દિવસ સાથ રહીશ ત્યારે ખબર પડશે!'

પણ એક બ્રુધરે ખાવા ન ખાવા જેવી નજીવી બાબતમાં બાએ આટલું બધું કેમ કહી નાખ્યું અને તે પણ આટલા આવેશભર્યા અવાજે ...તે તો નારણને પણ સમજાતુ નહોતું !

*

તે પછીના શનિવારે અરધા દિવસની છૂટી હોવાને લીધે નારણ ઓફિસથી વ્હેલો ઘેર આવ્યો ત્યારે ગોમતીડોશી ક્યાંક બહાર ગયેલાં. આખા ઘર ઉપર બીનહરીફ સત્તા માણવાનો મોતી અને નારણને માટે આ પહેલવહેલો જ પ્રસંગ હતો—અને તે પણ અણધાર્યો આવેલો !

'બા ક્યાં ?' કમાડની સાંકળ બીડાવતી મોતીને નારણે પૂછ્યું.

'બહાર ગયાં છે !—તમારે ચા પીવી છે ને ?'

'પીવી તો છે !'

'લ્યો, ત્યારે બનાવી દઉં,' કહી મોતી રસોડાભણી વળી અને તેની નજરે બંધાયલો નારણ તેની પાછળ પાછળ દોરાયો.

પ્રાઇમસ—સ્ટવ નવા પ્રેમીઓના હાથમાં પડે પછી તેની શી દશા થાય ? એક જણ દિવાસળી સળગાવે ને બીજું બુઝાવી નાખે ! ધક્કા—ધુંબા ચાલતાજ હોય ! માંડ કરીને પા કલાકે અને પૂરી પંદર દિવાસળીના ભોગે સ્ટવ પેટાયો. બીજો પાએક કલાક તો એની ઝાળ, એક પક્ષી પ્રેમની ઝાળની પેઠે, નિરર્થક સળગ્યા કરી ! પછી પાણીની રેલંછેલ થઇ. થોડી સાકર અને થોડીક ચા ભીની જમીન ઉપર છંટાઇ. અને અંતે પૂરા એક કલાક પછી બે પ્યાલાઓ તૈયાર થયા, ત્યારે જ નારણને સાંભર્યું:

'બાને ભૂલી ગયા આપણે !'

'કંઇ નહી. મારે નથી પીવી—આ કપ બા માટે રાખીશું !'

'ના એમ નહી—બા માટે બીજી બનાવજે—આપણે ચા પી લઇએ !'

'અને બા હજુ ક્યારે આવશે એ કોણ જાણે—રાખી મૂકીએ તો ઠંડી પણ થઇ જાય !'

બન્નેએ એક બીજાને પ્યાલા આપ્યા...ત્યાં તો બારણાની સાંકળ બહારથી કોઈએ ખૂબ જોરથી ખડખડાવી અને સાથે જ અવાજ આવ્યો:

'મોતીવહુ, એ મોતીવહુ!'

'આવી બા!' કરતી મોતી બારણું ઉઘાડવા દોડી.

'દશ મિનિટ થમાં બારણું ખડખડાવું છું ને બૂમો પાડું છું! ઉંઘી ગઈ હતી કે શું?'

મોતી કંઈ જવાબ આપે તે પહેલાં રસોડાનું દ્રશ્ય જોઈને જ ગોમતા ડોશી સડક થઈ ગઈ! પછી સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ પોતાના મુખ ઉપર પાથરીને એ બોલી ઉઠયાં:

'એમ કહોને ત્યારે—અગાઉથી સંતલસ કરી રાખી હતી! ઓફિસમાંથી રજા લઈને તો આવ્યો છે ને, નહિતર વળી નોકરીની...'

'આજે શનિવાર છે, બા'—નારણની શીવાઈ ગયેલી જીભ આટલો ખૂલાસો કરવા માટે માંડ માંડ ચાલી!

'એ તો બહાર ગઈ એટલે શનિવાર!' ડોશીએ ધરાર ધીંગાણું

આદર્યું. 'હું તો નાહકની પોરસાતી'તી કે મારા ગગામાં કલજુગ ન હોય!'

'લ્યો બા આ ચા પી લ્યો!' બની શકે તેટલી બધી આજ્ઞાંકિતતા અવાજમાં ભરીને મોતીએ ડોશી સામે પ્યાલો ધર્યો.

ચોપડીમાં વાંચેલ સમયસૂચકતા વિષેના કોઈ પાઠને એ છોકરી યાદ કરી રહી હતી.

'ચિબાવલી થા મા નાહકની હવે' ડોશીએ છણકો કરીને પ્યાલાને હડસેલ્યો. ગરમ ચા મોતીના કાંડા ઉપર ઢોળાઈ અને મોતીથી એક ટુંકી પણ મોટી ચીસ પડાઈ ગઈ!

'ગજાવ ગજાવ-આખો માળો ગજાવ હજુ! જાણે કેમ કોઈ મારી નાખવા તૈયાર ન થયું હોય!—પણ મને તો આખું ગામ.....'

'પણ બા, એ તો એનો હાથ દાઝયો એટલે ચીસ પડાઇ ગઇ હશે !'

'હા બાપુ હા–હવે તું ઊપરાણું નહી લે તો બીજું કોણ લેશે એનું !...વહુ આવી એટલે મા...એનો હાથ દાઝયો એના કરતાં હું જ કેમ ન દાઝી ગઇ !' જાણે કોઇ 'સરમાં' આવ્યું હોય એવી રીતે ધ્રૂજતાં ગોમતીડોશી દોટ દઇને ઘરના એક ખૂણામાં માથે ઓઢીને સૂઇ ગયાં.

નારણ અને મોતીએ તે પછી ઘણી વાર એક બીજાની આંખો સામે ટગર ટગર જોયાં જ કર્યું : એકની આંખોમાંથી આંસુ દડતાં હતાં અને બીજીની આંખોમાંથી અગન ઝરતી હતી !

'કાં વખાણ કરતા'તા ને તમારી બાના તમે !' બપોરે દાઝેલ હાથ ઉપર પોતાનો હાથ ફેરવતાં નારણને મોતીએ તે રાતે કહ્યું.

'કંઈ સમજાતું નથી !–પણ તું દુઃખ લગાડ તો તને મારા સ...'

મોતીએ નારણના મ્હોં આડે પોતાની હથેળી મૂકી !

હું કાંઇ ધોખો નથી કરતી–એ તો ઘરડાં માવતર...'

બીજે દિવસે સવારના સાડા સાત વાગ્યા અને ચા પીવાનો વખત થયો છતાં પણ એ 'ઘરડાં માવતર' પથારીમાંથી સળવળ્યા નહિ ! પાંચ વાગ્યા પહેલાં નાહીને શ્રીજીની પૂજામાં બેસી જનાર બા આજે સાડા સાત થયાં છતાં ઉઠયાં યે નથી ! માંદા તો નહિ થઇ ગયાં હોય ને !

નારણે પોતાને સાંભરતો હતો તેટલો બધો યે ભૂતકાળ ઉખેળી જોયો; પણ બા માંદા થઇને પથારીમાં પડયાં રહ્યાં હોય એવો એક પણ દિવસ એને યાદ ન આવ્યો. દરેક મહિનામાં ફકત ચાર દિવસ ડોસી દૂર બેસીને નારણને હાથે પૂજા કરાવતા એટલું ખરૂં, પણ તે સિવાય એક દિવસ પણ એમણે સ્વહસ્તે પૂજા ન કરી હોય એવું કદી બન્યું ન્હોતું ! જરૂર આજે એ માંદા જ પડયાં હોવાં જોઇએ !

નારણ અને મોતી બન્ને ડોશીની સુવાની ઓરડીમાં પહોંચ્યાં !

ડોશી પથારીમાં પડયાં હતાં. એમની આંખો બંધ હતી.

'બા નારણે એમને જગાડવા માંડયા. કોણ જાણે શાથી પણ, બા ઉંઘતાં નથી, પણ ફકત આંખો મીંચીને જ પડયાં છે એમ તેને લાગ્યું હતું.

ગોમતીમા સળવળ્યાં નહિ.

'બા' સૌમ્ય વેષમાં સૂતેલા કોઇ ભયાનક સત્ત્વને પોતાના ઉપર આક્રમણ કરવા ન છૂટકે નોતરતી હોય એવા અવાજે મોતીએ ડોશીના કાન પાસે ધીમી બૂમ પાડી !

ડોશીએ ધીમે ધીમે આંખો ખોલી !

એટલી બધી લાલ કેમ હતી એ આંખો–કોઇ દિ' નહિ ને આજે ! ડોશી આખી રાત રડયાં તો નહિ હોય ? કે પછી હજુ પણ ગુસ્સામાં જ હશે ?

નારણ અને મોતીએ, તાજાં પરણેલાં વહુ–ઘેલાં અને વર–ઘેલાં છોકરાંઓ જ સમજી શકે એવી આંખોની ભાષામાં, અરસપરસને આ સવાલો પૂછી લીધા–અને તેના જવાબો પણ આપી દીધા !

ચાર કીકીઓ વચ્ચે થઇ ગયેલી અરધી પળની આ વાતચીત ડોસીએ સાંભળી કે ન સાંભળી એ તો એક ડોશી જાણે ને બીજા ડોશીના શ્રીજી; પણ તે પછી તરતજ એ ફરીવાર આંખો મીંચી ગયાં.

'બા!' નારણ અને મોતી બન્નેએ સાથે ત્રીજી વાર બાને જગાડવાનો પ્રયત્ન કર્યો.

'શું છે તે બા બા કરીને બરાડો છો ! સુખે સૂવા પણ દેતા નથી તે!' આટલું બોલતાં જાણે કોઇ જબરો થાક ચડયો હોય એમ ડોશી છાતી ઉપર હથેળીઓ દબાવી, મ્હોં ઉપર અસહાયતા પાથરી ઝડપભેર શ્વાસ ખાવા મંડી પડયાં!

નારણ અને મોતી ગભરાયાં. મોતીએ તો શું, ખુદ નારણે પણ ડોશીનું આવું સ્વરૂપ અગાઉ કોઇ વાર દીઠેલું નહિ ! પળભર તો નારણને લાગ્યું કે આ એની બા જ નથી; પણ 'બા'ના શરીરમાં કોઇ...

'ડોકટરને બોલાવીએ તો ?' સાસુના શરીર ઉપર હાથ ફેરવતાં સ્હેજ તાવ જેવું લાગવાથી મોતીએ નારણને સલાહ આપી.

નારણ કંઇક કહેવા કે કરવા જતો હતો ત્યાં તો ભીંત ઉપર બાઝેલું બાવું ઝાડતા હોય તેમ મોતીનો હાથ પોતાના શરીર ઉપરથી ખંખેરીને ડોશી બેઠાં થઇ ગયાં !

'હજુ ચાર દિ' પણ પરણ્યાને નથી થયાં, એટલામાં જ ધરાઈ રહ્યાં મારાથી!—કે મને માંદી ઇચ્છવા માંડયાં!"

નારણ અને મોતી તો થીજી જ ગયાં.

નારણના મેટ્રિક સુધીના ભણતરમાં અને મોતીની અંગ્રેજી પાંચ ચોપડીઓમાં આવા પ્રસંગોએ શી રીતે વર્તવું એનો ઉકેલ ન્હોતો!

'જા જા! ડોકટરને બોલાવ! વહુરાણીનો હુકમ થયો ને હજુ ઉભો શું છે અહિં!'

ડોશીનો 'ટેમ્પો' વધતો જ જતો હતો!

'જા બોલાવ ડોકટરને! સાથે કાફ—ખાંપણ પણ ખરીદતો આવ ને ભુરા માગ્રાજને પણ તેડતો આવ! આભડવાનો સાદ ફેરવવા પણ જવું પડશે ને!'

ડોશીએ ઠુઠવો મૂકયો.

'પણ છે શું આ?' કંઇ પણ કારણ સમજ્યા વગર, બાના રૂદનથી જ ફકત રડી ઉઠેલા નારણે પૂછ્યું.

'હોય શું વળી? હવે તો ભગવાન મોત આપે તો સારૂં. તને ભણાવ્યો ગણાવ્યો અને પરણાવ્યો...

'પરણાવ્યો એ શબ્દ બોલતાં ગોમતીડોશીએ અગનઝરતી એક નજર મોતી ભણી ફેંકી લીધી. પછી તો તેમનું રડવું કયાંય સુકાઇ ગયું ને તેમના શબ્દો વધુ ને વધુ આવેશપૂર્ણ બનતા ચાલ્યા:

'હા! તને ભણાવ્યો ગણાવ્યો ને પરણાવ્યો–હરણાવ્યો! હવે તને આવી ઘરમાં વહુ–ને આ થઇ ડોશી! મરે તો પાપ ટળે!'

ધગધગતો ચીપીઓ ઝીકતાં હોય એમ છેલ્લું વાકય ડોશીએ મોતીના મ્હોડા ઉપર ઝીંક્યું!

મોતીને, અને નારણને પણ, શંકા થઇ કે 'મરે તો પાપ ટળે' એ શબ્દો ડોશી પોતા માટે બોલતાં હતાં કે મોતી માટે!

*

તે દિવસે ધરાર ડોશીએ ન પથારી છોડી, ન ચા પીધી, ન ખાવાનું ખાધું! સવારમાં બનેલા ચાના ત્રણ પ્યાલા તે દિવસે ખાળમાં

ઠલવાણુ. ચૂલો ટાઢો રહ્યો. નારણ ભૂખ્યે પેટે–જીવનમાં પહેલી વાર–નોકરીએ ગયો...અને ડોશી તથા મોતી પોતપોતાની ઓરડીમાં ભરાઇ રહ્યાં!

*

સાંજે છ વાગ્યે નારણ ઘેર આવ્યો. બારણાની સાંકળ અંદરથી વાસેલી હતી તે તેને આજ પહેલી જ વાર ખડખડાવવી પડી–ઘણા લાંબા વખત સુધી ખડખડાવવી પડી! 'બા બા' કરીને દસ બાર વખત તો તેણે બૂમો પાડી! પણ બા ઉઠે ત્યારે ને! જાગતાને કોઇ જગાડી શક્યું છે!

આખરે 'બા' 'બા'ની નિષ્ફળ બૂમો મારી મારીને નારણે થાકેલા એક નવી જ દિશામાં નજર દોડાવી:

'મોતી! મોતી!'

અંદર પથારીમાં પડયાં પડયાં ડોશી ચમકી ઉઠયાં!

નારણ હવે સાવ નફ્ટ થઇ ગયો હતો એમ તેમને લાગ્યું! પોતે ઘરમાં છે છતાં ઘર ઉઘાડવાનું એ વહુને કહે છે! મોતીને? અને તે પણ એનું નામ લઇને! હરિ! હરિ! કેટલો કળજુગ!

પોતાને બૂમ મારી મારીને નારણ થાકયો હતો એ વાત તો ડોશી સાવ ભૂલી જ ગયાં!

'મોતી!' ફ્રી વાર નારણનો અવાજ સંભળાયો ને ડોશીએ બારણા તરફ દોટ મૂકી......

પણ તે પહેલાં તો મોતીએ બારણું ઉઘાડી નાખ્યું હતું! થોડા જ વખતમાં પ્રિયતમ થઇ પડેલ પતિની સ્વરપાંખો ઉપર ચડીને પોતાના કાન સુધી પહોંચેલું પોતાનું નામ એને એટલું તો મને હારી લાગ્યું હતું કે સાસુના બધા સંતાપોને તે એ એક પળમાં જ ભૂલી ગઇ હતી!

પણ ઉંબરા પાસે છ આંખો મળી ન મળી ત્યાં તો નારણે...

'શરીરમાં લાહ્ય બળે છે!' કહેતાકને પોતાની ઓરડી ભણી પગ ઉપાડયા અને ડોશી કે મોતી બેમાંથી એકકે તેને કંઇ પૂછી શકે તે પહેલાં તો તે પોતાના પલંગ ઉપર ધબ્બ દઇને પડયો!

'અરર માડી! આનું શરીર તો તાવે રફ્રફે છે!' નારણના હાથ

ઉપર પોતાનો હાથ મૂકતાં જ ડોશી કળેળી ઉઠયાં !

ઓરડાની ભોં ડોશીને પોતાનાં પગ નીચેથી સરકતી લાગી. અત્યાર લગી પગ નીચે દબાવી રાખેલું ઘડપણ આ એક પળમાં જ છટકીને જાણે એમના શરીરને ઘેરી વળ્યું !

મોતીએ બ્હીતાં બ્હીતાં નારણનો હાથ પોતાના હાથમાં લીધો. હાથ ધગતો હતો. જાણે...!

'ડો૦ ત્રિવેદીને બોલાવી આવું. બા ?' નારણના હાથને હળવેકથી પથારી ઉપર ગોઠવતાં મોતીએ સાસુને પૂછયું. 'એમને તો ખૂબ જ...'

મોતીને ઝળઝળીયાં આવી ગયાં. તેનાથી આગળ ન બોલી શકાયું. તેને એક તરફ નારણના ઓચિંતા તાવે ગભરાવી મૂકી હતી ને બીજી તરફ ડોશી તેની આ 'નફ્ટ' વર્તણુંકથી કઇ પળે વિફરશે એની......

પણ ડોશીને મન અત્યારે મોતી પુત્રવધૂ ન્હોતી અને પોતે સાસુ ન્હોતી અત્યારે તેની સૃષ્ટિમાં એક જ જીવ હતો અને–તે હતો નારણ! તેનો એકનો એક નારણ! તેના ઘડપણની લાકડી, તેની આંધળીની આંખ, તેના જીવતરની આશા! અને નારણ અત્યારે માંદો પડયો હતો! ઓચિંતો! આટલો બધો તાવ નારણને કોઇ દિ' ચડયો હોય એવું ડોશીને સાંભરતું ન્હોતું! આજે પહેલીજ વાર......

'ડો૦ ત્રિવેદીને બોલાવી આવું છું બા!' ડોશીની શૂન્યમનસ્કતા સમજી ગયેલી મોતીએ ડોશીને, જાણે પોતે ડોશી હોય અને ડોશી છોકરૂં હોય તેવી રીતે, સાંતવન જેવું આપતાં કહ્યું. 'તમે અહિં...'

વાકય પુરૂં થાય તે પહેલાં તો મોતી અદ્રશ્ય થઇ ગઇ!

'એમને ટાઇફોઇડ' ની શરૂઆત છે...બહુ જ ધ્યાન રાખવું પડશે... મોતીને ઓસરીમાં લઇ જઇને ડો૦ ત્રિવેદીએ એને ધીમેથી અંગ્રેજીમાં કહ્યું:

'હોસ્પિટલનું નામ સાંભળીને તો બાનો જીવ જ ઉડી જશે...અહિં એમની ચાકરીમાં જરા પણ કચાશ નહિ આવવા દઇએ!'

'તમારી મરજી, પણ–તમે હિંમતવાન લાગો છો માટે–ચોકખું કહી દઉં છું–જીવન મરણનો ખેલ છે. ટાઇફોઇડના કેસમાં અખંડ સારવાર...

'હું જાણું છું—આભાર' કહી ડોકટર અને પોતાની વચ્ચેની વાતચીતને પકડવા સરવા કાન કરીને બેઠેલા ગોમતીમાને નારણની માંદગી

બહુ ગંભીર છે એવો વહેમ ન જાય તેટલા ખાતર મોતી ડૉ૦ ત્રિવેદીને અંદર લઇ આવી.

'ડૉકટર કહે છે બા, કે એમને ચારપાંચ દિવસમાં આરામ થઇ જશે!'

'પણ છે શું?' બેબાકળી ડોશીએ પૂછ્યું.

કંઇ નહિ બા, સાધારણ થાકોડાને લીધે જરા તાવ આવી ગયો છે!'

ડોશી સમજી તો ગયાં કે મારાથી કશુંક છૂપાવાય છે, પણ ચોક્કસ શું છૂપાવાય છે તે જાણવાની તેમનામાં હિંમત જ રહી નહોતી! તેમનો નારણ જો કયાં ય પણ સલામત હોય તો આ છોકરીના હાથમાં સલામત છે એવી ઉંડી ઉંડી ભાવના તેમના અંતરમાં પ્રગટવા માંડી હતી......

અને મોતીએ દર્દીનો ચાર્જ લઇ લીધો !...સાથે સાથે ગોમતીમાનો પણ...

*

એ બાવીશ દિવસો. પોતાના વ્હાલામાં વ્હાલા સ્વજનને ભરખવા આવેલ 'ટાઇફૉઇડ' સાથે જેમણે એકલે હાથે યુધ્ધ કર્યું હોય તેઓ જ સમજી શકે એનો અર્થ! એની એકેકે ઘડી એટલે જીવન અને મૃત્યુ વચ્ચે ખડકાયેલો એક એક દુર્ગ! એ સમોવડીઆ શત્રુઓ વચ્ચેની ખુનખાર લડાઇમાં જેમ એક એક તસુ જમીનને માટે માથું હાથમાં લઇને ઝઝુમવાનું, તેમ અહિં પણ મૃત્યુના ઉગામેલ પંઝા નીચે પડેલી એક એક પળ માટે લડવાનું! એમાં ન જોવાય આશા કે નિરાશા; ન જોવાય રાત કે દિવસ; ન જોવાય સવાર, સાંજ કે મધરાત; ન જોવાય ભૂખ, થાક, કે ઉજાગરા!...

ગીતાના સ્થિતપ્રજ્ઞ કર્મયોગીની પેઠે 'વિગતજવર' બનીને જે ઝૂઝે તેને જ એની સામે ફાવવાનો સંભવ!...

પણ સંભવ જ માત્ર!

*

ડોશી તો દિંગ જ થઇ ગયાં. સત્તર–અઢાર વરસની એ કિશોરીના મુગ્ધ હ્રદયમાં પ્રેમ અને વાત્સલ્યની આવી અમૃત સરવાણીઓ કયાંથી ફૂટી નીકળી હશે!

મોતીએ તો બધું જ છોડયું હતું: ખાવાપીવાનું ભાન, બેસવા ઉઠવાનું ભાન, આરામ ને ઉંઘનું ભાન! ચોવીશે કલાક તે દરદીના ખાટલા

પાસે ખોડાઈ રહેતી—અને છતાં પણ તે ઘરમાં સર્વવ્યાપક જ હતી!

નારણને ઓશીકે અસહાય અને નિષ્ક્રિય જેવાં બનીને ચોવીસે કલાક બેસી રહેતાં—બેસી રહેવા ઇચ્છતાં—ગોમતીમાને એ રોજ બે વાર જમાડતી અને રાતે ઉંઘાડતી પણ ખરી! પરાણે પરાણે—પણ નિયમિત રીતે. શરૂઆતમાં ડોશી દરેક ટંકે ભાણું આઘું હડસેલી અર્ધ—જાગ્રત અવસ્થામાં પડેલ નારણ સામું જોઈને રડી પડતાં અથવા રાતના બાર બાર વાગ્યા પછી પણ નારણની પથારી છોડીને જરા ઉંઘી લેવાની સાફ ના જ પાડતાં. પણ ધીરે ધીરે.

'જુવો બા, તમે રોશોને, તો ઉલટા એ કચવાશે!

'તમે ખાઓ પીઓ નહિ અને નિયમિત સુવો નહિ ને માંદા પડો, તો પછી, બા, આપણે પાછી એક ઉપાધિ વધે ને!'

'તમે નહિ ખાઓ, બા, તો પછી મારે એમને ઉઠાડવા પડશે!'

'ડૉકટરનો હુકમ છે બા, કે એમની પથારી ઉપર નાહક ન બેસી રહેવું—રાતે તો ખાસ કરીને નહિ!'

'હજુ કાલ રાતે જ તમારી આંખો મળી ત્યારે એ જાગ્યા હતા. મને કહે, જોજે, બાની તબીયત બરાબર સાચવજે!'

'એ સાજા થાય કે તરત જ આપણે એમને હવાબદલ કરવા લઈ જવાના છે. તમે ખાઓપીઓ નહિ ને માંદા પડો તો પછી આપણે એમને ખપ શી રીતે લાગીએ!'

એવા એવા મોતીના વાકયોથી આખરે તે પલળ્યાં હતાં—અને નારણની પેઠે જ મોતીએ પોતાને માટે નક્કી કરેલાં ટાઇમટેબલ પ્રમાણે ચાલતાં થયાં હતાં. પોતાના નારણના જીવનની આશા અને શ્રદ્ધા પણ એમને એમાં જ દેખાવા માંડી હતી!

*

બરાબર ત્રણ અઠવાડિયા પછી યમરાજ સાથેનું આ ભીષણ યુદ્ધ આટોપાવા આવ્યું...અને સાવિત્રી પોતાના સત્યવાનને જીવનપ્રદેશ ઉપર પાછો વસાવવામાં સફળ બની!

'હવે મુદ્દલ બીક જેવું નથી, માજી!' ડૉકટર ત્રિવેદીએ ગોમતી માને વધામણી આપી! 'તમારા નારણ ઉપરથી એક ઘાત ગઇ!'

ડોશીની આંખોમાંથી હરખનાં આંસુની ધાર ચાલી!

તમે...ને...વહુએ...' ડોસીના આંસુ—છલકાતા હૃદયમાંથી ઉપકારના વેણો બહાર આવવા મથતાં હતાં!

એટલામાં તો......

'જુવો સંભાળો' એવી ચીસ પાડતા ડૉ. ત્રિવેદી મોતી તરફ ધસ્યા! સાથે જ 'શું થયું દીકરા' કહેતાં ગોમતીડોશી પણ જુવાનના વેગથી દોડયાં! નારણ પણ તેટલી જ ઝડપથી પલંગ ઉપરથી ઉતરીને પહોંચ્યો.

મોતી ઉભી હતી ત્યાં જ ઢગલો થઇને ભોં ઉપર પછડાઇ પડી હતી!

ડોશીએ તેનું માથું પોતાના ખોળામાં લઇ તેનુ મ્હોં પોતા સામે ફેરવ્યું! મોતીના સુકાઇને વિવર્ણ બની ગયેલા ચહેરા ઉપર ડોશીનું ધ્યાન આજે પહેલી જ વાર ગયું.

'એમને મૂર્છા આવી ગઇ છે' કંઈક દવા સુંઘાડતાં ડૉ૦ ત્રિવેદીએ કહ્યું. 'પણ રંગ રાખ્યો છે આ તમારી વહુએ.' માજી! એણે પોતાની કાયા ગાળીને...

'એને કંઇ થશે તો નહી ને, ડૉ૦ સાહેબ!' ડોશીના અવાજમાં ફાળ હતી!

'કશું યે નહિ—એને અતિશય થાક લાગ્યો છે માત્ર! ભૂખ ને ઉજાગરા તો ભલભલાંઓને યે ભાંગી નાખે! દશ બાર દિવસ સંપૂર્ણ આરામ મળશે એટલે...'

'મોતી!' અધીરા થયેલ નારણે ડૉકટરને અધવચમાં જ રોકીને મોતીને જગાડવાનો પ્રયત્ન કર્યો.

'બા' મોતીએ આંખો ઉઘાડીને ગોમતીમા સામે માંડી!

ને ગોમતીમા એને છાતી સરસી ચાંપીને, જાણે પોતાની જાતને કહેતાં હોય એમ બોલી ઉઠયાં:

'હું તારી બા જ છું હો બેટા!'

આંખો તરફ ધસી આવતાં બે ચાર બીનધંધાદારી આંસુઓને રોકવાનો મિથ્યા પ્રયત્ન કરતાં ડૉ૦ ત્રિવેદી પોતાની હેન્ડબેગ ઉંચકીને ધીમે પગલે ઓરડાની બહાર નીકળી ગયા.

અને તે પછી ઘણીયે વાર એ છયે આંખોએ રડયા જ કર્યું!

**અમીચંદની અવનવી વાનીઓનો જરૂર ટેસ્ટ કરો–**

મઘમઘતી.... **મીઠાઈઓ** જે.... ઉત્તમ મેવા **મસાલાથી** ભરપૂર હોય,
તંદુરસ્તીને તાજગી આપે છે.



**અમીચંદ ગોવનજીની** દુકાન 'અમીરી' મીઠાઈઓ માટેનું
માનીતું મથક થઈ પડયું છે.

---

અમારી મીઠાઈઓ માટે ઇસ્ટ ઇન્ડીયા કોટન **એસોસીએશનના**
માનવંતા પ્રમુખ

## સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ

**તરફથી મળેલ સર્ટીફીકેટ.**

આથી સર્ટીફીકેટ આપવામાં આવે છે કે, વિક્રમ સં. ૧૯૯૧ ની ખુશાલીમાં ધી ઇસ્ટ ઇંડીઆ કોટન એસોસીએશન લી૦ ના ડીરેક્ટરો અને પ્રમુખ તરફથી તેમના સભાસદો અને સ્ટાફને અપાયેલ 'એટ હોમ' પ્રસંગે સીવરી ઉપરના કોટન ડેપોના માણસોને વહેંચવા માટે મેસર્સ અમીચંદ ગોવનજી સુખડીઆ તરફથી પુરાં પાડવામાં આવેલ ૨૦૦૦ મીઠાઇનાં પેકેટો માંહેની મીઠાઇ ઉંચ કોટીની અને તાજી હતી. વીશેષમાં ઓર્ડર જો કે, મોડેથી માત્ર ૨ ૩ કલાક પહેલાંજ અપાયલો હતો, છતાં મીઠાઇના દરેક પડીકાનું વજન તદ્દન પુરેપુરૂં હતું. તેમ આવા ટુંક સમયની વરદી હોવા છતાં તેમણે જે વ્યાપારીક પ્રમાણીકતા અને નીતી દાખવી છે તે બદ્દલ આ સર્ટીફીકેટ આપતાં ઘણીજ ખુશાલી ઉપજે છે અને પેઢીની કીર્તી જાળવી રાખવા બદ્દલ તેમના માલેકને અભીનંદન આપી તેમના ધંધાને ઝળકતી ફતેહ ઇચ્છું છું.

(સહી) **સર પુરૂષોતમદાસ ઠાકોરદાસ** નાઇટ. સી. આઈ. ઇ. **પ્રેસીડંટ.**

---

સગાં સ્નેહીઓને ભેટ આપવા લાયક તાજી મીઠાઇના 'ફેન્સી બોકસીસ' હંમેશાં તૈયાર રહે છે. બહારગામના ઓર્ડર સંભાળપૂર્વક પેક કરી રવાના કરવામાં આવે છે, ઓર્ડર સાથે એડવાન્સ મોકલવું.

સુખડીઆ

# અમીચંદ ગોવનજી

**મુખ્ય દુકાન:–૩૦૦, શેખમેમણ સ્ટ્રીટ, ટે. નં. ૨૦૬૭૬.**

**શાખા:–પન્નાલાલ ટેરેસ, ગ્રાન્ટ રોડ ટે. નં. ૪૫૫૦૫.**

મનગમતી
બારલી સોપારી

તાજા બનારસી
પૌવા

આઠ જાતની
ધાણાની દાળ

જમ્યા બાદ
મુખવાસ

મસાલા માટે
મુંબઇભરમાં
પ્રખ્યાત સ્થળ.

ઉપવાસમાં વપરાતી પવિત્ર
ફરાળી ચીજો માટે.

એમ. નાનાલાલ સોપારીવાલા
ભૂલેશ્વર કબુતરખાના, દાઉજીની બંગલી સામે, મુંબઇ. ૨.
ટે. નં૦ ૨૦૭૨૪.

કાનનાં દરેક દર્દો માટે તુલસી કર્ણામૃત વાપરો.



ગુર્જર સાહિત્યની સર્વપ્રિય લોકલાડિલી કૃતિ
ગુજરાતની અસ્મિતાના ગૌરવસમી નવલકથાનું રૂપેરી રૂપ
મિનરવાનું મહાન યાદગાર સર્જન
શ્રી કનૈયાલાલ મુનશીની રસભર કૃતિનું દીલચસ્પ ચિત્ર રૂપાંતર
દિગ્દર્શક-સોહરાબ મોદી

પૃથ્વી વલ્લભ

આજ મહીનાઓથી મુંબઇનું
મન મોહી રહી છે

ન્યુ વેસ્ટ એન્ડ
-મુંબઈ-

# ધૂમાડાની વરમાળ

## શ્રી. જીતુભાઇ પ્ર. મહેતા.

શિશિરની મારી સાંજ, એના રાતા અંગુઠાથી જમીન ખોતરી રહી હતી. દીવા હજુ મરેલા જ પડ્યા હતા. નગરના માર્ગ પર અવનવો ધ્વનિ ઉથલી પડતો હતો. સંસાર કોઇ તાલ જાળવ્યા વિના ધબકારા કરે જતો હતો. શહેરના રસ્તા હેઠળ જંતુઓ જીવતાં હતાં, રસ્તા પર માનવીઓ ચાલતાં હતાં; એમ માનીને કે તેઓએ જંતુઓને નીચાં રાખ્યા છે.

માર્ગ ઉપર મોટરો ચાલતી, ગાડીઓ ચાલતી, પણ વધુ પ્રમાણમાં માણસો જ ચાલતાં. ચાલનારાઓ એમ માનતા હતા કે તેઓ ઘેર જતા હતા અથવા ઘરમાંથી બ્હાર આવતા હતા. ઘરની હૂંફ, કે ઘરનો તિરસ્કાર—આ વિષેની ઓછાને જાણ હતી. તેઓ માનતા હતા કે, મહા–મુશ્કેલીએ તેઓ ઘર ચલાવતા હતા. તેમનું મકાન ચાલતું હતું, તેમનું મન ખોટકાઇ જાય એવું 'કેળવાએલું' નહોતું. મન અને મકાનનાં સંબંધને પંપાળવાની તેમને આદત નહોતી.

ઘરમાં માસિક પગાર આવતો, અનાજ આવતું, રવિવારે કોઇવાર કોઇ આકર્ષણની ટિકિટો આવતી એટલે આ સંસારમાં સંતોષ પેસી જતો. સંતોષનું મોઢું સાવ નાનું હતું. બારણે અસંતોષ આવી જ શકતો નહિ.

અને તોયે આ ઘરમાં જે કાંઇ બનતું એ એક ભાત ઉભી કરતું. આવા એક ઘરમાંથી મધુકર બીજે ઘેર ગયો. ઘેર નહિ માંડવે ગયો. મધુકરના સગા પ્રભુલાલ મોંમાં પાનનું બિડું નાખી, હાથમાં શ્રીફળ લઇ, એમનાં રીઢા શરીરને, એક તાજા ગુલાબી દેહ સાથે જોડાવા વર બની જતા હતા.

મધુકર માંડવે પહોંચે એ પહેલાં તો સાજનમાજન પ્રભુલાલને આગળ કરીને બ્હાર પડયું. સાચવી રાખેલા અને ટુંકા પડી ગએલા રેશમી ડગલાઓ નજરે થયા. સાજનમાજનમાં હાજરી આપનારાઓ આવા વરઘોડામાં ચાલવા ટેવાઇ ગયા હતા, એમના પગ એ રીતે આસાનીથી ઉપડતા હતા.

રસ્તામાં નાનકડા ડગલે ઝૂલાવવાના ફૂલના ગોટા ફરી રહ્યા. પાન પણ ફરી રહ્યાં. સ્મિત પણ ફરી રહ્યાં. એકબીજાની આંખો પણ ફરી રહી. નારીમંડળના અવાજથી ધકેલાતું આ ટોળું એક માર્ગ પર ચડી આવ્યું.

અને આ માર્ગ ઉપર જબરી ભીંસ આવી પડી. રસ્તો લગભગ ગૂંગળાઇ ગયો. વરઘોડાના ટોળાંને લગભગ અડકીને એક માનવઝુમખું ઉતાવળે પગે માર્ગ કાપતું હતું. લાલ ચુંદડી ઓઢીને એક જણી સ્મશાને જઇ રહી હતી. ચુંદડીનો રંગ વધુ પડતો રાતો હતો. રાતી ચુંદડીમાં વિંટળાએલો મરેલો દેહ સાવ ફિક્કો પડી ગયો હતો. ચિતાના અંગારાને ટાઢ લાગે એવું એ ઠંડુ શરીર હતું. વાળ મોટા હતા, સુંવાળા હતા. મૃત્યુનો હાથ કેશ પર ફર્યો નહિ હોય એમ લાગતું હતું.

સ્મશાને જતી આ ચુંદડીવાળી ઉતાવળ કરતી હોય એ રીતે એને માર્ગ પર વેગથી લઇ જવામાં આવતી હતી. વરઘોડો ચલાવનારા ઠંડી ચાલે માર્ગ કાપતા હતા. મધુકર ચાલતો હતો, સાજનમાજન બનીને. પણ એનું મન ચાલતું રહ્યું ચુંદડીવાળી સાથે.

મધુકરના મગજમાં ધક્કા લાગવા માંડયા. વળી ઉપર સુતેલી એ સ્ત્રી અને લગ્ન કરવા જતા વરરાજા એક જ માર્ગમાં શીદને ભટકાયાં? મરેલી સ્ત્રી આવા લગ્નના ડંકાનિશાન તરીકે આગળ જતી હતી એની લાલ ચુંદડી શું લગ્નની વિચિત્ર જાહેરાત કરતી હતી?

રેશમી કોટમાં સજ્જ થએલા મધુકરને આ ક્ષણે રેશમી વિચારો આવ્યા નહિ. એને તો આ દૃશ્યે નવી જ વાતો કહેવા માંડી. ચિતાની સ્ત્રી એના સ્મરણમાં જીવતી થઇ. પોઢેલી સુંદરી આળસ મરડી બેઠી થાય એ રીતે.

એના કાનમાં એ સ્ત્રીના બોલ પડવા લાગ્યા. એ બોલી:

"મારી સામું શું જૂઓ છો? મારા જેવી તો રોજ આ રીતે ચિતા પર સૂવા જાય છે. શા માટે તમે મુંઝાવ છો? મુંઝવણ તો અમારી સહિયર હોય. તમે વિચાર કરો. હું તંદુરસ્ત હતી. મને સુવાવડોએ વીંખી નાખી. બાળકો અવતરે અને અવસાન પામે. કોણ જાણે શાથી આમ બનતું હશે? મારી શક્તિ પાતળી પડતી ગઇ. સુવાવડોએ મને મારી નાંખી. બાળક જીવતું રહે તોય મને મારી પીડા ઓછી લાગે. છેવટે તો મારૂં બાળક મારા પેટમાં જ કરમાઇ ગયું. અને હું પણ......"

મધુકરના કાનમાં જે શબ્દો પડતા હતા એ શબ્દો મધુકરની ભાષા જેવા જ હતા. કારણ કે એના મનમાંથી એ જાગ્યા હતા. ચિતા પર જનારાને કદાચ એ હોઠે તો શું, હૈયે પણ જાગ્યા નહિ હોય!

મધુકર આ બોલી સાંભળતો હતો ત્યાં શરણાઇઓના સૂરે એના કાનનો કબજો લઇ લીધો. તોયે મધુકરને એમ જ લાગ્યું કે, આ વરરાજા અને આગળ જતી ચુંદડીવાળીને લાગતુંવળગતું હતું.

ચુંદડીવાળી આગળ નીકળી ગઇ અને ધીમે ધીમે પ્રભુલાલ વરરાજા બની મંડપ પાસે આવતા ગયા. ચોરીની અંદર ધૂમાડો જાગવા લાગ્યો.

અને ચુંદડીવાળીને ગળી જતો ધૂમાડો સ્મશાનમાં જાગી ગયો.

મધુકરનું મગજ આ બન્ને ધૂમાડાના મિનારા પર ચડયું. ગાલિચા ઉપર એ બેઠો હતો. આસપાસ ઝળહળાટ હતો. પ્રભુલાલ સુંવાળા ગુલાબી માંસ સાથે બેસી રહ્યા હતા. મધુકરે તાલ મેળવ્યો. એને એમ જ લાગ્યું કે પ્રભુલાલનો હસ્તમિલાપ થયો એ જ ઘડીએ ચુંદડીવાળીના ઘીવાળા અંગુઠા પર અગ્નિ લાગ્યો હતો. ચોરીના યજ્ઞની આગ ચિતાની આગના જેવી મોટી બની મધુકરની આંખમાં સમાવા લાગી.

હીરાની વાળીઓ, હીરાની ચૂંકો, કાન પર લળક લળક ઝૂલતાં ઘરેણાં, કપાળ પરના ચાંદલા મેઘ ધનુષ્યની ખુશામત કરતાં વસ્ત્રો, કંકણોનો ધ્વનિ, ચમકતી આંખોના ચમકારા, એક બીજા સામે નિશાનો માંડતી આંખો—મધુકર આવા ચકડોળમાં તણાયો. અને ત્યાં તો દુધ આવ્યું. હસ્તમિલાપ પૂરો થયો. પ્રભુલાલને ગુલાબી તાજું સુંવાળું માંસ મળી ગયું. મધુકરને નવવધૂનું નામ નહિ પણ એનું ગુલાબી તાજું સુંવાળું માંસ જ શીદ યાદ આવતું હતું ?

હોઠ સુધી દુધ આવ્યું, મધુકર એ પીવા રહ્યો નહિ. એ એકદમ ચાલી નીકળ્યો. ધૂની તરીકે સહુ એને ઓળખતા હતા એટલે મધુકરને કોઈએ રોક્યો નહિ. અને છતાં ય હસ્તમિલાપ થઈ ગયો હતો. એટલે મધુકરે બહાર નીકળી જવામાં વ્યવહારની હત્યા કરી ન્હોતી.

મધુકરના પગ આપોઆપ સ્મશાન ભણી વળ્યા. સ્મશાન ભણી જવું એ કોઈ ફરવાનું સ્થળ હતું ? મધુકર આવા વિચારમાં ફસાયો નહિ. એણે તો ચાલે જ રાખ્યું.

રાત લપસી આવી હતી. રાત જરાએ કાળી નહોતી. તેમ પૂરેપૂરી ઉજળી ય નહોતી. મધુકર ઘેરાયો હતો એના વિચારની રાતોથી. પોચા થવાની મધુકરને આદત નહોતી. વધુ પડતા લાગણીવેડા એની આસપાસ વીંટાયેલા રહેતા ન હોતા.

પણ આજે માર્ગમાં જે કાંઈ બની ગયું એની ભાતમાં એ ગૂંથાઈ ગયો. ઘરનું નામ એને નવી રીતે સંભળાયું. સહુ ઘેર જતા હતા, ઘરમાંથી કામ કરવા બહાર નીકળતા હતા. પણ કેવું આ ઘર ? ચુંદડીવાળી આવાં કોઈ ઘરમાં જ સંઘરાણી હતી ને!

મધુકરની આંખ સામે થોડા ઓળાઓ દેખાયા. સ્મશાનેથી એ માણસો પાછા ફરતા હતા. એમાંના ત્રણખરા માણસો ટોળટપ્પા મારતા હતા. મધુકર એમની પાછળ પાછળ ચાલ્યો.

એક ફરિયાદ કરી, 'બળતાં બહુ વાર લાગી.'

બીજાએ કહ્યું, 'બાંધો મોળો નહોતો હોં.'

ત્રીજાએ કહ્યું, 'પણ બાળકો તો મરેલાં આવતાં.'

ચોથીએ કહ્યું, એ 'કોનો વાંક?'

મધુકરને ચુંદડીવાળીની થોડી વાતો જાણવા મળી. પણ આ બોલનારાઓ એ સ્ત્રીને ઓળખતા નહોતા એમ જ મધુકરને લાગ્યું. એ બોલનારાઓ ઉપલકીઆ જીવનની વાત કરતા હતા.

મધુકરને તો એનાથી વધુ ખબર હતી એમ એને લાગ્યું. મધુકર આગળ ને આગળ ચાલતો હતો ત્યાં સ્મશાનના નાનકડા ટોળામાંથી એને રમેશ દેખાયો. એ એની સાથે ભણતો હતો. કોલેજમાં બન્નેને સારી રીતે બનતું. પણ પછી તો મધુકરે કોલજ છોડી હતી અને નોકરી લીધી હતી.

રમેશને નાનો સાદ દઈ મધુકરે બોલાવ્યો. રમેશે પાછળ જોયું. અને એ મધુકર ભણી આવી પહોંચ્યો.

રમેશનો પહેલો જ સવાલ.

'ઓહો? રેશમી ડગલામાં?' રમેશે આ સવાલ કર્યો. એના અવાજમાં કંપ હતો.

મધુકરે પૂછ્યું. 'માફ કરજે, પણ હું એક લગ્નમાંથી સીધો આ બાજુ નીકળ્યો છું. કોણ મરી ગયું?'

રમેશ બે ક્ષણ સુધી કાંઈ બોલી શકયો નહિ. પણ ધીરેથી કહ્યું; 'મારી બહેન.'

મધુકર અને રમેશ થોડી પળો સુધી મૂંગા રહ્યા. મધુકર કાંઈ બોલે એ પહેલાં રમેશે કહી દીધું:

'મારી બહેન ઘણીવાર તને સંભારતી. એ કહેતી કે કેમ તારો મિત્ર તને ભૂલી ગયો? પહેલાં તો તું અમારે ઘેર બહુ આવતો ને! સાંભરે છે, મારી બહેન તારું સંગીત સાંભળવા માટે રોજ તોફાન કરતી તે.'

મધુકરે આટલું જ કહ્યું, 'માફ કર, રમેશ. મને ખ્યાલ જ નહિં કે આપણે આમ મળીશું.'

રમેશે ઉતાવળ કરી, 'હું જાઉં છું, મારે આ સહુ સાથે ઘેર જવું પડશે. કોઈ વાર મળજે.'

મધુકરે 'જરૂર' એટલું કહ્યું અને રમેશ ચાલી ગયો. મધુકરને ઘણું કહેવું હતું પણ એ કહી શકયો નહિ.

રમેશની બહેન? સરોજ! મધુકરને એનું કોલેજજીવન યાદ આવ્યું. એ દિવસની સરોજ એની સામે જીવતી થઇ.

મધુકર એ રાતે બહુ મોડો ઘેર પહોંચ્યો. એ પહોંચ્યો ત્યારે એના સગાં પણ પ્રભુલાલના લગ્નમાંથી પાછાં ફર્યાં હતાં. તેઓ સાડીઓની, દાગીનાની, વેવાઇની, દુધની વાતો કરતાં હતાં.

મધુકરને એક ચિતા દેખાતી હતી અને સરોજના ભૂતકાળના શબ્દો કાનમાં ભણકારા જગાવતા હતા.

'તારો મિત્ર ભૂલી ગયો?' થોડાં સમય પહેલાં ઉચ્ચારેલું રમેશનું આ વાકય જાણે સરોજ બોલતી હતી.

'તમે ભૂલી ગયા?'

મધુકરને એ રાતે નિંદર ન આવી.

એ રાતેજ નહિ, એ પછીની અનેક રાતોએ નિંદર ન આવી.

ઘરમાંથી ઘણા બહાર નીકળતા હતા અને ઘરમાં ફરી તેઓ પાછા વળતા હતા.

ઘર? સંસાર?

મધુકરને આ બે શબ્દોએ વધુમાં વધુ સતાવ્યો.

મહિનાઓ ગયા. મધુકરના મગજમાં આ મહિનાઓએ કશી છાપ પાડી નહિ.

એક રાતે એ સૂઇ ગયો હતો. સવારના ચાર વાગ્યા હતા ત્યાં મધુકરના નામનો એના કોઇ સગાએ સાદ કીધો.

'મધુકર! મધુકર!' મધુકરને જગાડવામાં આવ્યો. આંખો ચોળતો એ જાગ્યો.

આવનારે ટુંકામાં જ પતાવ્યું, 'ચાલ મારી સાથે. ધોતિયું લઇ લ્યે.'

મધુકરે પૂછ્યું, 'પણ કયાં?'

સગાએ સાવ ઠંડે કલેજે માહિતી આપી: 'પ્રભુલાલની વહુ ગુજરી ગઈ. ચાલ, ઉપાડવાવાળા ઓછા છે.'

'પ્રભુલાલ? પ્રભુલાલની વહુ?'

જે માર્ગે એ પરણવા ગયા હતા, જેના સાજનમાજનમાં મધુકર ગયો હતો એ જ પ્રભુલાલની વહુને સ્મશાને પહોંચાડવા મધુકર એ જ માર્ગે ચાલી નીકળ્યો.

'શી માંદગી હતી?'

'માંદગી?...સુવાવડ!'

મધુકરની સાથે સરોજ વાત કરી રહી.

સરોજનાં અનેક સ્વરૂપો એની સાથે વાત કરવા લાગ્યાં. રાતી ચુંદડી ઓઢેલી અનેક સ્ત્રીઓએ મધુકરને કહેવાનું હતું તે કહી દીધું.

એક ચિતાને ઠારવામાં આવી. બીજી ચિતા ભડભડી રહી. બીજી ચિતાને ઠારવામાં આવી.

મધુકરની આંખ આ અંગારા પર ઠરી ગઈ. ચુંદડીના રંગ કરતાં અંગારાનો રંગ ઓછો લાલ હતો.

એને લાગ્યું કે, એ જોતો હતો ધૂમાડાની વરમાળ.

મધુકર સહુ સાથે સ્મશાનની બ્હાર નીકળ્યો.

સહુ ટેલટપ્પા મારતા હતા. કોઈ કેડે ચડાવેલી પાનની પટ્ટી મોઢામાં નાખતા હતા.

મધુકર કોઈ સાથે કાંઈ બોલ્યો નહિ. એની પાછળ સહુએ કીધું.

'વિચિત્ર ભેજાનો માણસ છે.'

ઘરમાંથી લોકો બ્હાર આવ્યા અને ફરી તેઓ ઘરમાં ગયા. મધુકરને કોઈ ઘર એવું મળ્યું નહિ કે એને બ્હાર નીકળવાનું ત્યાંથી મન ન થાય.

આ નયા તરાના ગાયેં

આ જગમેં આગ લગાયેં

નવા યુગની નોબત બજાવતું

નવયુગનું જાગ્રત જુવાનીના

પ્રગતિ ટંકાર

નું રૂપેરી રૂપ

# નયા તરાના

નવયુગ  ચિત્ર

કથાનક—

* કે. અબ્બાસ

દિગ્દર્શન—

* નજમ નકવી

ગીતો—

* વલીસાહેબ

સંગીત—

* અમીરઅલી

—ભૂમિકા—

**સ્નેહપ્રભા અને જયરાજ**

સાથે ડેવીડ ★ પ્રતિમા ★ ગીરીધારી.

ગરવાં મધુરવાં શ્રુતિમુગ્ધ ગીતો. નૃત્યો સંગીતથી સમૃદ્ધ બનેલું ચિત્ર

## સેન્ટ્રલ (મુંબઈ)

માં આગળ વધે છે

પીઅરલેસ પીકચર્સ પ્રકાશન

★ તમારાં શહેરમાં આવે ત્યારે જરૂર જોજો ★

# પંજરી

## શ્રી. પ્રેમશંકર હ. ભટ્ટ

પંજરીએ આજે લીલી અતલસનું કાપડું પહેર્યું હતું, અને લીલા રંગે પંજરીના રૂપને ઓર ખીલવ્યું હતું; ને કેટલી ય વાર થયાં રઘનાથ એને કામુકભાવે જોઇ રહ્યો હતો. આથમતી સંધ્યાનાં છેલ્લાં લાલઘૂમ કિરણોની ભાત ઝીલી એનું મ્હોં અત્યંત સુંદર લાગતું હતું. એણે આંગણામાં વાવેલા શાકના વેલાને સમા કરી રહ્યા પછી એણે રઘનાથને કહ્યું:

'લે, હવે બહુ જો જો કર મા, આ હાથ ધોવરાવ.'

'પંજુ! તું રૂપાળી તો છું જ.'

'પણ તને રૂપ જોવા ક્યાં આંખ્યો છે! ઓલ્યો હાસમ જમાદાર તો ગાંડો થઇ જાય છે! પણ ઇ રોયાને હું ક્યાં ગાંઠું એમ છું!'

'એની તને ક્યાંથી ખબર!

'હા, કંઇ મને ખબર હોય!' આટલું બોલતાં પંજરી હસી પડી. ચાર પાંચ દિ' મોર મને એણે બોલાવી'તી, ઇની વહુને છોકરું આવે એવું હતું એટલે. તયેં મંડયો'તો મારો રોયો મારા સામે ચેનચાળા કરવા; મેં તો

સંભળાવી દીધું. પણ તમને ભાયડુ માણહને જ ક્યાં ધરમ જેવું હોય છે? માથામાં લોઢાના ગજ ઘાલીને ફરો છો...!'

'પંજૂડી ! તું એટલું બધું બોલ મા...

'નો કેમ બોલે, ઇ તારો દાદો હાસમો જ કેતો' તો કે બહુ એલફેલ કરીશ તો તને ને તારા ભાયડાને ઘડીના છઠ્ઠા ભાગમાં ગમે તે બાનું કાઢી નાખી દૈશ હેડમાં, રોયા ઓલી સજૂડીની ઈનેય ખબર છે...

'ખબર હોય તો ઇ ભલે એક બાંધતો હોય તો એ બાંધે; મારે ક્યાં કોઇની ચોરી છે! એકબીજાની રાજીખૂશી હોય તો કોઇ કાંઇ નો કરી શકે.'

'પણ એને ઘરમાં નથી બેહાડતો ને છડેચોક બાર મહિનાથી ચોવીસે કલાક ભેળાં રહો છો ઈ તો હું જ સાંખુ. હું ય હવે તો ભાગી જાઊં એમ થાય છે, પણ મને તારી દયા આવે છે. રોયો મારો જીવ જ એવો છે કે કોણ જાણે કેમ તારી માયા છોડી જ શકતો નથી; તને તો ઇ માયલું કાંઇ નથી. મારા બાપે મારૂં કાંડુ તને સોંપ્યું એટલે મારાથી કંઇ થોડું બીજું થાય એમ છે? મને તો લાગે છે કે ઇ ચુડેલ તને ભરખી જશે. હવે એને પુરા દિ' થવા આવ્યા હશે; એનું શું છે?

'ઇ જ મોકાણ છે ને!'

'ઓલ્યો હાસમો ય ઇ કેતો તો કે કાંઇ બીજું ત્રીજું કર્યું તો મર્યા હમજજો.'

'હોય ને! આટલું બોલતાં તો રઘનાથના શરીરમાંથી ભયની એક અદીઠ કંપારી આવી અને ચાલી ગઇ' નદીના પૂરની પેઠે એનું પુરૂષાતન પણ ઓસરી ગયું હોય એમ એને લાગ્યું.

'પંજરી!' રઘનાથના સ્વરમાં અત્યંત આજીજી ને ભયની ધ્રૂજારી હતાં. પંજરી હવે તો તું ઉગાર: ઉગારવામાં તો જાણે ઇમ છે કે એને પૂરા દિ' ભરાઇ ગયા છે. પેટમાં તો એને બે ત્રણ દિ' થી દુખે છે ને આજકાલમાં... પણ એવે ટાણે મેં એને આંહિ આવવાનું કીધુ છે... જો' ને રઘનાથે અત્યંત ધીમી ચાલે દૂરથી ચાલી આવતી સજૂડી તરફ આંગળી ચીંધી.

'લે, હવે ઇ ભાંડવેડા મૂક! હું મારો ધરમ નૈં હારૂં... જા અંદર ખાટલો ઢાળ; જો ઇ આ પોંચી. હવે તો કલાક અડધી કલાક... ને એ સજૂ તરફ ફરી. આવ, પણ ઇ વેલા ઊપર પગ મૂક મા... મોટો ગઢ જીતીને આવી છું તે...

ને થોડી વાર પછી ફળીયા વચ્ચે બીજો ખાટલો ઢાળી, દુનિયા આખીની ચિંતા ચલમમાં ભરી ધમાડો કરી ફૂંકી મારતા રઘનાથને એણે ખબર આપી કે સજૂડીને છોકરો જન્મ્યો છે.

રઘનાથને આ સાંભળી હર્ષ કે શોક શું થયું તે કળાવું મુશ્કેલ હતું. એણે વિતરાગ ભય ક્રોધની અવસ્થા સિદ્ધ કરી હોય કે કેમ પણ થોડી વાર તો એ કશું જ ન બોલ્યો; એ વિચારમાં હતો. એના કરચલીવાળા મ્હોં ઊપર અત્યારે વધારે કરચલીઓ પડેલી જણાતી હતી. બહાર આસપાસ ઘાટા થતા અંધારામાં નજર કરી અતિશય ધીમે અવાજે એણે પંજરીને કહ્યું: 'લાવ ઇ છોકરો મારી પાસે.'

'શું કામ!' પંજરી ચમકી.'

'ચમક મા...' રઘનાથ પંજરીનો મનોભાવ પામી ગયો. અવાજમાં બને તેટલું વાત્સલ્ય ભરી એણે કહ્યું: 'મારે એને જોવો છે...'

'તો ઠીક; હું તો કંઈ ને કંઇ સમજી'તી. પણ આપણે તો નાનપણના પરણ્યા છીં; આટલા વરસના ઘરવાહમાં મને ભગવાને આ ટાણું કોઇ દિ' નો આપ્યું....'

ને થોડીવારમાં ઓરભરેલું બાળક પંજરી રઘનાથના હાથમાં મૂકતાં બોલી: 'જો રાજાના કુંવર જેવો છે ને!'

રઘનાથ બાળકને હાથમાં રાખી કશુંક બોલવા જતો હતો ત્યાં અંદરના ઓરડામાંથી સજૂએ ધીમી એવી બૂમ પાડી; ને પંજરી એમને એમ રઘનાથના હાથમાં બાળક રહેવા દઇ દોડી ગઇ.

થોડી વાર ન થઇ ત્યાં તો ગૂંગળામણ થતાં તીણી ચીસ પડે તેવી ચીસ સાંભળી પંજરી શ્વાસભરી બહાર દોડી આવી. પેલું બાળક રઘનાથના હાથમાં તરફડતું હતું. પંજરી આ દૃશ્ય જોઇને હેબતાઇ ગઇ; તેણે બાળક રઘનાથના હાથમાંથી ઝૂંટવી લેવા પ્રયત્ન કર્યો.

'લે હવે ડાપણુ કર મા...'રઘનાથે તેને તેમ કરતાં અટકાવી કહ્યું.

'પણ તને કોઇનો ડર છે કે નહિ! ભગવાનનો ન હોય તો કંઇ નઇ પણ ગામના માણહનો; ઓલ્યા જમાદારનો...'

'હવે જમાદારને ફમાદાર...આ સજૂડીને જરા કળ વળશે એટલે બગબગામાં હું મૂકી આવીશ એને સોમલા પાહે...ઇ મારો માશીનો દીકરો છે. ત્રણ ચાર મહિના ત્યાં ઇ રોકાશે એની પાહેં; ને પાછી આવશે ત્યારે કે'શું કે ભૈ, ઇ સુવાવડ કરવા સોમા પાંહે ગૈ'તી પણ છોકરૂં મરેલું આવ્યું ઈમાં આપણો શું ઊપાય...કંઇ થોડી આપણા હાથની...'

રઘનાથનું વાકય અધૂરૂં રહ્યું ને બહાર બારણું કોઇએ જોરથી ધબધબાવા માંડયું.

'પંજૂડી! આ પાપને કયાંક વગે કર...,

ને એટલામાં તો વંડી ઠેકી હાસમ જમાદાર ને બીજા બે ત્રણ માણસો એક પછી એક અંદર કૂદી આવ્યા.

રઘનાથની આ પરિસ્થિતિનો સામનો કરવાની જરા જેટલી ય તૈયારી ન્હોતી. બાળક પણ જેમનું તેમ એના જ હાથમાં હતું.

રઘનાથ વાકયો મનમાં ગોઠવી કૈં ખૂલાસો કરે તે પ્હેલાં હાસમ જમાદારની સાથે આવેલા માણસોએ એનાં બાવડાં પકડયાં ને બાંધ્યાં.

રઘનાથ પોતાને છોડી મૂકવા માટે જમાદારને વિનવણી કરવા લાગ્યો પરંતુ પંજરીએ તેને તેમ કરતાં અટકાવ્યો.

'હવે ઇ રોતલવેડા મૂક...! ને એ જમાદાર તરફ ફરી 'જમાદાર સાબ, મારા ભાયડાને છોડી દો! ઇ છોકરાને મેં ગુંગળાવી નાખ્યો છે... રાંડ નભઇ અહીં આવી.તે હું ઇ શોકયનાં જણ્યાંને છોડું, !

'એમ !, જમાદારનાં મ્હોં પર વિજેતાનું સ્મિત ફરકયું. 'પકડો' ઇ રાંડને ને લઇ હાલો બેયને થાણા પર...

બાળકને ગુંગળાવી મારવાની જાત કબૂલાત આપતાં પંજરી ગુન્હેગાર ગણાઇ; રઘનાથ છૂટી ગયો. છૂટીને ઘર તરફ રઘનાથ આવતો હતો ત્યારે એના પગ સીસાના હોય તેવા ભારે બની ગયા હતા.

દાર્શનિક પુરાવાનાઅભાવે કે જાતકબુલાત આપવાથી નીપજતી અનુકંપાને લીધે પંજરીને ચાર વર્ષની કેદની સજા મળી. પંજરી જેલમાં દિવસો ખૂબ આસાનીથી ગાળવા લાગી. પરંતુ કયારેક કયારેક આથમતી સાંજની એકાદી કાળીધબ્બ ભટકતી વાદળી ભાળી એના અંતરમાં અસહ્ય વ્યથા થતી.

બાકી જેલ-અધિકારીઓને એની વર્તણુંક અત્યંત સંતોષભરી જણાયેલી. રોજ સવાર સાંજ જેલ કમ્પાઉન્ડમાં આવેલા કુવામાંથી પાણી સીંચી આસપાસના રોપાઓને અને છોડને પાતી. આખો દિવસ કઠણ જમીન ખોદીને, મોટા મોટા શલાડા સારીને કે ઘંટી ફેરવીને શરીર તૂટુંતૂટું થતું હોય તે છતાં ઉમંગભેર એ રોપાઓની પેટના બાળક જેમ માવજત કરતી. આ કામ તેને સોંપવામાં આવ્યું હતું તેને બદલે તેણે જાતે જ માગી લીધું હતું તેમ કહેવું જોઇએ.

ગમે તેમ પણ એનાં ચાર વર્ષ પૂરાં થવામાં બે ચાર દિવસ બાકી છે ને એ એનું કામ કરતાં હવે થંભી જાય છે; નજર સામે પડેલી ચીજમાં કેટલી ય વાર સુધી ખૂંપી જાય છે; કોઇ અદીઠા ભાવોનો એક મોટો ઓછાયો અંતર પર ફરી વળે છે. સહુએ માન્યું કે છૂટવાના હરખમાં જ પંજરીને આમ થતું હશે!

છૂટવાની આગલી રાતે આંખનું એક મટકું ય માર્યા વિના આખી રાત એ એની કોટડીમાં બેસી રહી છે. એની કોટડીને તાળું ન્હોતું વસાતું એટલે બેસતાં થાકતી ત્યારે એ બહાર ચોકમાં આંટા માર્યા કરતી.

વ્હેલી સવારમાંથી જ રઘનાથ બ્હાર દરવાજે આવી ઊભો હતો. સજૂડી સાથે ન હતી. રઘનાથ આ બધા દિવસોમાં એક વખત દેખાયો ન હતો એટલે અનુમાન થઇ શકે કે એ કયાંય બ્હાર દેશાવર કે દૂર ગામ ગમતરે પણ ગયો હોય! આ ચાર વર્ષમાં એના ઊપર શું ય વીતકો વીત્યાં હશે કે એ અત્યંત વૃદ્ધ બની ગયો દેખાતો હતો. આંખો ફરતાં ગોળ કાળાં ચકરડાં ને મ્હોં ખૂબ જ કરચલીઓવાળું: આંખો તેજવિહોણી, શૂન્ય ને ફીકકી!

થોડી વાર થઇ ને દરવાજો ઉઘડયો. બ્હારથી એક મોટર અંદર

ગઇ. ધોળાં કોટ પાટલુન પ્હેરી અંદર બેઠેલા સાહેબને રઘનાથે ઓળખવા પ્રયત્ન કર્યો. વળી બે ચાર ખાખી પ્હેરેલા અફસરો અંદરથી બ્હાર ગયા. દૂરથી હાંફળોફાંફળો હાસમ જમાદાર પ્હેલબ્હેલા મોટરમાં બેસી અંદર ગયેલા સાહેબ સાથે કાંઇક વાતો કરતો દેખાયો.

એ નજીક આવ્યો એટલે રઘનાથે એને સલામ કરી ને થોથરાતે અવાજે પૂછ્યું.

'હાસમ બાપા! પંજૂડી આજે છૂટવાની...!'

'અરે, ઇજ મોંકાણ છે ને... ! ઇ તારી માને બરાબર આજ જ મૂરત આવ્યું. છૂટયા કેડે એક દિ' મોડો કૂવો પૂર્યો હોત તો કોણ રોકતું'તું'?

'હેં'! રઘનાથ પર વીજળી પડી.

'હા,...ને આજ કોળાં વાઘરાં શું દેહાંય ભણે છે તે રાંડ પાછી ડીંકરાથી કુવાના થાળામાં લખતી ગઇ. 'કોઇનો વાંક નથી, મારી મેળે પડું છું: સજૂડીની આડે નૈં આવું!' હાસમ જમાદાર બોલતો જતો હતો ને રઘનાથના મ્હોં ઉપરની કાલિમા વધારે ઘેરાશ પકડતી જતી હતી. અંતરમાં થતી નિઃસીમ વેદનાને લીધે મ્હોં ઉપર થોડી વધારે કરચલીઓ ઉપડી આવતી હતી...ને હાસમ જમાદારને કોઈકે બોલાવ્યો એટલે એના ચામડાના નવા હોલબુટ ચમચમ કરતો એ અંદર ચાલ્યો ગયો.

દશેક દિવસ પછી રઘનાથને ખબર પડી કે હાસમ જમાદારને જ હેડમાં પૂર્યો છે. કુવાના થાળા ઉપર લખેલા અક્ષરો હાસમ જમાદારના જ હતા, અને એ ઉપરથી જ એ પકડાણો: વ્હેલે પરોઢીએ લાગ જોઇ પંજરીની આબરૂ પાડવા એણે પ્રયત્ન કર્યો અને ઝપાઝપીમાં બીજો કંઇ ઉપાય રહેતાં પંજરી જાતે તરતાં ન આવડવા છતાં હડી કાઢીને ને કાં હડફેટમાં આવી જવાથી કૂવે પડેલી.

## ગોદરેજના ચાવી છાપ ટોયલેટ સાબુઓ

*** હિંદના એક્ષપોર્ટરો ***

બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા અને સાઉથ આફ્રિકા તથા અન્ય દેશમાં ગોદરેજ ટોયલેટ સોપના એક્ષપોર્ટરોને તેમની જરૂરિયાત વાસ્તે પત્ર વ્યવહાર કરવા અથવા રૂબરૂ મુલાકાત લેવા વિનંતિ કરીએ છીએ.

સોલ સેલિંગ એજન્ટસ :

ફોન : **નટવર ટ્રેડિંગ કું.** તાર :

૩૩૭૬૬ ૩૯૫, કાલબાદેવી રોડ, Natwarstar.

મુંબઇ ૨.

## વહાણના વીમાની

# એજન્સી

સધ્ધર વેપારીઓને તથા મુકાદમોને
સારા કમીશનથી આપવાની છે.

વીગત માટે મળો યા લખો :
ધી
**યુનીક મોટર**
એન્ડ
**જનરલ ઇન્સ્યુરન્સ કું. લી.**

નોબલ ચેમ્બર્સ,
પારસી બઝાર સ્ટ્રીટ, કોટ,
**મુંબઇ.**

શરૂઆતથી અત્યાર સુધી
મેળવેલું ચોકખું પ્રીમીઅમ
**રૂ. ૬,૦૦,૦૦૦**

ચુકવેલા દાવાઓ
**રૂ. ૨,૫૦,૦૦૦**



# થાયમોસીન

- દાંતપરની છારી
- હાલતાં દાંત
- પેઢાંના અવાળાં
- પાયોરીયા
- દાંતમાંથી નીકળતું લોહી

વીગેરે દાંતના તેમજ મોઢાના દરેક દરદો માટેનો ચોકસ ઇલાજ

**થાયમોસીન છે.**

દરેક દવાવાળા વેચે છે.

**નોંધઃ**—ટુથ પાવડર કે પેસ્ટને બદલે બ્રશ, દાતણ કે આંગળીના ટેરવા પર થાયમોસીન લઇને વાપરી શકાય છે.

**સોલ એજંટસઃ— ટી. એમ. ઠાકોર એન્ડ કું૦,**

૪૩, ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

**'ગોલ્ડ ફીલ્ડ'** એનો ટ્રાવેલીંગ સામાન મુસાફરીની તમારી સઘળી તકલીફ દુર કરશે.



૧૯૪૪ ની સાલના નવા મોડેલ્સ જરૂર જોઇ જશો.
લેધર ગુડસને લગતું રીપેરીંગ કામ ઓર્ડર મુજબ કરવામાં આવે છે.

# ગોલ્ડ ફીલ્ડ લેધર વર્કસ

શો રૂમઃ—પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨, ટે. નં. ૨૬૪૭૦.
પીરભાઇ મેનશન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪. ટે. નં. ૪૨૫૭૨.
બ્રાન્ચ : ગાંધી રોડ, અમદાવાદ.

# પતાવટ

## શ્રી. મૂરલી ઠાકુર

'વસંતબ્હેન! ઓહો! તમે તો ત્યાં જ જઇ જાણે ઘર માંડવાનાં હો એટલો રસાલો ભેગો કર્યો છે ને કૈં?"

વસંતબહેનની એક પાડોશી બ્હેનપણીએ આવી પ્રશ્ન કર્યો.

વસંતબહેન ભણ્યા કરતાં ગણ્યાં વધારે છે એવું એમના પરિચયમાં આવનાર સર્વ કોઈ જાણતાં.

ઉમ્મર નાની નહીં પણ શરીરથી કલ્પના ન આવે એવી વસંત બહેનની નમણી કાયા હતી. પાતળી કમર ઉપર એમની નાજુક દેહલતા હમેશાં ઢળેલી રહેતી. એમનામાં પુરૂષોને વશ કરવાની નહીં તો રીજવવાની તો આવડત જરૂર હતી.

પુરૂષોના જેટલી જ છૂટથી હરવાફરવાનું એમને ગમતું. પુરૂષોને પ્રિય એવી રમતોમાં પણ એ ખૂબ રસથી ભાગ લેતાં.

એમનો આવો સ્વભાવ હોવાથી વસંતબહેનને પુરૂષ મિત્રો પણ અનેક મળી રહેતા.

એમના ઘણા પુરૂષ મિત્રો 'વસંતબ્હેન જો!' એમ કહી એમની

ઘરવાળીઓને રસિક જીવનની પ્રતિમા બતાવતા.

આજે વસંતબહેનને પચીસમું વરસ બેસતું હતું તેની ખુશાલીમાં તેઓ એમના એક મિત્રને ત્યાં આજે જવાનાં હતાં.

સંબંધ જૂનો નહીં પણ રસિકતાથી આકર્ષાએલા મિત્રોને ક્યાં વરસની પડી છે. રસિકતા એવા બંધનથી મિત્રોને જોડે છે કે જાણે કાલે થયેલો પરિચય પણ જુગજૂનો હોય તેમ લાગે. આવા એક રસિક મિત્રને ત્યાં વસંતબહેન વર્ષગાંઠની ખુશાલીમાં બેત્રણ દિ રહેવાના આમંત્રણે આજ જતાં હતાં.

વસંતબહેન અંગ્રેજી ખૂબ છટાથી બોલતાં. નવામાં નવી ફેશન તો હમેશાં એમની સાડીને છેડે જ ઉડતી. એમની ચાલમાં ગુણગર્વિતાની હલક હતી.

એમની બહેનપણીએ ઉપરનો પ્રશ્ન કર્યો ત્યારે વસંતબહેન હમેશની જેમ જરાક મલકાયાં. એમના એ મલકાટમાં સામાને જીતવાની બાજી જ ગોઠવાતી.

"હા બહેન. મિત્રને ત્યાં જઈએ પણ આપણે જોઈતી વસ્તુઓ તો આપણી સાથે હોય તો જ સારૂં. મિત્રને પણ અગવડ ન પડે."

વસંતબહેનના શોખના વિષયોમાં ઘોડદોડ ને તરવું, મોટર, મોટરસાઈકલ, સાઈકલ વગેરે ઉપર સવારી કરવી તો એમને મન રમત વાત હતી. વિમાન ચલાવવાનું પણ એમણે એકવાર સાહસ કરેલું. પારકું ઉડાડેલું તો સૌ કોઈ ઉડે પણ વસંતબહેનને તો હંમેશ પોતાની જ પાંખે ઉડવું ગમતું. ને એવા સ્વભાવ ને વર્તનથી તો એમના પાલવની પાંખે ઘણાના જીવ ઉડતા.

*

'આવો વસંતબહેન' કહી જ્યારે મગનલાલ બહાર આવ્યા ત્યારે એમના ઘરમાંથી એક બીજો પણ અવાજ આવ્યો— 'તે એમને ઉતરવા તો દો' એમ મગનલાલનાં પત્ની બોલ્યાં. વસંતબહેનની ગાડી થોભી ને આ બન્ને વાક્યો એક સાથે એમને કાને અથડાયાં.

વસંતબહેનના જન્મદિનની ઉજવણી આજ આ એમના મિત્ર મગનલાલને ત્યાં હતી.

મગનલાલ પણ ખૂબ રસિક માણસ. હમેશાં મગન જ રહેતા. મોટરમાં ફરવું, હોટેલોમાં ખાવું, પાર્ટીઓ આપવી લેવી વગેરે એમને ખૂબ ગમતાં. કામકાજ ને આરામ–એશઆરામ–એવી એમને ગોરા લોકની સંસ્કૃતિ ગમતી.

મગનલાલનાં પત્ની રમાકાકી જરાક જૂનવાણી માણસ. પણ મગનલાલની સાથોસાથ એ પણ જરા વિચારતાં ને ક્યાંક એ માણસમાં ભળતાં માંડ થયાં હતાં. એમનો સ્વભાવ સ્નેહાળ ને સરળ હતો. કોણ જાણે કેમ પણ પૂર્વ પશ્ચિમની દિશા જ જૂદી એમ મગનલાલને રમાકાકીથી સંતોષ થતો જ ન હતો. ને એના જ આશ્રયમાં રમાકાકી હંમેશ ઉદાસ રહેતાં. એમને ત્યાં મેમાન આવતા. એ એમનું ખૂબ સ્વાગત કરતાં, ક્યાંક કોકને ત્યાં જતાં પણ. છતાં રમાકાકીમાં જોઈએ તેવી રસિકતા નથી એમ મગનલાલને હંમેશાં લાગ્યા કરતું.

મગનલાલે આજની ઉજાણીમાં બીજા એમના રસિક મિત્રોને પણ બોલાવ્યા હતા.

મગનલાલે ને વસંતબહેને થોડી વાતચીત કરી ત્યાં પાર્ટીની વેળા થઈ ને એક એક કરતાં એમના મિત્રો પણ આવી પહોંચ્યા.

ટેબલ ફરતી ખુરસીઓ ગોઠવાઈ. સૌ કોઈ ટેબલ પર હાજર થઈ ગયાં. રમાકાકી પણ એક ખુરસીમાં ખડકાયાં ને પોતાના ઘરનો વૈભવ જોઈ રહ્યાં.

બધા વાતોમાં ગૂંથાયા ત્યારે રમાકાકીનું મન ચગડોળે ચઢ્યું. એમને આવું ટેબલ ખુરસી ઊપર ખાવું ગમતું નહીં. પાટલા મૂક્યા હોય, સાથિયા પૂર્યા હોય, ધૂપદીપ હોય તો કેવું એમ રમાકાકીના મનમાં થયું ને તેની સાથે એક બીજો પણ વિચાર આવ્યો.

'આમ જ બ્રાહ્મણ કે નાતની પંગત બેઠી હોય તો!'

એટલામાં મગનલાલ સામું જોવાઈ જતાં રમાકાકી પાછાં ખુરસીમાં સ્વસ્થ થયાં.

થોડોક 'ડ્રીંક્સ', પછી ખાણું, પાછાં 'ડ્રીંક્સ' પછી રેડીઓ વગેરે મિજલીસમાં જે કાર્યક્રમ હોય છે તે હાજર થવા માંડયો. ને એમાં ને એમાં રાતના બાર થયા. બધું પતાવી બધાંય વસંતબહેનની વાહ વાહ કરતાં ઉઠયાં. સૌ કોઇએ વસંતબહેનને અભિનંદનો આપ્યાં, 'સેઇકહેન્ડ' કર્યા. એ મુબારકબાદીના 'શેઇકહેન્ડોમાં' એટલી એમના મિત્રોની ધગશ હતી કે વસંતબહેનના 'ડ્રાઇવીંગ, ડ્રાઇવીંગ' કરી ટેવાયેલા હાથ ન હોત તો હાથ દૂખવા જ આવત. પણ વસંતબહેન તો આવા અનેક 'શેઇકહેન્ડ'થી ટેવાયેલાં હતાં તેથી એમને એ સહજ હતું. રમાકાકી તો આ બાઇની શકિતની મનમાં ને મનમાં તારીફ કરતાં રહ્યાં.

મિત્રો એક પછી એક જવા માંડયા ને વસંતબહેન તથા મગનલાલ એ સર્વને વિદાય આપવામાં રોકાયાં હતાં. તે એમને તો ખબરે ન પડી કે રમાકાકી તો કયારનાંય પોતાને ખાટલે પડી ગસગસાટ ઊંઘવા પણ માંડયાં હતાં. એ કયારે પાર્ટીમાંથી પસાર થઇ ગયાં એ કોઇને ખબરે ન પડી.

મગનલાલને તો એ રોજનું હતું. તેથી એમણે આ વાત વસંત બહેનને પણ ન કહી. વસંતબહેન તો મિત્રોના અભિનંદનો ને પાર્ટીની ખુશાલીમાં લીન હતાં એટલે એમને એ યાદ પણ કયાંથી આવે !

સર્વ કોઇ ગયા પછી ઘરમાં શાન્તિ થઇ. વસંતબહેન ,ને મગનલાલ એકલાં પડયાં. ફરી મગનલાલ વસંતબહેનને આગ્રહ કરી એકાદ 'પેગ' પાયો ને બન્ને મસ્ત થયાં.

'વસંત ! આપણે જરા મોટરમાં ફરવા નીકળીએ તો ?' મગનલાલે લિજ્જતથી કહ્યું.

વસંતબહેનને તો વાયરાની જ જરૂર, વાયરાની લ્હેરે વસંતની મ્હેંક જેમ ઊડવું એમને ગમતું.

મગનલાલ ને વસંતબહેન ફરવા ગયાં.

એક સારી એવી જગાએ મોટર રોકી બન્ને જણે ફરવા માંડયું.

'વસંત ! તું મોટર તો આબાદ ચલાવે છે ! રમાને મેં ઘણીવાર કહ્યું પણ એ શીખતી જ નથી. કહે છે કે એ હાથપગ હલાવવા ને આખા

ગામની શેરીઓ ને માણુસો તાકવાનું આપણાથી ન બને.'

મગનલાલની આ વાતથી વસંતબ્હેનને રમાકાકી એકદમ યાદ આવ્યાં.

'તે હા આપણે એમને ભેળાં ફરવા ન લીધાં ?'

'એની તો અડધી ઉંઘ થઇ ગઇ હશે !' બન્ને હસી પડયાં તે માત્ર મોટરે જ જોયું.

આ બન્નેનાં એકાંતમાં આવાં હસવાં ફરવાં તો મોટરે ઘણાં જોયાં હતાં.

ખૂબ ફર્યા પછી બન્નેને જરાક થાક લાગ્યો. મગનલાલે વસંતને કહ્યું; 'ચાલ હવે જઇએ.'

બન્ને મોટરમાં બેઠાં ત્યાં મગનલાલે કહ્યું: 'વસંત, તું આવી છે તો મારૂં એક કામ ન કરે !'

વસંતબ્હેને માત્ર જરે આંખ ફેરવી તેથી મગનલાલ પ્રસન્ન થયા.

'આ રમા ! તેં જોયું ને આજે. એમ કાને કરડયાં જ કરે છે. મારી કોઇ વાત એના મનમાં વસતી નથી. એને જરા સમજાવી.—'

'હા હા એ હું સર્વ કરી લઇશ' કહી વસંતે બ્રેક મારી ત્યારે જ મગનલાલને ખબર પડી કે એઓ એમના બંગલા આગળ આવી પ્હોંચ્યા હતાં.

મોટર બંગલાના બાગમાં થઈ કે મગનલાલનાં કૂતરાં દોડતાં સામાં આવ્યાં ને શોરબકોર કરી મૂકયો.

આમ ગાડી આવી વાડીમાં ઊભે, કૂતરાં સામે આવે, માણુસો બારણે આવે, વગેરે વગેરે પ્રકારનો વૈભવ મગનલાલને ગમતો.

કૂતરાંને રમાડી પટાવી મગનલાલ એમના ટોળા સાથે ઘરમાં દાખલ થયા ત્યાં રમાકાકી ઉઠીને આવ્યાં.

'આમ અડધી રાતે આવો અને પાછાં ગામ આખાનાં કૂતરાં પાળેલાં તે આંખ નથી મળવા દેતાં. તમારાથી તો કંટાળી હવે હું.'

મગનલાલને આજે કાંઇ કહેવું નહોતું. ઉજાણીનો દિવસ હતો. વસંત

સાથે હતી. માથે રાત હતી. પડોશીઓ ઉંઘતાં હતાં તેથી મગનલાલે રમાકાકીને શાન્ત કરવા પ્રયત્ન કર્યો એમ રમાકાકી વધારે ખીલ્યાં.

'આજ તો વસંતબહેન પણ છે. એમના આગળ સર્વ વાત મારે કરવી છે. બાપ આવા તે સંસાર હોતા હશે!'

રમાકાકીનું આ ભાષણ સાંભળી મગનલાલ ને વસંતબહેન એક બીજાના સામું માત્ર તાકી રહ્યાં.

વસંતની કલ્પનામાં ગૃહિણી હજી આવી ન્હોતી. ગૃહિણી તો સર્વ કોઇ સ્ત્રીને કોઇ વેળા થવાનું, પણ આવું! એની તો એને સ્વપ્નેય ખબર નહોતી. એમના વિહારમાં 'ગૃહ' ક્યાંઇ હજી પ્રવેશ્યું ન્હોતું.

ધણીધણીઆણી, ઘરસંસાર, આજ એમણે જોયો.

પોતે આવા એક સંસારની પ્રેક્ષક છે—ને જેમ હરેક પ્રેક્ષક, હરેક પાત્ર યા નાટય-સંકલનામાં નાટક જોતાં, ભાગીદાર બની નાટકનાં પાત્રો સાથે પોતાની મનોસૃષ્ટિ રચે છે એમ વસંતને પણ થવા માંડયું.

આવા એક પ્રેક્ષક આગળ રમાકાકી ને પછી મગનલાલ પણ એક પછી એક દલીલ મૂકતાં ગયાં.

વસંતે બધું સાંભળ્યું?—એ તો એને પણ ખબર નથી. આંખમાં ચીકકાર ઊંઘ જામવા માંડી ત્યારે માત્ર તેણે એટલું કહ્યું:—

"રમાબેન, તમે આજ સૂઇ જાવ. હું એમને સમજાવીશ. આમ તે કૈં સંસાર ચાલે!'

'સો વરસની થજે મારી બેન. આવાં તમારા જેવાં બે શાણાં સલાહ આપનાર મળ્યાં હોત તો!' અહીં તો બધા ગામના ઉતાર ભેગા થાય છે તે શું ભવ તારે!"

'હા. હા. તમે સુઇ જાવ. હું છુંને' કહી વસંતે રમાકાકીને સૂવાડી દીધાં.

*

મગનલાલ રમાને સૂતી મૂકીને ઘણીવાર ફરવા જતા, ને મગનલાલને સૂતા રહેવા દઇ રમાકાકી પણ રોજ સહવારે વ્હેલાં ઉઠી પોતાને કામે વળગી જતાં.

સ્હવારના આઠ વાગ્યા છે. રમાએ પોતાનું કામ પતાવી દીધું છે. રમાકાકીને ત્યાં નોકરો વ્હેલા ઊઠી આમ જ રોજ કામ પતાવતા. માત્ર શેઠનો ઓરડો કેવળ છેવટે સાફ થતો. શેઠનો ઓરડો સાફ કરવો મૂકી નોકર મહેમાનનો ઓરડો સાફ કરવા જતો હતો ત્યાં રમાકાકીએ પાછળથી બૂમ મારીઃ 'સૂવા દે એમને ઝંપીને. બિચારાં રાતે મોડાં સૂતાં છે તે—!'

"—પણ ઓરડો તો ખાલી લાગે છે બાઇ!

"ખાલી છે?" શું વસંતબ્હેન અંદર નથી! ન્હાવા ગઇ હશે," કહી રમાકાકી જરા હરખાયાં–ને મનમાં જ મનોરથ ગડ્યા–' વસંત આવી તે ઠીક થયું; હવે એમને હું પ્હોંચીશ, એના જ આગળ એમને સીદ્ધા કરાવીશ. એ તો નથી કં મારા જેવી પોચી; આમ ખબડદાર છે. એમને ય પ્હોંચે એવી'—આમ મનોરથની પાંખે ઉડતાં એ આખા ઘરમાં ફરી વળ્યાં.

છેક નવ વાગવા આવ્યા ત્યારે રમાકાકીએ મગનલાલના ઓરડામાં જઇ બૂમ મારી.

'ઊઠો હવે–ગામ તો આખું કામેય લાગી ગયું ત્યાંસુધી—'

—પણ એટલામાં તો એમને કાને મોટરનો અવાજ અથડાયો; ને શેઠનું આતિથ્ય કરતાં કૂતરાંના ભસવાનો પણ શોર મચ્યો તે ભડકી બહાર આવ્યાં.

મોટરમાંથી મગનલાલ અને વસંતબ્હેન ઉતર્યાં.

'રમાબેન, અમે તરી આવ્યાં.'

'વારૂ બેન' કહી અંદર જતાં કાંઇક વળી સાંભળ્યું તે પાછાં ફર્યાં ને રમાકાકી બોલ્યાં. 'તે મનેય તારતી જજે હોં બેન!'

બધાંયે નાહી ધોઇ ખાઇ લીધું. મગનલાલ પોતાને કામે ગયા. વસંત પોતાના ઓરડામાં વિસામો કરવા ગઇ.

રમાકાકીએ પોતાનું ઘરનું કામ પતાવ્યું ને 'વસંત' કહી હાક દીધી.

'હોં રમાબેન!'

'હાં બેન આવું કે?'

'અરે રમાબેન! ઘર તમારૂં ને તમે જ મને આમ પૂછો છો?'

'જાણ્યું ઊંઘતી હોય તો—!'

'તોય શું થયું!'

'ના, પણ આમ પૂછવું વગેરે તમારા ભાઈને ગમે છે ને!'

'હા, એ વિવેક સારો પણ એ તો બ્હારનાં માટે હોય. ઘરમાં વળી એ શું?'

'અરે ત્યારે તમે ક્યાં જાણો છો? એમને તો ઘરમાં ય આવી પેલી શું કે છે 'એટીકેટ' જોઈએ. વસંત! ઘરમાં ભેળાં રહી જીવ મળી ગયો હોય ત્યાં વેવાઈ જેવાં 'એટીકેટ'ના ચાળા કાંઈ નભે? પણ એમને તો એવાજ ચાળા જોઈએ—એ જ દુઃખ દે ને બાઈ!' કહી રમાકાકીએ જે નિઃસાસો મૂક્યો–! 'ને લે બાઈ તું ય આરામ કર જરી, ને હું ય આડે પડખે થાઉં પછી ચા પીતાં વાત કરશું' કહી રમાકાકી ઉઠી ચાલી ગયાં.

*

આમ મગનલાલ ને રમાકાકીનો સંસાર ચાલે છે એ વસંતે જોયું. એણે મગનલાલનું જીવન વિચાર્યું.

હજી સુધીમાં મગનલાલ બેચારવાર વિલાયત જઈ આવેલા એટલે એ બેચારવાર રમાને સીતા વનવાસ વેઠવો પડેલો. 'ધણી તો પરદેશ જ ખેડને' એમ વિચારી રમાકાકી કાંઈ મનમાં આણતાં નહીં. પણ મગનલાલ દરેક વખતે વિલાયતથી આવતાં જ ઘરમાં કાંઇ નવું ધાંધલ કરતા ત્યારે તેમના ઉપર રમાકાકીને ક્રોધ ચઢતો. અતિ કંટાળતા ત્યારે રમાકાકી મૂગાં રહેતાં ને અતિ કંટાળેલા મગનલાલ વિલાયત એક આંટો મારી આવતા.

સીતા વનવાસ ભોગવતી, રામ રાજ માણતા. આવાં આ બે વચ્ચે કઇ રીતે પતાવત કરવી એનો વિચાર વસંત એકલી પડી કરી રહી હતી. એક બે દિવસ વસંત રહી તે સર્વને ને વસંતને પણ

ગમ્યું. રમાકાકીએ તાણ કરીને મગનલાલને ત્યાં બીજું જોઇએ પણ શું ? એ બન્નેની લાગણીને માન આપી વસંત થોડા દહાડા અહીં- મગનલાલને ત્યાં વધારે રોકાઇ. બપોરી વેળા મગનલાલ ભેગી મોટરમાં સવાર થઇ પોતાનું કામ કરી આવતી. કોકવાર એકલી તો કોકવાર મગનલાલ ભેગી પાછી ઘેર આવતી.

વસંતને આવ્યે આમ પખવાડિયું નીકળી ગયું. સવાર સાંજ ફરવા જતાં ત્યારે એ રમાકાકી તરફથી મગનલાલ આગળ કેસ લડતી ને બપોરી વેળા રમાકાકીને સમજાવતી.

એક દિવસ સાંજે વસંતે ધીમે રહીને રમાકાકીને કહ્યું !–

'રમાબેન, ચાલો આજે સીનેમા જોવા જઇશું ? ફીલ્મ દેશી છે ને સારી ય બહુ છે!

'ચાલો બાઇ ત્યારે, તમે કહો છો તે વળી ના પડાય. તમે કહો તેમજ કરવાનું છે ને! મેં તમને વચન આપ્યું છે તે કૈં હું એટલામાં ભૂલી નથી ગઇ.'

સીનેમામાં જતા પહેલાં રમાકાકીએ બધા જ નોકરોને હુકમો કરવા માંડયા તે તો વસંતે રોકયાં ત્યારે રહ્યાં.

'અરે બેન! ઘરની બહાર જઇએ તે નોકર માણસને બધી સમજણ તો પાડવીને. નહીં તો મૂવા કેની તે ઘરનું રણ કરી મૂકે.'

વસંત, રમા ને મગનલાલ ત્રણે આજ પહેલીવાર સાથે સીનેમા જોવાં ગયાં. વસંત ને મગનલાલ તો કેટલીય વાર ગયાં હશે!

ફીલમમાં રમાકાકીને મઝા તો પડી ખૂબ. પણ સીનેમામાં લોકો દેખતાં વસંતે લેમન પીધું એ એમને જરા ન ગમ્યું. તેમાં વળી મગનલાલની સીગારેટનો ધૂમાડો ને માથા ઉપર પંખો હોઇ રમાકાકી તરફ જ જતો હતો તેથી કંટાળી તેમણે જરા છણકો કર્યો. ત્યાં વસંતે કહ્યું: 'રમા બેન તમે આમ બેસો ત્યાં હું બેસીસ.'

'તે બાઇ તનેય ધુમાડો તો નડશે જ ને?'

'મને તો—કાંઇ નહીં' કહી વસંતે વાત આટોપી પણ રમાકાકીને

કાંઇ સમજણ ન પડી.

'બાઇ માણસને સીગરેટનો ધૂમાડો ગમે?' એ જરા એમના મનમાં ખટક્યું. પણ ફીલમ જોવામાં પાછું એ તો ભૂલી ગયો.

સીનેમા જોઇ રમાકાકી હરખાતાં હરખાતાં વસંત સાથે વાતો કરતાં બહાર નીકળ્યાં. પોતાની મોટર પાસે આવતાં એમણે ત્રણ ગોરી ફટાક આંખ ગાલ હોઠ રંગેલી પૂતળીઓ જેવી અંગ્રેજ છોકરીઓ જોઇ ત્યારે રમાકાકીને સપના જેવું લાગ્યું.

ખબ લાડથી 'હલો મગનલાલ' કરતી બધીય મગનલાલ ભણી ધસી આવી ને શેઇકહેન્ડ કરવા માંડી.

વસંતે પણ બધાં સાથે 'શેઇકહેન્ડ' કર્યાં ને છૂટથી અંગ્રેજીમાં વાતો કરવા માંડી. થોડી વાતચીત પછી મગનલાલને યાદ આવતાં એમણે દિલગીરી બતાવી બધાની પાછળ પડી ગએલાં રમાકાકીને તાણી પેલી છોકરીઓને ઓળખાવ્યાં. રમાકાકીએ વગર બોલ્યે જે અભિનય આંખથી જ કર્યો. એની ભાષા સમજવી અગરી પડે એવી ન્હોતી.

મોટર ખોલી મગનલાલે પેલી ત્રણમાંની એકને અંદર બેસાડી ને રમાકાકીનો જીવ ચૂંથાવા માંડયો પણ બોલ્યાં નહીં.

રમાકાકીને હંમેશ બહાર બેસતાં ધાસતી લાગતી તેથી વસંત ને મગનલાલ બહાર બેસે એવી ગોઠવણ પહેલાંથી જ હતી છતાંય 'પણ વસંતબેન તમે જ અંદર બેસજોને કાંઇ વાત તો થાય મૂઇ' રમાકાકીએ તેથી વસંત રમાકાકી સાથે પાછળ બેઠી ને પેલી અંગ્રેજ છોકરી મગનલાલ પાસે આગળ બેઠી. મોટર ઉપડી કે રમાકાકીએ ભાષણ શરૂ કર્યું.

'વસંતબેન! મને તો બહાર જાણે રસ્તો ખાવા આવતો હોયને એમ લાગે છે એટલે તમારા ભાઇ ચલાવતા હોય તો ય હું તો અંદર બેસું. લાગીએ તો ખરાં ખાસ્સાં શેઠાણી જેવાં. ને આજે વળી પેલી સાથે ગોટપેટ કોણ કરે! એટલે તમને પાસે બેસાડયાં.'

મોટર ચાલતી હતી. રમાકાકીની જીભ ચાલતી હતી. પણ એમની નજર આગળ બેઠેલા મગનલાલ ને પેલી અંગ્રેજ બાઇ ઉપર જ

સ્થિર હતી.

વસંત કોઈકવાર જરા વાત કરાવવા મથતી પણ એમને એમાં રસ પડતો નહીં.

સાંજનો સમય ને મુંબાઈના રસ્તા એટલે મગનલાલને ક્યાંક ક્યાંક બ્રેક મારવી પડતી ને પેલી અંગ્રેજ બાળ જ્યાં નમી પડતી ત્યાં અંદર બેઠાં બેઠાં રમાકાકી ચીઢાતાં.

'જોયું વસંતબેન! કેવી ઉપર પડે છે એ? એ જાત જ હલકી તો! આપણા જેવું એમને કૈં થોડુંક—શું પોતાનો કે શું પારકો–બધા જ પુરૂષ એમને તો સરખા'

વસંતહુંકારો દેતી ગઈ તેમ વાત વધારે લંબાતી ગઈ. તેમની ક્યાંક વાત ટાળી વસંત મગનલાલ કે પેલી બાઈ સાથે વાત કરે તોય વચમાં રમાકાકી તો ભરડે જ. વસંત આજ રમાકાકીને સમજાવી શકી નહીં ને સમજી પણ શકી નહીં.

'શું વસંત બેન તમેય રાંડ સાથે બોલ્યાં કરો છો?–તે હવે કેટલે દૂર છે આનું ઘર? ઘર આવે કે નાંખોને રાંડને બહાર.'

આવાં આવાં રમાબેનનાં વાકયો સાંભળવા છતાં વસંત ખૂબ ધીરજ ધારી રહી. મોટર ને રસ્તાનાં અવાજમાં એ શબ્દો મગનલાલને કાને ન્હોતા પડતા એટલું વળી સારૂં હતું.

'રમાબેન એનું ઘર હજી છેટે છે.' વસંતે જવાબ આપ્યો. 'તે આવાં પાસે ઘર જ શું કરવા રાખે–નહીં તો એમને આટલું મોટરમાં બેસવાય ક્યાંથી મળે!'

'કેમ રમા! થાકી લાગે છે' મગનલાલે ઘર ઘર કાંઈ સંભળાતાં પૂછ્યું.

'થાકી નહીં તો! સીનેમામાંય બેઠાં ને આ મોટરમાંય ટાંટીઆ ઝલાઈ ગયા–હવે તો ઘર આવે તો ઠીક.'

'ઘર તો ક્યાં આવવાનું હતું એની જગા છોડીને; પણ આપણે હમણાં પ્હોંચી જશું' મગનલાલે ટોળ કર્યું.

'રમાબેન, ઘેર જઇને ચા પાશો ને?' વસંતે વાત ટાળવા પ્રશ્ન કર્યો.

'હાસ્તો મારે પણ પીવી છેને!'

મગનલાલે પહેલાં પોતાને ઘેર આવી મોટર થંભાવી. પેલી અંગ્રેજ બાઇને ચા પીવા આગ્રહ કર્યો તો તેય ઉતરી બધાંની સાથે.

'વસંત! આ રાંડ અહીં કયાં ઉતરી? શું આજ એનું ઘર છે!' રમાકાકીથી રહેવાણું નહીં.

'ના, ના, રમાબેન! એનું ઘર હજી આગળ છે ને આ આપણે ઉતરી ચા પીએ તે જરા એનેય વિવેક કર્યો. ચા પી પછી એને ઉતારી આવશું'

પાછળથી મગનલાલે કહ્યું: 'કેમ ચા પાય છેને રમા?'

મગનલાલને જોઇ રમાકાકી જીભને સંકેલી જેમ તેમ મોંમાં સમાવી.

બધાંએ ચા પીધી. મગનલાલ ગાડીની ચાવી લઇ ઉઠયા ત્યાં રમાકાકી પડખે ગયાં ને બોલ્યાં:—

'તે તમને થાક લાગતો નથી! જેના તેના ડ્રાઇવર! કહોને રાંડને'તે જાય ચાલીને? શું રોજ મોટરમાં જાય છે એ?'

'રમા તું આમ શું કરે છે?' મગનલાલે મિજાજ સ્વસ્થ રાખી રમાકાકીને સમજાવવા માંડયું. કદાચ મામલો બગડે તો એમ ધારી વસંત વચમાં પડીને બોલી:—

'મગનલાલ તમે રહેવા દો. લાવો ચાવી. હું જ મીસ કાઇટને પ્હોંચાડી આવીશ.' મગનલાલને જરા ગમ્યું નહીં પણ રમાકાકી સાથેના રણસંગ્રામ માટે એમની તૈયારી ન્હોતી તેથી મૂગા રહ્યા.

વસંત મોટર હંકારી લઇ ગઇ. એ પણ રમાકાકીને ગમ્યું તો નહીં જ.

'બાયડીની જાત ને મોટર ચલાવે! એના ગયા પછી જરાક એ બબડયાં.

વસંત મીસ કાઇટને મૂકી આવી ત્યારે મગનલાલે જે રમાપુરાણ કહ્યું એ તો વસંતે હસી કાઢયું.

મગનલાલે છેવટે એટલું જ કહ્યું: 'જરા સખત થવું પડશે.'

*

એ વાકય કોણ જાણે કયાંથી રમાકાકીને કાને પડયું ને પૂળામાં અંગાર પડતાં ભડકો થાય એવો ભડકો કરી બોલ્યાં.

'તે હું કાંઇ પેલી રખડતી રાંડ જેવી ઘરમાં રાખેલી નથી. પરણીને, હાથ ઝાલીને લઇ આવ્યા છો.' મગનલાલ કૈં બોલે ત્યાર પહેલાં રમાકાકી ફરી બોલ્યાં.

'મારે છતે રાંડો સાથે ફરો! આજ જ મેં તો જોયું. આમ રોજ ફરતા હશો તો કોણ જાણે!—રોજ ઘેર મોડા આવો છો તે આ સાહેલીઓને વળાવવામાં જ ફરતા હશો ને!'

મગનલાલે માત્ર જોરથી 'ચૂપ' કહ્યું; પણ એ 'ચૂપ' શબ્દે તો રમાકાકીની જીભની બધી શકિત જગાવી મૂકી. વસંતને અહીં રહેવાનું આજ સાલ્યું ને એણે આજે જ પોતાને ત્યાં જવાનું નકકી કરી દીધું.

રાત જેમ તેમ વીતાવી વસંત સ્હવારે પોતાને ઘેર જવા નીકળી. રમાકાકીની જતાં પ્હેલાં રજા લેવા ગઇ.

'રમાબેન આવજો.'—

'કેમ બેન તમે આજે જ જવા નીકળ્યાં? આ તમારા ભાઇને સમજાવવાનાં હતાં ને!'

'રમાબેન હું ફરી કોઇવાર આવીશ. મગનભાઇને મેં કાલની વાત પર ખૂબ ઝાટકયા છે.'

'હાં, એમ ઝાટકો તો તો ઠીક થાય. લો ત્યારે હવે વળી પાછાં કયારે આવશો?'

'તમે બોલાવશો ત્યારે.'

વસંત આમ રમાકાકીની વદાય લઇ મોટરમાં બેઠી. મગનલાલ

એને મૂકવા ગયા. રમાએ છેવટનો 'આવજો'નો વિવેક કર્યો પણ કચવાતાં.

*

હવે રમાકાકીએ મગનલાલની બધી વાતો સાંભળવા માંડી. બધા દોસ્તો વચ્ચે બેસવા માંડયું. બધે સાથે જવા જીદ કરવા માંડી.

રમાકાકીને એમ જ થતું હતું કે મગનલાલ તે દિ' આવેલી એવી રાંડો સાથેજ ફરતા હશે તેથી તો એ સાથે જ ફરવા માંડયાં.

રમાકાકીના આ સાથ ને વર્તનથી મગનલાલ ખૂબ અકળાવા માંડયા.

એક દિવસ વસંત પાસે જઇ લગભગ રડવા જેવા થઇ ગયા ને બધી કથની કહી.

મગનલાલના ઉપર વસંતને અનુકંપા હતી. તેમના જેવાનો સંસાર આમ ધૂળ થતો જોઇ એના હ્રદયમાં કૈં કૈં થતું.

એક દિવસ આ સંસારને સીધે માર્ગે મૂકી શકાય તો મૂકવા વસંત પાછી મગનલાલને ત્યાં આવી. રમાકાકીને બેસાડી બધી વાત કહી.

'જૂઓ રમાબેન, તમારા પતિ—એટલે તમારે એને પૂજ્ય ગણવા જોઇએ. ધંધા માટે માણસ ફરે નહીં ને. એ માણસને મળે નહીં તો પૈસા ક્યાંથી આવે?'

'મૂઆ એ પૈસા! વસંતબ્હેન તમને ખબર નથી જયારે જોઉં ત્યારે તે દિવસ હતી તેવી રાંડો ને કાં તો ખડખડ આ મલ જેવા હસ્તા ભાયડા એમની સાથે ખાવાપીવામાં હોય છે. હવે તો હદ થાય છે બાઇ! શું કહું હું તને મારા હૈયાની વાત! તુંજ મારી જગાએ હોત તો?'

'રમાબેન મગનભાઇ તે વેપાર કરે છે એમાં એ બધાં મદદ કરનાર છે.'

'અરે વેપાર તે એક જણ કરે એ બધાં ટોળાં?'

'રમાબેન! પેલી બાઇઓ તો એમની નોકર છે. કોઇ કોઇ તો એમની આડતનું કામ કરે છે.'

'અરે બાપરે! આવી બાયડીઓ નોકર! ને વળી નોકર માણસ થઇ શેઠની સાથે ફરે?'

'જમાનો જ એવો છે ને રમાકાકી. એ બાઇઓ સારી છે. પોતાનો નિર્વાહ કરવા નોકરી કરે તેમાં શું? એમના તરફ સામાન્ય નોકરો જેવો વર્તાવ આપણથી ન રખાય.'

'અરે વસંતબેન તમે ય શું આમ બોલો છો? એ તો વળી શો વેપલો કરવાની હતી. આ એમને જ વેચી ખાશે કોક દિ.' આ તો ગોરી જાત! એમનો તો ભરોસો શો?'

'પણ રમાબેન તમે કાંઇ સમજો તો—'

'અરે શું સમજે મારી બેન! તમે ય શું સમજાવવાને બહાને તમારા ભાઇ સાથે ફરો છો; એમને કાંઇ કહેતાં હો તો! વેપારની જગાએ વેપાર ને તે ય એની રીતે જ હોયને! મારા બાપા મોટી દુકાન ચલાવતા ત્યાં તો આવું જોયું નોતું બાપ.'

'રમાબેન, તમને મારા ઉપર વિશ્વાસ છે કે નહીં?'

'એ તો છેસ્તો બાઇ? ત્યારે તો આટલી હૈયું ખોલી વાત કરૂં છું.'

'તો એમ વિશ્વાસ રાખો. તમારી વાત હું પાછી મગનભાઇને કહી સમજાવવા પ્રયત્ન કરીશ.'

'તો તો તમારો પાડ! ભગવાન કરે ને તમને લાખેણો ધણી મળે!'

'ધણી તો ઠીક' વસંતે વાત ટાળવા કહ્યું.

'કેમ ઠીક.'

'એ તો તમે જ શોધી રાખશોને રમાબેન' વસંતે પાછી વાત ટાળી.

'એ તો ખરૂં જ તો. પણ જો જો વસંતબેન તમે પણ આજ-કાલની છોકરીઓ જેમ ક્યાંક રસ્તે ચાલતાં પરણી ન બેસતાં હોં.'

'મગનભાઇ જેવો શોધું તો!'

'અરેરે એ શું બોલ્યાં! એમનામાં કાંઇ ખોડ નથી. મારે તો એ ભગવાન છે બાઇ.'

'હાં ભગવાન!' કહેતા મગનલાલ આ વાત ઘણીવારથી સાંભળી રહ્યા હતા તે ઓરડામાં આવ્યા—'તેમાંજ રોજ ભગવાનની પૂજા કરો છો?'

'જો જો હાં વસંતબેન,–જોયું આમ જ આ મેંણાં મારે છે. મારા જેવી એમને સાત જન્મે ય નહીં મળે.

'સાત સાત જન્મ તારા જેવી મળે તો ફરી જન્મ લેવા મારામાં હિમ્મત નથી.' મગનલાલે આકળા થઇ કહી દીધું.

'હું તમને નથી જ ગમતી તો મોકલી દો ને મારે પિયર. તમારા આ ભવાડા મારાથી સહન નથી થતા સમજ્યા. આજ ફોડ કર્યો તો પૂરો જ કરું લો. મોંમાં આગળી નાખી જ બોલાવો છો ને!'

'રમાબેન, રમાબેન' વસંતે વારવા માંડયું.

'રમાબેન રમાબેન'! મને કહો છો તે તમારા ભાઇને કેમ કાંઇ કહેતા નથી! લખ્ખણના પૂરા ને પાછા મારા આગળ તીરથી જેવા થાય છે.'

'ચૂપ ગમાર! મગનલાલ મીજાજ જાળવી શકયા નહીં.

'—તે ચૂપ જ રહીશ—પણ આજ તો કહીશ જ–વસંતબેન એમના પેલા દોસ્તને પૂછજો. છેલ્લા વિલાયત ગયા ત્યારે ત્યાં કેટલી માઓ રાખેલી—'રમા કાંઈ વધુ બોલે ત્યાર પેલાં મગનલાલની થાપડે રમાકાકીનું મોં બંધ કરી દીધું.

વસંત રમાને પકડવા ગઈ, ત્યાં રમાને લાગ્યું કે આજ રાંડ મને ઉપર રહી મરાવે છે.—

'તે મને પકડે છે તે પકડને તારા ભાઇનો જ હાથ.'

આ 'તું' કારે વસંતની સાન ને આંખ બન્ને ફટકયાં.

'રમાબેન તમે ભાનમાં નથી' એટલું વસંતે કહ્યું: ત્યાં રમાએ પોતાના ભાઇને દોડીને ફોન કર્યો ને થોડીવારમાં ગાડી આવતાં એના એ ક્રોધની ભરતીએ ચઢી પિયર ગયાં.

*

થોડાક દિવસ રહી વસંતે રમાકાકીને પિયર જઈ ફરી સમજાવવા હિંમત કરી. વસંત નિષ્ફળ ગઈ.

મગનલાલના ઘરમાં બીજું કોઇ જ ન્હોતું તેથી વસંત વધુ સંભાળવા લાગી. મગનલાલ સાથે આમ એકલાં રહેવાથી એમની ઘણી

કલ્પનાઓ પોતાનામાં મૂર્ત થતી જોઇ.

વસંતમાં જાપાનના સર્વ રંગ ખીલ્યા હતા. મગનલાલ પણ રંગીલા હતા. બન્નેને દૂધમાં સાકર મળે એવું લાગતું હતું.

એકવાર ફરી હિમ્મત કરી વસંત રમાકાકી પાસે ગઇ. આ ફેરા વસંતના બોલાવવામાં ઢંગ નહોતો તેથી કે પછી રમાના તરંગને લીધે બન્ને જ વાતચીતમાં ઉગ્રતા આવીઃ–

'તું જ હમણાં ઘર ચલાવે છે ને—તે ચલાવને તારી કમ્મરમાં જોર હોય તો' એમ રમાકાકીએ કહ્યું ત્યાં વસંત ઉભી થઇ ગઇ ને આવી સર્વ હકીકત મગનલાલને કહી.

મગનલાલે વસંતને એ સર્વ વીસરવા કહ્યુંઃ ને મનમાં સર્વ ગાંઠ વાળી લીધી.

રોજ સવારે ઉઠતાં ચા પીવાથી મોડી મોડી રાતે બોલ કે પાર્ટીઓમાંથી આવી વિલાસ થાકયાં ઝંપતાં સુધી બન્ને જણ રમાની જ વાતો કરતાં—પણ આમ કોઇ લોક જોઇ શકે છે?

લોકોએ તો ઘણી વાતો વાતાવરણમાં વહેતી મૂકી હતી. એ વાતો વસંતના જીવનઝ્હેણમાં આવો ઉભે એવી ભૂલ વસંતને ઓળખ્યા પછી તો આપણે ન જ કરીએ!

વસંતમાં તો ભાવિ નવી સ્ત્રીની નીડરતા કે ચાંચલ્ય જે કહો તે હતું.

રમાએ પણ જીભ છૂટી મૂકી હતી. એક દિવસ પતિવ્રતા સ્ત્રીએ પોતાના જીવનને જીવતું બળતું ન સહાવાથી ઘેર આવી–વસંત ને મગનલાલ બીર પીતાં હતાં. એ જોઇ દરવાજામાંથી જ બન્નેને ભવભવની સુણાવી.

*

બીજે દિવસે તો લોકોએ છાપામાં વાંચ્યું કે મગનલાલે ને વસંતે 'સીવીલ મેરેજ' કર્યું છે ને તેની ઉજાણી પણ રાખી છે.

રમાને પણ કોકે છાપું વંચાવ્યું ને એ સાંભળતાં 'એ તો મેં ધાર્યું જ હતું તે કહી—' જીવતે જીવ વચના એ કડવા ઘૂંટડા પી રમા પિયરમાં સમાઇ ગયાં.

શરૂ થઈ ગયું છે

સંત ચીત્રો વીષેની તમારી કલ્પનામાં ક્રાંતી લાવનારૂં

રાજકમલ અને વી. શાંતારામનું

સર્વાંગ સુંદર ભક્તિ ચિત્ર

# માલી

હિન્દી મરાઠી

★ ★

દિગ્દર્શક—

કેશવરાવ

દાતે



કથા-સંવાદ-પદો

સ. અ. શુકલ

★ ★

ભુમિકા—

સંગીત કલાનીધી- મા. કૃષ્ણરાવ

કંઠકલાનીધી-અમીર કર્ણાટકી

અને બેબી નલીની

નવી મશીનરી, નવી સજાવટ, નવી રચના

## નોવેલ્ટી

સ્વસ્તિક—શકુન્તલા

૨૯ મું અઠવાડીયું

બુકીંગ-મંગળવારથી ૧૦ાા થી ૧૨ાા, ૪ાા થી ૬ાા.

# વાપરેલી ટપાલની ટીકીટો.

**નીચે દર્શાવેલા દેશાવરોની ટીકીટો કાયમ નીચે જણાવેલા ભાવે ખરીદીએ છીએ.**

ઇન્ડીયા સીલ્વર જ્યુબીલી મોટી ૧૦૦ ના ૧૨ આના.

ઇન્ડીયા બીજી કોઇ પણ જાતની ૧ પૈસાથી ૧ રૂપીઆ સુધીની ૧૦૦૦ નો રૂા. ૧-૪-૦.

એડન ૧/૨ આનાથી રૂ. ૧ સુધી ૧૦૦ નો રૂ. ૧-૮-૦

આફ્રીકા, કેન્યા, યુગાન્ડા, ટાંગાનીકા, સાઉથ આફ્રીકા, બી. ઇસ્ટ આફ્રીકા ટ્રાન્સવાલ, ન્યાસાલેન્ડ, ઝાંઝીબાર વિગેરેના ૧ સેન્ટથી ૧ શીલીંગ સુધીના કોઇ પણ ૧૦૦ નો રૂા. ૧-૦-૦.

બરમા હોંગકોંગ, મલાયા, સોમાલીલેન્ડ, માડાગાસ્કર, બેલ્જીઅમ, કાંગો, પોર્ટુગીઝ આફ્રીકા, ફીજી વિગેરે દેશાવરોની દર ૧૦૦ ટીકીટના રૂા. ૧૦-૦-૦.

તે સિવાય જુનાગઢ, ગ્વાલીઅર, પતિઆલા, નાભા, ઇડર, ભોપાલ, જયપૂર, ઇન્દોર, ત્રાવણકોર, કોચીન, નિઝામ વગેરે સ્ટેટોની ૧૦૦૦ ના રૂા. ૪-૦-૦.

ઇંગ્લંડ, જરમન, જાપાન, અમેરિકા ૧૦૦૦ ના રૂા. ૧-૪-૦.

કોઇ પણ સ્ટેમ્પ જરા પણ ફાટેલ ન હોવી જોઇએ. સ્ટેમ્પો રજીસ્ટર્ડ પારસલથી મોકલાવી આપવા, સ્ટેમ્પો મળ્યેથી નાણા તૂરત મોકલી આપીશું. વધુ પત્રવ્યવહાર માટે ૧॥ આનાની સ્ટેમ્પ બીડો.

## ધી કોરોનેશન સ્ટેમ્પ કું૦.

**(સ્થાપના સને ૧૯૩૫)** **૩૦૩, ડંકન રોડ, મુંબઇ ૪.**

બ્રાન્ચ :

કેપીટાલ સીનેમાની બાજુમાં, મરઝબાન રોડ, કોટ, મુંબઇ.



# પુંડલીક
## વર દે હરી
## વિઠ્ઠલ!

ભગવાન
વીઠોબાના
અનન્ય
ઉપાસકની
જીવન ઝાંખી



# પુંડલીક

નવયુગનું નવું મરાઠી
ભક્તી ચીત્ર
દિગ્દર્શક—જુન્નરકર
કથા લેખક—રાયકીણીકર

ભૂમિકા—
કુસુમ દેશપાંડે, સરોજ બોરકર, સુધા આપ્ટે.

નયા તરાના પછી

# સેન્ટ્રલ

પીઅરલેસ
પ્રકાશન

# મારા આગલા ભવનો વેરી

## શ્રી. ઉમેદભાઇ મણિયાર

થોડા દિવસ માંડ નિરાંત વળી ત્યાં આજે વળી એકાએક બહાર ઉભા રહી એણે બૂમ મારી 'લેજો, મેનાબેન છાપું!'

હાંડલાંમાં ખીચડી કાઢવા નાખેલી કડછી એમને એમ જ રહી ગઇ અને મારૂં આખું શરીર બીક અને ક્રોધમાં કંપી ઉઠ્યું. ગભરાટમાં હું માંડમાંડ આટલું બોલી શકી: 'નાખ ચૂલામાં તારૂં છાપું; મુવા નફફટ!'

બહારથી નિર્લજ્જ હાસ્ય કરી એણે ઉત્તર આપ્યો: 'મારી ક્યાં ના છે? પણ ચૂલા ઓરોજ ક્યાં તમે મને આવવા દીઓ છો!'

મારી આંખમાં પાણી ભરાયાં અને બોલતાં બોલતાં મારો સાદ ફાટી ગયો. 'કાળમુખા! જાછ કે નહિ અહીંથી?'

મારી આંખમાંથી ટપટપ આંસુ પડવા લાગ્યાં અને એક બે ટીપાં ખીચડીમાં પણ પડતાં નજરે જોયાં ત્યારે મોં ફેરવી, મોઢે ડૂચો દઈ મેં ખૂબ રોઇ લીધું.

હી હી હી કરતો એ ચાલ્યો ગયો!

ખીચડીના બે લોંદા એક થાળીમાં કાઢી મેં કહ્યું: 'લે, રૂદ્ર, ખાઇ લે.'

રૂદ્ર વિસ્મયથી બોલ્યો: 'તારે નથી જમવું, બા?'

'ના'

'તું કેમ રોછ, હેં બા?'

મેં કાંઇ ઉત્તર ન આપ્યો.

રૂદ્રના જન્મથીય પહેલાંની વાત રૂદ્રને હું કઇ રીતે સમજાવું?

રૂદ્રે એક કોળિયો મોંમાં નાખ્યો હશે ત્યાં બોલ્યો: 'બા, ઘી?'

મેં કહ્યું: 'ઘી નથી.'

'ના, છે!'

'તારા સમ, નથી. ખોટું કહું?'

મારા એકના એક રૂદ્રને મોં ચડાવી વળી લુખ્ખી ખીચડી ખાતો જોયો ત્યારે મારૂ હૃદય ભરાઇ આવ્યું. અને આંખમાંથી આંસુ ટપટપ પડવા લાગ્યાં.

*

એક દિવસ વરસાદ ખૂબ અંધાર્યો હતો. ગાજવીજ થતી હતી. એવામાં એક ડોસી ધીમેથી અમારી ડેલીનું કમાડ હડસેલી અંદર આવી અને ઓસરીમાં મારા બાપુ બેઠા હતા એને જોઇ બોલી: 'તમારે ત્યાં જગા ભાડે દેવાની છે?'

જવાબની રાહ જોયા વિના ગળગળા અવાજે એ બોલી: 'અમે બે છીએ—મા–દીકરો. મારા દીકરાને ઠીક નથી ને ઘરધણી કીએ છે, બસ, ઘર હમણાં ને હમણાં ખાલી કરી દે—મારે રીપેર કરવું છે.'

ભીંની ભ્યામણી આંખે એ મારા બાપુ સામે જોઇ રહી અને નિસાસો નાખી બોલી 'બે તણ ઠેકાણે પૂછપરછ કરી પણ ક્યાંઇ ખાલી નથી! આવે સમે ક્યાં ગોતવા જાઉંસિ?'

કોઇની સાચી કે ખોટી દુઃખની વાત સાંભળી મારા બાપુની આંખમાં પણ પાણી આવી જતાં, એવા એ હતા.

ડોસીની વાત સાંભળી મને બોલાવી કહ્યું: 'કૂંચી લઇ આમને આ ઓરડો–ઓસરી ઉઘાડી દે.' અને ડોસી તરફ જોઇ બોલ્યા: 'જો, બાઇ, આ જગા ખાલી છે, તને ગમે તો રાખ.'

*

ત્યારથી એ ડોસી અને એનો છોકરો બળદેવ–થુ–થુ–થુ–થુ! એનું નામ પણ જીભેથી લેતાં થાય છે કે જીભને ગોમુત્રથી ઘસીઘસીને ધોઇ નાખું! ત્યારથી એ રહેવા આવ્યાં.

એ છોકરો એક ઘીવાળાને ત્યાં ડબ્બામાં ઘી ભરી રેણ દેવાનું કામ કરતો; ને સાંજે જ્યારે મુંબઇની ગાડી આવે ત્યારે સ્ટેશનેથી છાપાં લઇ ગામમાં છાપા વેચવા નીકળતો.

એ રહેવા આવ્યા ત્યારે તો એ માંદો હતો અને આવ્યા પછી એને ચારપાંચ દિવસે તાવ બહુ જ વધી ગયો. ડોસી ગભરાઇને કરગરતી મારા બાપુ પાસે આવી અને વાત કરી. મારા બાપુ એના ઘરમાં ગયા અને થોડાં ફાંફા મારી છોકરાના હાથમાંથી નાડ ગોતી કાઢી. ગંભીર ચહેરે બોલ્યા; 'હં. તાવ તો છે! એને ત્રિફળાની ફાકી આપો. સારૂં થઇ જશે. થોડીવાર રહી પોતે જ બોલ્યા.

'છે તમારે ત્યાં? નહિંતર હું દઉં.'

બાપુની પાછળ હું પણ ડોસીના ઘરમાં આવી ઊભી હતી. પાછા ફરીને મને જોતાં મારા બાપુ બોલ્યા: 'મેના, જા તો, ઓલી ત્રિફળાની શીશી આપણા ઘરમાંથી લાવ તો.'

હું શીશી લઇ આવી.

એમાંથી એક ચમચી ભરી ફાકી કાઢી, પાણીમાં ઘોળી એને પાઇ દેવા મારા બાપુએ મને કહ્યું. મેં એની પથારી પાસે જઇ પાઇ. પણ એ વખતે જે રીતે એ મારી સામે તાકીને જોઈ રહ્યો એ મને જરાય ન ગમ્યું. મને એટલી ચીડ ચડી કે દવા ઉપર પાણી પીવા એણે મોઢું ફાડયું ત્યારે જાણે ખાળમાં પાણીનો કળશિયો ઢોળતી હોઉં એમ, એક સામટું મેં એના મોંઢામાં પાણી રેડી દીધું! પાણીનો એક રેલો મોઢા

બહાર આવ્યો પણ હું તરત જ ત્યાંથી ઉઠીને ચાલી ગઇ.

ત્યારે હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતી. એ વખતે મારું લગ્ન ન્હોતું થયું: માત્ર સગપણ થયું હતું. એક સાથે; જેને મેં જોયો ય નથી અને પાછળથી જે બન્યું એ પછી જેનું કાળું મોઢું જોવાની કદી ઇચ્છા પણ થઇ નથી. એટલું સાંભળ્યું કે એ મુંબઇની કોઇ મોટી મિલમાં સારી નોકરી પર હતો.

પણ આજ તો એ વાત સંભારતાં ય જીવ બળે છે!

*

અમારી પરિક્ષા આવવાની હતી એટલે બધાના સુઇ ગયા પછી પણ હું મોડે સુધી વાંચતી. બહુ જ મચ્છર કરડવાથી અને અત્યંત ગરમી થવાથી હું ફાનસ લઇ બહાર ફળિયામાં વાંચવા બેઠી. મૂળના બીકણ સ્વભાવને લઇ મનમાં જરાતરા બીક તો લાગતી હતી, પણ ડેલીનો આગળિયો બરાબર દાંસેલો હતો એટલી ખાત્રી હતી. થોડીવાર એકચિત્તે વાંચ્યું. એવામાં કાંઇ ખડખડાટ સાંભળી મને બહુ જ બીક લાગવા માંડી.

થોડીવારે પાછો એવો ને એવો અવાજ આવ્યો. ખૂબ હિંમત કરી આ વખતે તો મેં ઊંચી નજર કરી આમતેમ જોયું. પાછા વળીને જોયું તો ડોસીનો બળદેવ બીડી પીતો પોતાના ઘરનું બારણું પકડી ઉભો હતો. મેં એ તરફ જોયું એટલે એણે સ્મિત કરી કહ્યું: 'કેમ, મેનાબેન, આજે તો કાંઇ અત્યારસુધી?'

મેં કહ્યું 'હા, પરિક્ષા છે.'

*

થોડીવાર સુધી કોઈ બોલ્યું નહિ. મને થયું હું બોલ્યા વિના વાંચવા લાગીશ એટલે એ ચાલ્યો જશે; પણ વળી પાછો એ બોલ્યો: 'મચ્છર વધી પડયા છે. સાલા લોહી ચૂસી જાય છે!'

રાતી રાણ જેવા એના રૂષ્ટપુષ્ટ શરીરનો વિચાર આવતાં મારાથી બોલી જવાયું: 'થોડું ચૂસી જાય તો તમારે કયાં ઓછું છે!'

હા હા હા કરતો એ હસ્યો, અને મારી મજાકથી પ્રોત્સાહિત થઇ

હું બેઠી હતી ત્યાં આગળ આવ્યો, કૃત્રિમ સ્મિત કરી, વાંકી ડોક કરી બોલ્યો: 'શું વાંચો છો?'

મને ખૂબ જ બીક લાગી. આવો પ્રસંગ કદી પણ બન્યો નહોતો. હું તે દિવસે એને દવા પાવા ગઇ હતી અને એ મારી સામે મને ન ગમે એ રીતે જોઇ રહ્યો હતો. ત્યાર પછી કદી પણ આવો પ્રસંગ બન્યો ન હતો. આમ આટલી અંધારી રાત્રે, ભયંકર શાંતીમાં, મેં એને મારી પાસે આવતો જોયો, ત્યારે બીકથી મારૂં હૃદય થડકવા લાગ્યું. હું ખૂબ ગભરાઇ ગઇ. વળી એણે પૂછ્યું: 'શું વાંચો છો? એમ કહી એણે ચોપડી તરફ માથું નમાવ્યું. મેં કહ્યું: 'કાંઇ નહિ!'

તરત જ ફટ કરતી ચોપડી બંધ કરી દઇ હું એકદમ ઉભી થઇ ગઇ અને એક હાથે ફાનસ લઇ, બીજે હાથે ખાટલો ઉપાડવા જતી હતી ત્યાં એ નજીક ભરાતો આવ્યો ને બોલ્યો: 'હું ઉપાડી દઉં...કેમ, બસ, એટલીવારમાં વાંચી લીધું!'

એમ કહી એણે ખાટલો ઉપાડવાને બહાને પોતાનો હાથ મારા હાથને ઘસી મને સ્પર્શ કર્યો. મારા હાથને ધગધગતો અંગારો અડક્યો હોય એમ મેં એક ઝાટકે મારો હાથ ખેંચી લીધો. ગભરાટમાં મારા હાથમાંથી ફાનસ છૂટી ગયું અને ફડાક કરતું જમીન પર જઇ પડ્યું. ફાનસની ચીમની તૂટી પડી અને એ ઘોર શાંતિમાં એટલો નાનો સરખો અવાજ, મધરાતે કોઇ કુવામાં પડ્યું હોય એના અવાજ જેટલો મોટો લાગ્યો. ચારે બાજુ અંધારૂં અંધારૂં લાગવા માંડ્યુ અને ફાનસમાંથી ધુમાડાના ગોટે ગોટા નીકળવા લાગ્યા. ભયંકર સ્વપ્નામાં કોઇ અંધારા ઓરડામાં ભૂત પાસે હું આવી પડી હોઉં એમ બીને હું ચીસ પાડી ઉઠી.

ચીસ તો પડાઇ ગઇ, પણ પછી તો બહુ જ બીક લાગી કે બા કે બાપુ જાગી જશે અને બહાર આવી મને આવી સ્થિતિમાં જોશે તો શું ધારશે!

મેં ચીસ પાડી. ફાનસ ફૂટી ગયું અને અંધારૂં થઇ ગયું. એ દરમ્યાન બળદેવ પોતાના ઘરમાં નાસી ગયો. હું ફાનસ ઉપાડી સરખું કરવા જતી હતી ત્યાં મારી ચીસ સાંભળી મારી બા જાગી ઉઠી હશે, તે

બેબાકળી બહાર દોડી આવી 'શું થયું, શું છે?' તું આંહી કેમ ઉભી છે, મેના? શું થયું?' એમ કેટલાય પ્રશ્ન એણે મને પૂછી લીધા.

મેં કહ્યું કે હું વાંચતી હતી ને ડોસીનો દીકરો આવ્યો એટલે મારાથી ચીસ પડાઇ ગઇ. બાએ બધુ સાંભળી લીધું અને મને ઘરમાં લઇ ગઇ. પથારીમાં પડીપડી હું ખૂબ રેઇ.

ઘણા દિવસ થયા અને વાત વિસારે પડી ત્યાં વળી મને આકર્ષવા એણે જૂદી જૂદી યુક્તિઓ કરવા માંડી. ટાપટીપથી વાળ ઓળી હું જોઉં એ માટે ફળિયામાં અકારણ એ આંટા મારતો; મોઢે પાવડર લગાવી, ધોએલ કપડાં પહેરી, કઠોર કંઠે હું સાંભળું એમ સિનેમાનાં, કોઇ પ્રેમનાં ગાયનો ગાતો.

આ બધું જોઇ મને બહુ દુઃખ થતું. પણ હું કોને જઇને કહું? થોડા વખતમાં મારાં લગ્નનો દિવસ નક્કી થવાનો હતો એટલું જ આશ્વાસન હતું.

લગ્નને થોડા દિવસ બાકી હતા એવામાં કોઇ દિવસ નહોતો બન્યો એવો બનાવ બન્યો...હું ઓસરીમાંથી વાસીદું વાળતી હતી. મારી બા અંદર રસોડામાં રસોઇ કરતી હતી. મને એકલી જોઇ બળદેવ મારી પાસે આવ્યો અને મારા સામે એક કાગળ ધરી બોલ્યોઃ 'તમારો કાગળ.'

મને ખૂબ આશ્ચર્ય થયું. 'મારો કાગળ! મને વળી કોણ કાગળ લખે!' કુતૂહલમાં કાગળ ફોડીને જોયું તો એ બળદેવે જ લખેલો હતો, 'તને ચાહું છું' ને પ્રેમ ને ધૂળ ને રાખ જેવું કંઇ લખ્યું હતું જે મેં પૂરૂં વાંચ્યા પણ વિના કાગળના ઝીણા ઝીણા કટકા કરી, ફાડી નાખી, વાસીદામાં વાળી નાખ્યા અને કચરા ભેગા બહાર ફેંકી આવી.

*

કાગળ આપી એ ઘરમાં ચાલ્યો ગયો હતો, પણ થોડી વારે એ કાગળની મારા ઉપર શી અસર થઈ એ જોવા એ હસતો હસતો વાળ સરખા કરતો બહાર આવ્યો અને અંદરના ખંડમાં મને શાક સમારતી બેઠેલી જોઇ મારા સામે હસ્યો. હું ત્યાંથી ઉઠીને રસોડામાં ચાલી ગઇ.

તે દિવસે તો એ ત્યાંથી ભોંઠો પડી ચાલ્યો ગયો. પણ ત્યારપછી

એની વર્તણુક બહુજ ઊગ્ર અને જંગલી બની. હું જતી હોઉં ત્યારે જાણે મારા નામ પર થુંકતો હોય તેમ 'હોકથુ' કરતો મોટો અવાજ કરી છાપું વાંચતો.

મેં એક દિવસ બહુ કંટાળી જઇ મારી માને કહ્યું: 'બા, આને ખાલી કરાવો ને!'

મારી બાએ કહ્યું: 'તું તો હવે તો થોડા દિ'માં સાસરે જવાની. પછી કેવું એકલું એકલું લાગશે! ત્યારે પાડોશ હોય તો જરા બોલાચાલો રહે.'

*

મેં આગળ વાત ન વધારી. અને બાએ કહ્યું એ વાત પણ ખરી હતી. મારા લગ્નનું નકકી થઇ ગયું હતું અને છ સાત દિવસ પછી મુંબઇથી જાન આવવાની હતી. મારા બાપુ એની તૈયારીમાં અને એની સારી સરભરા કરવા દોડદોડા કરતા હતા. પોતાના ગજા ઉપર ખરચ કરીને જાનૈયાને ખૂશ કરવા એમને મન હતું, કારણ કે એવા સારા ઘરે એવા સારા મુરતિયા જોડે મારૂં સગપણ, સારી સારી ઘણી કન્યાઓ આવતી હતી ત્યારે, મારા બાપુના અત્યંત આગ્રહને વશ થઇને એ લોકોએ માંડમાંડ કબૂલ્યું હતું એમ કહેવાય છે.

બીજાઓની આડે આવી વચ્ચેથી મેં કપાળ ધરી ચાંદલો કરાવી લીધો ત્યારે મારા એ સૌભાગ્યની ઘણાં માબાપોએ છૂપી ઇર્ષ્યા કરી, પણ ઇશ્વરે દયા કરી એ સૌભાગ્ય મને ન જ આપ્યું હોત તો ઇશ્વરનો હું સાચે જ પાડ માનત!

*

લગ્નની તૈયારીમાં મારા બાપુએ ઘરે દરજી બેસાડયા; કંદોઇ બોલાવી લાડુ બનાવડાવ્યા અને જાન માટે એક મોટું મકાન ભાડે રાખી લીધું.

લગ્નને ચાર દિવસ અગાઉ મુંબઇથી જાન આવી. ગામમાં તે જ દિવસે લગ્ન ઘણાં હતાં એટલે કદાચ બેન્ડ–વાજાં ન મળે એ બીકે અગાઉથી જ બેન્ડવાળાને વરધી આપી આવું એમ મારી બાને કહી મારા બાપુ વાજાંની વરધી આપવા ગયા.

પણ ઘેર આવ્યા ત્યારે મારા બાપુનું મોઢું છાશ જેવું ફિક્કું લાગતું હતું. આંખ લાલચોળ હતી અને આવતાવેંત ઢગલો થઇ બેસી પડયા. હું અને મારી બા અત્યંત ગભરાઇ જઇ એમની પાસે દોડી ગયાં. એમની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં અને નાનાં છોકરાંની જેમ એ હીબકે રોવા લાગ્યા. એ જોઇ મારી બાની આંખમાં પણ પાણી આવ્યાં અને એમની પાસે બેસી મારી બાએ પૂછ્યું: 'શું થયું, તમે આમ રૂવો છો કેમ?'

'હેં, મને મરતાં દેખો. મારા સમ, મને કહો તો ખરા, શુ થયું?'

મારા બાપુ વધુ રડવા લાગ્યા. કંઇ નહિ સમજ પડવાથી હું પણ બેબાકળી જેવી રોવા મંડી.

*

મારી બાએ વારેવારે એમનું શરીર હચમચાવી પૂછ્યું ત્યારે મારા બાપુ, પછેડીથી આંખ લૂછતા લૂછતા બોલ્યા: હું અને મારી બા અદ્ધરશ્વાસે, અત્યંત જીજ્ઞાસાથી સાંભળી રહયાં. મારા બાપુએ કહ્યું, 'હું હમણાં જાનીવાસે ગ્યો'તો. ત્યાં વરના મોટાભાઇએ મને પડખે બોલાવી કહયું કે અમે સાંભળ્યું છે......અમે સાંભળ્યું છે કે તમારી દીકરી સારી નથી.' મેં કહયું. 'કઇ રીતે સારી નથી? કાંણી છે, કૂબડી છે, બોબડી છે? મને વાત કરો.' તો કહે કે 'ના, અમે સાંભળ્યું છે કે તમારી દીકરીની... ચાલચલગત સારી નથી.' હું ઇ સાંભળી એકદમ ખિજાઇ ગયો ને મેં કીધું "કોણ છે એવો નખ્ખોદિયો કે મારી દીકરી ઉપર આવું આળ મૂકે છે? એનું નામ મને આપો તો હમણાં ધૂળ ભેગો કરી દઉં!' તો વરનો મોટોભાઇ કહે 'નામનું તમારે શું કામ છે! અમે તો સાંભળ્યું છે; અમારા કુટુંબની આબરૂ ધૂળધાણી થાય, ગામમાં અમારી કેવી વાતો થાય! માટે તમને બોલાવીને કહેવાનું એટલું કે વરરાજાએ કહ્યું છે કે હું એ છોકરીને નહિ પરણું; એને મહિના છે!'

મારી અને મારી બાની આંખમાંથી પણ પાણી ચાલવા લાગ્યાં. થોડીવાર તો આ સાંભળી મારી બા લાકડાની પુતળી જેમ સજ્જડ બેસી રહી અને એકાએક એ બેઠી હતી ત્યાં એનું શરીર લથડયું અને મૂર્છામાં

એ બેભાન થઈ નીચે પડી ગઈ.

મારી વેદના તો મૃત્યુની વેદના કરતાં પણ વધારે હતી, છતાં ય મારી બાને બેભાન થઈ જતાં જોઈ હું આંસુ સહિત ઝટઝટ પાણી લઈ આવી એને મોઢે છંટકોરવા લાગી.

મારાં લગ્ન ભાંગી પડયાં અને વર મને પરણવા ના પાડે છે એ વાત ગામમાં ફેલાઈ ત્યારે ગામમાં ખૂબ ખળભળાટ થયો. ચૌદ વર્ષની માંડ મારી ઉંમર, અને મારે ઘરે જતાં આવતાં મને દરરોજ જોનાર માણસોને મારા પર જે કલંક મૂકવામાં આવ્યું હતુ એ માનવું અશક્ય હતું, એટલે સદ્ભાગ્યે આખી જ્ઞાતિની અમારા પ્રત્યે ખૂબ સહાનુભૂતિ હતી. બધા મારી અને મારાં માબાપની દયા ખાતા. કેટલાક વૃધ્ધો જાનીવાસે ગયા અને વરના વડીલોને આ વાત તદ્દન જૂઠ્ઠી છે અને કોઈ વિઘ્નસંતોષીનું કામ છે એમ કહી સમજાવવા લાગ્યા. એમાંથી એક વૃદ્ધ, જેને મારા બાપુ પ્રત્યે વિશેષ સદ્ભાવ હતો એણે આવી જૂઠ્ઠી વાત વરના મોટાભાઈને કોણે કહી હતી; અને આટલી વાતમાંથી આટલી મોટી વાત કેમ બની એ બહુ ચાલાકીથી શોધી લાવ્યો. એ વૃધ્ધ મારા બાપુ પાસે આવ્યો અને ક્રોધમાં બોલ્યો, ‘મને બરાબર ખબર પડી ગઈ! આ તમારો પાડોશી બળદેવ; સાલાનું ચામડું ચીરી નાંખો! હરામજાદો જાનીવાસે છાપું આપવા જતો ત્યાં વરના મોટાભાઈને આ વાત કરી આવ્યો’તો. મેં બરાબર તપાસ કરી.’

મારા બાપુ ફાટી આંખે એના સામે જોઈ રહ્યા. મારા બાપુને આ સાંભળી જેટલું આશ્ચર્ય થયું એટલું મને ન થયું, છતાં ય મેં એમ તો નહિ જ ધારેલું કે એ મારા ઉપર આવી ક્રુરરીતે વેર લેશે.

લગ્નને આગલે દિવસે કાં તો જાનૈયાની ભૂલ સમજાઈ હોય કે, પ્રયત્ન કરવા છતાં ય કોઈ કન્યા મેળવવા નિષ્ફળ ગયા હોય, વરનો મોટો ભાઈ અમારે ઘેર આવ્યો અને મારા બાપુને કહ્યું કે એ લોકો લગ્ન કરવા તૈયાર છે, પણ મારા બાપુ અને ન્યાતના માણસોએ એમ નક્કી કરી રાખ્યું હતું કે એ સાલાઓને હાથ ઘસતા પાછા જ કાઢવા, એટલે ચોખ્ખી ના પાડી દીધી.

થોડા દિવસમાં જ મારા બાપુએ, એ ડોશી અને બળદેવને ખાલ કરાવ્યું. એ વર્ષ પૂરતાં તો મારાં લગ્ન ભાંગી પડયાં; અને બીજે કય ગોઠવવું એ ચિંતામાં મારા બાપુ દિવસે દિવસે દુબળા થતા ગયા, એ વાત પછી મારા બાપુનો બધો આનંદ કોણ જાણે કયાં ઉડી ગયો ! પૂરૂં ખાય નહિ. રાતના ગમે ત્યારે જાગીએ ત્યારે ઘણે ભાગે એ 'હે ભગવાન, હે ઇશ્વર !' કરતા ઉંડા નિસાસા નાખતા જાગતા જ પડયા હોય.

આખરે આઠ નવ મહિના રહીને મારૂં ફરી સગપણ થયું. અમદા વાદમાં અમારી નાતનો એક માણસ હતો, એની પત્ની એક વર્ષ થય ગુજરી ગઇ હતી. સગાંવહાલાંમાં બીજુ કોઇ હતું નહિ, પણ બીજી રીતે સારો હતો એટલે મારા બાપુ મારૂ સગપણ નકકી કરી આવ્યા, ચાર મહિના પછી લગ્ન થયાં અને હું અમદાવાદ ગઈ.

મારૂ લગ્ન અમદાવાદ થયું એ એક રીતે મને ગમ્યું કારણ કે એ રીતે હું બળદેવથી તો સાવ છૂટી. એક જ ગામમાં લગ્ન થયું હોત તો વળી એ મને હેરાન કરવા આવત અને મારો જીવ બાળત.

મારી ચિંતા કરી કરી બાપુએ એવું શરીર ઘસી નાખ્યું હતું કે જાણે મને કયાંક ઠેકાણે પાડી સુખી કરી મરવાની જ રાહ જોતા હોય એમ મારા લગ્ન થયે વરસેક થયું નહિ હોય ત્યાં બાપુ ગુજરી ગયા.

પરણ્યે અઢી વર્ષ થયાં ત્યારે રૂદ્ર આવ્યો. અને એ બે વર્ષનો થયો ત્યારે ઘણા વખતથી આવી નથી એમ કરી બાનો કાગળ આવ્યો એટલે હું, એ, અને રૂદ્ર બા પાસે આવ્યા.

*

એક દિવસે ઘોડાગાડીમાં બેસી અમે રૂદ્રને માતાજીને પગે લગાડવા લઇ ગયા. વળતાફેરે બજારમાંથી ગાડી જતી હતી ત્યાં એક પાનની દુકાને ઊભોઊભો મેં બળદેવને પાન ખાતાં જોયો. મારી નજર અચાનક એના પર પડી અને એની નજર મારા પર પડી ત્યારે એવી દુષ્ટ રીતે આંખનો ચાળો કરી મારી સામે એ હસ્યો કે બાજુમાં રૂદ્રના બાપુએ અત્યંત વિસ્મયથી મને પૂછ્યું.

'કોણ છે એ ?'

હું એને કાંઇ જવાબ આપું ત્યાર પહેલાં મારી છાતીમાં એવી ગભરામણ થઇ અને જીભ જાણે તાળવે ચોંટી ગઇ હોય એમ તરત જ હું કાંઇ જવાબ દઇ શકી નહિ.. મારૂ મોઢું એકદમ પડી ગયું. મારૂં મોઢું એકસામટું કેમ પડી ગયું, શા માટે હું આમ ગભરામણમાં પડી ગઇ એ વિચારતાં એ વધુ આગ્રહથી મને પૂછવા લાગ્યા. 'કોણ હતો એ મવાલી ?'

જેમ તેમ કરી ગળે થુંક ઊતારતાં હું બોલી, 'એ પે'લાં અમારી પડખે રે'તો' તો.'

'હં !'

એ વિશેષ કાંઇ બોલ્યા નહિ, છતાં મારી આટલી અકળામણ અને ગભરાટનું કારણ એ નહિ સમજી શકવાથી કોણ જાણે એણે મનમાં શું શું ધાર્યું હશે, એ પછી કદી એ મારે મોઢે બોલ્યા નથી. પણ અમે પાછાં ઘેર ગયાં ને રહ્યાં, એ માંદા પડયા પણ છેવટની ઘડી, મરવા સુધી એ મારી જોડે પહેલાં જેવા ઉમળકાથી બોલ્યા નથી. ચાર મહિના સુધી પિડાઇ પિડાઇને, મૂંગી વેદના સહી, એ ગુજરી ગયા ! છેવટ સુધી મને એણે કાંઇ કહ્યું નહિ ! 'અરેરે ! એ વખતે બળદેવને જોઇ મને એણે પૂછ્યું ત્યારે મારી વાચા ક્યાં ઉડી ગઇ હતી ? હું અમસ્તી એટલી ગભરાઇ ન ગઇ હોત તો !' આમ આખો વખત બડબડાટ કર્યા જ કરે અને ખરે વખતે, બહુ જરૂર વખતે બે શબ્દો પણ બોલી ન શકે એ જ સ્ત્રીઓની ખરી કરુણતા છે. એ વખતે હું ગભરાયા વિના બોલી હોત તો આ વસવસો મને જીંદગી સુધી ન રહી જાત.

*

એ દુષ્ટનું મેં શું બગાડયું હશે કે આમ અકારણ મારી પાછળ પડી મને ઘડીક જંપવા દેતો નથી ! મને આટલી દુઃખી કરી એને સંતોષ ન થયો તે એ દિવસે એ ભરબજારમાં, જાણે હું એની કોઇ હોઉં એમ એ દુષ્ટ રીતે મારી સામે હસ્યો અને મારા પતિને શંકામાં નાખ્યા.

હજી પણ એના વેરને ક્યાં તૃપ્તિ થાય છે ! અમદાવાદ છોડી

અહીં આવી. બા પણ ગુજરી ગયાં. એ રૂદ્રના આધારે, રૂદ્રની ખાતર અહીં એકલી પડી પડી મારા દહાડા પુરા કરૂં છું ત્યાં યે કોઇ કોઇ વખત એ દુષ્ટ આવે ને બહારથી એનું ગધેડા જેવું હાસ્ય કરી મને કહે છે: ‘લેજો, મેનાબેન, છાપું!’ નાખ ચૂલામાં તારૂં છાપું, સાલા નફ્ફટ!... એવો તે મેં એનો શો અપરાધ કર્યો છે તે મને આમ ઘડી જંપવા ય દેતો નથી!



હાડવેરના દરેક સામનના વેપારી

FOR PIPES FITTINGS & HARDWARE

JIVRAJ & VRAJLAL

122 NAGDEVI, BOMBAY 3 PHONE 33038

143, GULALWADI, BOMBAY 4 PHONE 31868

જીવરાજ એન્ડ વ્રજલાલ

હિન્દુ-લૉજ

— કોટમાં —

ઠે. દ્વારકાદાસ લેન

# રા ધા

## શ્રી. શકુન્ત રાવળ

ગામડાંની ધુડી નિશાળમાં માસ્તરસાહેબ ખુરશી પર બેઠા ઝોલા ખાઈ રહ્યા છે. છોકરાંઓને કવિતા ગોખવાનું કામ આપી ને માસ્તર સાહેબને નિરાંત હતી કે, છોકરાઓ કવિતા ગોખ્યા કરશે દરમ્યાન પોતે એક મીઠું ઝોકું લઈ લેશે.

પણ છોકરાંઓ બધા હતા મોટી ઉમ્મરના અને ભારે ટીખળી. મવાનું નામ અને તોફાનનું કામ, એ ન્યાયે છોકરાઓએ માસ્તર હેબનાં ઝોલાંનો પૂરેપૂરો લાભ લેવા માંડ્યો. એક જણે તો બરાબર ને માસ્તર સાહેબના કાન પર કાંકરી મારી. માસ્તર સાહેબ સફાળા ધ થઈ ગયા.

‘એય નાનુ, શું કરે છે? કોણે કાંકરી ફેંકી?’ આમ કહીને એમણે ની સુસ્ત આંખોને ચેતનવંતી કરવા આંગળીવતી ચોળી.

ઘડીભર મસ્તીએ ચડેલા છોકરાઓ ડાહ્યાડમરા થઈને ચૂપ બની ગયા.

કોઈ ગુન્હેગાર ન પકડાયો. છેવટે, છોકરાઓને કવિતા ગોખવા

આપી છે, એ યાદ આવતાં માસ્તર સાહેબે વારાફરતી કવિતા લેવાનું શરૂ કર્યું.

'એલા દીનું! ચાલ, કવિતા મોઢે બોલ જોઉં!' અને માસ્તર સાહેબે હાથમાં નેતરની સોટી ઉપાડી.

દીનુ ખંચકાતો ખંચકાતો ઊભો થયો. એનો પહેરવેશ જાણવા જેવો હતો. ધોળી ટોપીની બંને અણીઓ બે કાનની સીધી રેખામાં પડતી હતી.

'બોલ, બોલ! કેમ ઊભો છે?' માસ્તરે રૂવાબ કર્યો. 'પાછા ગેંગેંફેંફેં કે?' માસ્તરે નેતરની સોટી ઉગામી.

કવિતા આવડતી તો ન હતી, છતાં હવે બોલ્યા વિના છૂટકો જ નથી, એવું લાગતાં દીનુએ ફાવે તેમ કવિતા બોલાવી શરૂ કરી.

એનો રાગ અને એના હાવભાવથી બીજા છોકરાઓ મનમાં હસી પડયા.

'અહો દેવના દેવ હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શિશ નામી,
દયાળુ પ્રભુ! આપદાથી ઉગારો
દીનાનાથ હું, એક આધાર તારો.'

છેલ્લી લીટી સાંભળતાં જ માસ્તરનો પીત્તો ગયો.

'કેમ? શું બોલે છે એનું ભાન છે કે?'

દીનુ બાઘા જેમ ઊભો રહ્યો.

માસ્તર સાહેબે વ્યંગમાં કહ્યું:

'વાહ! તું જાણે દીનાનાથ, અને તું ઇશ્વરનો આધાર?'

દીનુને કંઇક હસવાનું મન થયું. પણ માસ્તરની નેતરની સોટી જોઇ તેને પરાણે સંયમ પાળવો પડયો.

માસ્તરનો અર્થ સાંભળીને છોકરાઓ પણ હસી પડ્યા.

બટકબોલા નાનુએ જરા મશ્કરીમાં કહ્યું:

'સાહેબ, એ તો કવિ છે કવિ! એટલે છેલ્લી લીટી પોતે જ જોડી કાઢી.'

માસ્તરે જરા સ્મિત કર્યું.

'કેમ, દીનુ! કવિતામાં તારૂં નામ આવ્યું, એટલે તું જ ઇશ્વરનો

આધાર થઇ ગયો, કેમ?'

હવે કંઇક જવાબ આપવો પડશે, એમ દીનુને લાગ્યું. તેણે પોતાનો જ અર્થ જોડી કાઢયો.

'નહિં સાહેબ, કવિતામાં નહોતી એ લીટી બોલ્યો ખરો, તોય એનો અર્થ તો બરાબર નિકળે છે.'

'ચૂપ.' માસ્તરે દમદાટી મારી. 'શું તારા ઘરનો અર્થ બેસાડે છે?'

'સાહેબ!' દીનુએ અર્થ આપવો શરૂ કર્યો: 'દીનાનાથ હું', એટલે હું દીનાનાથ એવી વીનવણી કરૂં છું કે, 'એક આધાર તારો' એટલે હે પ્રભુ! મને એકલો તારો જ આધાર છે. એટલે કે હું દીનાનાથ વિનંતિ કરૂં છું કે હે પ્રભુ! તું જ મારો આધાર છે.'

છોકરાઓ આ અર્થ સાંભળી ખી ખી ખી હસી પડયા. માસ્તરને પણ મુછમાં હસવું આવ્યું, પણ પોતાની આંટ ઉંચી રાખવા એણે દીનુને ધીમેથી છોંટી લગાવી કહ્યું.

'ગદ્ધાને કવિતા મોઢે કરવી પડે, એ જાણે ઝેર જેવું. ઉપરથી પાછો પોતાનો અર્થ બેસાડે. ચાલ બેસી જા હેઠે.'

દીનુ બેસી ગયો. બીજા છોકરાઓ પાસે એક–બે, એક–બે લીટીઓ લીધી, એટલામાં બપોરનો વિશ્રાંતિનો સમય થયો અને પહેલા ધોરણના મહેતાજીએ નિશાળનો ઘંટ વગાડયો.

અને રોંઢા કરવા ઘેરે જવા માટે દોટ મૂકી.

## (૨)

'સુલેમાન! નિશાળ જાય એને ઘરે. ચાલ આજ તો નદીએ જઇ આંબાની ડાળ પર બેસી મજા કરીએ.'

દીનુ નિશાળમાંથી ચોપડીઓ સાથે સાથે લઇને જ નીકળ્યો હતો.

'પણ માસ્તર ખીજાશે તો? સુલેમાનને કંઇક ડર લાગ્યો.

'અરે! ખીજાય ત્યારે જોઇ લેવાશે.'

અને બંને જણા દફતરમાં ચોપડા નાખીને નદી કાંઠે ઉપડી ગયા.

બપોરનો સમય હતો. આંબાના વનમાં નદી કાંઠે કેટલીક ભેંસો ચારો ચરી રહી હતી. કેટલીક ભેંસો પાણીમાં પડીને વાગોળતી હતી.

આસપાસ માણસનું નામનિશાન ન હતું.

બંને જણા એક ઘટાદાર ગોળ આંબાની ડાળે જઇને બેઠા. પ્રાકૃતિક સાંદર્યથી બંને પૂલકિત બન્યા.

દીનુ નિશાળમાં તોફાની ગણાતો, પણ એનામાં કુદરતી બુદ્ધિશક્તિ તો હતી જ. કવિતા ગોખવી એને ન ગમતી, પણ કોઇ ઉગતા કવિનાં કંઇક કંઇક લક્ષણો તેનામાં ક્યારેક ઝળકી આવતાં હતાં. છતાં ગામડાંનું વાતવરણ હોઇ એની કુદરતી શકિતનો યોગ્ય વિકાસ કરવાનું કોઇ સાધન ન મળ્યું. એના જોડીદારો તો એને કવિ જ કહેતા.

એણે આંબાની ડાળને ઝૂકાવવા માંડી અને કુદરતી રીતે જ ભાંગીતૂટી કવિતાના ટુકડા એના મુખમાંથી સરી પડયાઃ—

ધીરી! ઓ આંબલિયા ડાળ!
કોયલને ટાંકે ને તાલે
વાયુ લહેરી મલપતી મ્હાલે
તુંય વળી હળવી દે તાલ—ધીરી

'વાહ દોસ્ત! વાહ દોસ્ત! ખરો કવી તું.' સુલેમાન ખૂશ થઇને બોલી ઉઠયો.

'કેમ! કવિતા ગમીને? હવે તો હું મોટો કવી થઇ જવાનો, ખરૂં ને?

'એકવાર નહિં, સો વાર.'

સુલેમાનને ક્યાં ખબર હતી કે મોટા કવી થવું કાંઇ રમત છે? એણે તો દીનુને આંખમીંચીને ટેકો આપી દીધો.

થોડીવાર બંને શાંત રહ્યા. કોયલના ટહુકા તો ગાજી જ રહ્યા હતા. પવન પણ ધીમો ધીમો વાઇ રહ્યો હતો.

દીનુને એકાએક યાદ આવ્યું.

'સુલેમાન! આપણે અહિંયા આવ્યા ખરા, પણ ઘડીકમાં ઘેરે જશું, તો ઘરવાળા તૂટી પડશે. સાળી ભૂખ પણ લાગી છે. હવે કેમ કરશું?'

સુલેમાને કંઇક વિચારવાનો ડોળ કર્યો. યાદ આવ્યું હોય, તેમ બોલી ઉઠયો.

'અરે! એક ઉપાય યાદ આવ્યો છે. પેલા રણછોડ ભાભાના

ખેતરમાંથી બાજરાના થોડાંક ડુંડા ચોરી આવું. એના ખેતરમાં બોરડી છે, તો બોર પણ લેતો આવું. ભુખ ભાંગશે અને મજા પણ પડશે.'

'બરાબર! ત્યારે તું જા. હું તો આ ડાળેથી ઉતરૂં, તો મારા જ સમ.'

'ઠીક ભાઇ! તું બેસી રહે. હું જાઉં, બસ?'

સુલેમાન ખેતરમાંથી ડુંડાં અને બોર ચોરવા ઉપડી ગયો.

## (૩)

રણછોડ ભાભાની નવજવાન કન્યા રાધા પોતાના પિતાને 'ભાત' આપવા નદીકાંઠેથી પસાર થતી હતી.

રમતિયાળ સ્વભાવ હોવાથી આમ તેમ જોતી, નદીમાં બેઠેલી ભેંસો તરફ આનંદ નજરે નીહાળતી, દીનુવાળા આંબા નીચે આવી પહોંચી.

દીનુએ એને દૂરથી જ જોઇ લીધી હતી, એટલે એને "પજવવા"ની એક યુકિત શોધી કાઢી.

રાધા જેવી આંબા પાસે આવી કે, દીનુ આંબાની ઘટાદાર ડાળમાં સંતાઇ ગયો. આંબા હેઠળથી રાધા પસાર થવા લાગી કે, ઉપરથી દીનુએ એક જાડી ડાળ એનાપર ફેંકી.

'ઇ કોણ?'

રાધાએ ઉપર જોયું, પણ દીનુ થડની પાછળ છૂપાઇ ગયો હોવાથી નજરે ન પડયો.

'હશે, વાને લીધે ડાળી પડી હશે.'

આવો આત્મસંતોષ લઇ રાધા વધુ આગળ વધવા લાગી. એવામાં આંબા ઉપરથી ફરી જાડો લાકડાનો ટુકડો પડયો. રાધાની છાસની મટકીને વાગતાં મટકી ફુટી ગઇ અને બધી છાસ ઢોળાઇ ગઇ.

'કોણ છે ઇ હરામ—'

રાધા ગાળ ચોપડવા જતી હતી, ત્યાં દીનુંએ એકદમ દેખાવ દીધો.

'બસ-બસ, રાધા! જો જે હં. ગાળ ન દેતી. એ તો હું દીન્યો.'

રાધા એની સામું ઘડીભર જોઇ જ રહી.

'કેમ? આજે કાંઇ તોફાન સુઝે છે કે?'

'નહીં-નહીં, એ તો જરા હાથમાંથી ડાળખી હેઠે પડી ગઇ."

દીનુ હેઠે ઉતર્યો.

'બધીજ છાસ ઢોળાઇ ગઇ કે?'

'હા, અને મટકી પણ ફુટી ગઇ.'

'હવે?'

'હવે શું, જોઇ લે થોડી વારમાં–બાપુજીને હમણાં જ બોલાવું છું.'

રણછોડ ભાભાનું નામ સાંભળતાંજ દીનુ ગભરાયો.

'અરે રાધા! એમ નહીં કરતી. માફી માગું.'

'માફી? મને છાસથી તરબોળ કરી, ને પછી માફી માગવી કેમ?' રાધાની આંખમાં રોષ ભભૂકી ઉઠયો.

'જો રાધા! એક વાત કહી દઉં. ગુસ્સે થવું હોય, તો છો થા. પણ મારો વાંક નથી, એટલે તારી ડરામણીથી હું ડરીશ નહીં.!!

'તારો વાંક નહીં. તો શું મારો?'

'હા, તું આ આંબા હેઠળથી કેમ પસાર થઇ? તને ખબર તો છે કે, ક્યારેક કોઇ ડાળી–ડાંખરી તૂટી પડે છે, તો માથે મટકી લઇને શા માટે આવવું હતું? બોલ, તારો આટલો વાંક ખરો કે નહીં?'

'ઇતો હું રોજ અહીંથીજ જઉં છું.'

'તો ક્યારેક ડાંખરી પડે પણ ખરી.'

રાધાને વધુ રકઝક કરવી ન ગમી. એણે દીનુ સામું જોયું. દીનુ એને કેવળ ચીડવવા આવી દલીલ કરી રહયો હતો, એ પણ તે તરત કળી ગઇ, દીનુના હોઠમાં હાસ્ય હતું. એના સ્મીતથી રાધાનો રોષ ઓગળી ગયો.

'ત્યારે તારો વાંક નહિં તો કોનો?' રાધાના આ શબ્દોમાં હવે મૃદુતા હતી.

'કોનો શું? એ ડાળનો. મારા હાથમાંથી સાળી એ ડાળ પડી જ કેમ?

રાધા હસી પડી.

'દીન્યા! તું બહુ લુચ્ચો છો હં કે? મને સતાવવા જ તને આ બધું સુઝે છે.'

દીનુ ઘડીક હસી ગયો. આ પછી થોડીવાર બંને મૌન રહ્યા. છેવટે દીનુએ કહ્યું.

'રાધા! આ નદી, આ આંબો, આ એકાંત અને એમાં તું. આવો વખત ક્યારે મળે વારૂ?'

'એટલે—?'

'તને મળવાને મારૂં મન તલસતું હતું અને—'

'સમજી! હવે વધુ ન બોલીશ.'

'રાધા! રાધા—'

'મેં કહ્યું નહિં કે મારે રોજ અહીંથી જવું પડે છે?'

દીનુ સમજી ગયો. એના આનંદનો પાર ન રહ્યો. એને જાણે ...જે કોઇ અપૂર્વ સીદ્ધિ મળી લાગી.

'ત્યારે—'

રાધાએ બોલ્યા વિના ત્યાંથી ચાલવા માંડ્યું.

(૪)

રાધાને ગયાને હજી અર્ધો કલાક જ થઇ હશે, એવામાં ખેતરને ...માડેથી રાધા અને બીજા કોઇની વચ્ચે રકઝક થતી હોય એવું દીનુને ...ગ્યું. રાધા આગળ જતી હતી, એવામાં ગામના પટેલનો મોટો દીકરો ...રસન તેની સામે મળ્યો.

'આજ તો કંઇ ભીના લુગડે નીકળી છે રાધા.'

'હા, ઠેસ વાગી ને મટકી ફૂટી ગઇ. બધી છાસ મારી ઉપર ...ળાઇ ગઇ.

શું કહું ઇ ઠેસને? એને ખબર નહોતી કે રાધા આવે છે, એટલે ...સી જવું જોઇએ?'

'કરસનભાઇ! મશ્કરી ન કરો. જવા દો મને. બાપુજી મારી રાહ ...ેઇ રહ્યા હશે.'

'ગાંડી રે ગાંડી! તારા બાપુજી રાહ જોઇ રહ્યા છે? કયાંથી રાહ ...એ? એ વરસનું મહેસુલ ચડી ગયું હતું, ઇ ખબર છે ને? બોલ્યા ...પાઇડાં એને તો કયારનાય ખેંચી ગયા છે!'

'હેં??'

રાધાને સખત આંચકો લાગ્યો. એની અધીરાઇ વધી.

'શું આ સાચું છે કરસનભાઇ?'

'હા, હા! સાચું સાચું.'

રાધાને વિશ્વાસ આવ્યો નહિં, પણ એની એના બાપને મળવાની

આતુરતા વધી, અને ખેતર જવા પગ ઉપાડયા.

'રાધા! એમ નહિં જવાય ત્યાં નકામી શા સારૂં જાય છે?' કરસન એની આડો ઉભો રહયો.

'મને ન અટકાવો! જવા દો.'

'હવે ગયા–ગયા. ખેતર જવાને બદલે ચાલ મારી સાથે.

'કરસન! બુધ્ધી ફરી ગઇ છે કે શું?'

'કાંઇ ફરી નથી. આવીશ કે નહી? બોલ.'

'રાધાથી આ અપમાન સહી શકાયું નહીં. એણે ડાબા હાથે કરસનના ગાલે લપડાક ચોડી કાઢી.

'લપડાક? રાધા—'

આમ કહેતાંક કરસન એના દેહ તરફ દોડી ગયો. ખેતરમાં એકલી અસહાય રાધાએ બૂમ પાડવા માંડી.

'અરે દોડો દોડો કોઇ! આ રોયો મને સતાવે છે.'

આંબા ડાળે લહેરથી બેઠેલા દીનુને રાધાની બૂમ સંભળાઇ. આસપાસ જોયું. દૂર રાધા સાથે કરસનની રકઝક જોઇ. અને તેણે એ બાજુ દોટ મૂકી.

'ખબરદાર! ઉભો રહે અલ્યા કરસન' દીનાનાથે પડકાર કર્યો.

'બસ–બસ, વધુ આગળ ન વધ દીન્યા!' કરસને રોષમાં જણાવી દીધું.

'એટલે? ગામની કોઇ છોકરીની આબરૂ પર હાથ નાંખવો એમ?'

'દીન્યા! વધુ વાત કરવામાં માલ નથી. તું જાણે છે કે હું કોણ છું?'

'કોણ શું પટેલનો છોકરો?'

'ત્યારે સમજી લે. વધુ વાત કરવામાં માલ નથી.'

'કરસન! તારી દમદાટી હું ઘોળીને પીઇ જાઉં એવો છું હં કે?'

'ત્યારે લે–' કરસને દિનુને લાકડીનો ફટકો માર્યો.

'દિનુ પણ ગાંજ્યો જાય તેવો ન હતો. એણે કરસન પાસેથી લાકડી ઝુંટવી લીધી. અને કરસનને જ એનો સ્વાદ ચખાડયો.

એટલામાં કુંડાની ચોરી કરવા ગયેલો સુલેમાન પણ ત્યાં આવી પહોંચ્યો.

'શું છે દિનુ!'

'આ કરસન પટેલને રાધાને જોઇને રંગત આવી છે.'

સુલેમાન મર્મ સમજી ગયો. બંનેએ કરસનને ઠીક ઠીક સ્વાદ ચખાડવાનું શરૂ કર્યું. એકલાથી પ્હોંચી નહિં વળાય એવું જાણીને કરસને ત્યાંથી પોબારા કર્યા.

(૫)

રાધાના બાપને મહેસુલ ન ભરવાને કારણે સીપાઇઓએ અટકમાં લીધા છે એવા ખબર ગામને પડતાં ખળભળાટ થઇ ગયો.

રણછોડ ભાભાની છાપ સારી હતી. ગામના દરેક સારા કામમાં તેમની આગેવાની હતી. બધાનું હીત કરવા તરફ તેમની વૃત્તિ હતી, વળી સાધુ સંતોનો સહવાસ, સત્સંગ વગેરેમાં પણ પ્રીતિ હતી. ગામના પટેલથી આ સૌ જોઇ શકાતું ન હતું, અને તે ઇર્ષાથી બળતો હતો.

ગામના લોકો ટોળે વળીને ચર્ચા કરવા લાગ્યા.

એટલામાં રાધા, દીનુ અને સુલેમાન ત્યાંથી પસાર થયા. દીનુએ પટેલના છોકરાં કરસનની રાધા પરની બૂરી નજર અને આબરૂ લેવાના પ્રયાસની વાત તેમને કહી. લોકો ધુવાંપુવાં થઇ ગયા. બધાને એમજ લાગ્યું કે, પટેલેજ રણછોડ ભાભાની ઉપર જુનું વેર વાળ્યું છે.

ગામના લોકો ટોળે વળીને વસુલાતી અમલદારને મુકામે ગયા.

'જુઓ! ઓલ્યા ગમારો આવે' પટેલે અમલદારના કાન ભંભેર્યા.

'આવવા દો. પછી જોઇ લઇશ.'

ગામના લોકો ત્યાં આવી પહોંચ્યા. પટેલ અને વસુલાતી અમલદાર દરવાજા આગળ આવ્યા.

ટોળાના એક જણે દાદ માગી. 'સાહેબ! આ તો ગજબ કહેવાય. રણછોડ પટેલને પકડવામાં આવ્યો અને એની છોકરી પર પટેલનો છોકરો ત્રાસ ગુજારે એ તે કેમ સહી શકાય?'

'રણછોડ ભાભાએ મહેસુલ નથી આપ્યું, એટલે પકડવામાં આવ્યા છે.'

એક પૈસે ટકે સુખી ખેડુતે રણછોડનું લેણું મહેસુલ ભરપાઇ કરી દીધું. રણછોડ પટેલને છોડવામાં આવ્યા.

પોતાના પિતાને છૂટા થઇને આવતા જોઇ રાધા દોડીને તેને ભેટી પડી.

'બાપુજી!'

'બેટી—'

બંને જણા અનિમેષ ભાવે એક બીજા સામે જોઇ રહ્યા.

'કોણ આ છોકરી પર પટેલના ચિરંજીવીની નજર ગઇ હતી કે?' અમલદારે કહ્યું.

દીનુએ હકારમાં ઉત્તર આપી સમગ્ર હકીકત કહી જણાવી.

'પટેલ!' અધીકારીએ પટેલ સામે ઘૃણાથી જોઇ કહ્યું. "તમે ભલે પટેલ રહ્યા, પણ રૈયત ઉપર આમ જુલમ ગુજારશો, તો તમારા ઓધ્ધાના દિવસો ભરાઇ ચૂક્યા જ સમજજો. તમે જ આ રણછોડને પકડવા મને ઉશ્કેરણી કરી હતીને ?

'બાપુ!' પટેલ ગળગળો થઇ ગયો.

'બસ, હું સમજી ગયો. હવેથી આપસની અદેખાઇને લીધે કોઇ નિર્દોષને બલી ન બનાવશો પટેલ.'

પટેલે પોતાના છોકરા વતી રાધાની ક્ષમા માગી.

(૬)

એ જ નદી, એ જ આંબો, અને એ જ ડાળ! દિનુ ડાળે ઝૂલી રહ્યો હતો.

રાધા ભાત લઇને ત્યાંથી જ પસાર થઇ.

દિનુએ ઉપરથી ડાંખળી ફેંકી.

'હવે હું કાંઇ ભોળી નથી.' રાધાએ ટકોર કરી.

દિનુ નીચે ઉતરી આવ્યો.

'રાધા! હજીએ તું ભોળી જ છે.'

'કેમ?'

'જો આમ!' એમ કહીને દિનાનાથે રાધાના ગાલ પર ટપલી મારી.

રાધા શરમાઇ ગઇ.

થોડીવાર પછી શરમભર્યે મૂખડે કહ્યું.

'દિન્યા! ચાલ આ નદી કાંઠે.'

બન્ને નદી કાંઠે ગયા.

રાધાએ ભાતું છોડ્યું. છાસની મટકી કાઢી.

'અરે! તારા બાપુજીને માટે ભાત લઇ જવું છે ને?'

'ના, આજે બાપુજી શહેરમાં ગયા છે. આજ તો તારે માટે લાવી છું.'

અને રાધા તથા દિનુએ પેટ ભરીને ભાત ખાધા. ભાતની મીઠાશમાં આજે પ્રેમરસ ભળ્યો હતો, એટલે વાત જ શી કરવી?

# ઘણાજ ઓછા પ્રીમીયમે
# વધુમાં વધુ રક્ષણ

અને

## ૧૦૦ ટકા સીકયુરીટી માટે

માટે

તમારો વીમો

# "ક્રાઉન લાઇફ"માં

ઉતરાવો.

ચાલુ વીમો

## રૂા. ૯૦,૦૦,૦૦,૦૦૦ થી વધુ




હિંદના ડે. વડા એજન્ટઃ-સી. ટી. શાહ.

ફાઝલભાઇ બીલ્ડીંગ. ફ્લોરા ફાઉન્ટન કોટ, મુંબઇ.

ટે. નાં. ૨૭૦૪૧.

# સુપરને આંગણે રામરાજ્ય

દિનપ્રતિદિન ચિત્રઉદ્યોગ પ્રગતિના પંથે પ્રયાણ કરી રહ્યો છે તેવીજ રીતે મુંબાઇના છબીઘરોમાં પણ અનેક પ્રકારના અવનવા સુધારાવધારા થઇ રહ્યા છે.

આજે હિન્દિ ચિત્રો જે છબીઘરોમાં બતાવવામાં આવે છે તેમાં **સુપર ટોકીઝનું સ્થાન 'સુપર'** [આગળ પડતું] છે. કારણ કે આ છબીઘરની સુવ્યવસ્થા, સજાવટ અને સ્વચ્છતા પ્રેક્ષકોને મુગ્ધ કરે તેવી છે.

ચિત્રોનાં હૈયાં કબ્જે કરવામાં છબીઘર અગત્યનો ભાગ ભજવે છે.

આપણામાં કહેવત છે કે, "એક નુર આદમી, હઝાર નુર કપડાં," એ મૂજબ નવી કહેવત ચિત્ર ઉદ્યોગ માટે જોડી શકાય કેઃ "એક નુર ચિત્ર હઝાર નુર છબીઘર" મુંબાઇનગરીમાં જે છબીઘરો છે તેમાં હવે **સુપર ટોકીઝ** પણ પોતાનું વિશિષ્ટ સ્થાન ધરાવે છે.

આ આલીશાન છબીઘરને આંગણે છેલ્લાં ત્રીસેકથી પણ વધુ અઠવાડીયાથી હિન્દિ ચિત્ર ઉદ્યોગની તવારીખનું સુવર્ણ પાનું લખી રહેલું **પ્રકાશનું** અલૌકીક સર્જન '**રા..રાજ્ય**' વધુ ને વધુ લોકપ્રિયતા મેળવતું આગળ ધપતું જાય છે.

'**રામરાજ્ય**' એ પ્રકાશનું ભવ્ય કલાસર્જન છે. **રામરાજ્ય એટલે પ્રજાનું રાજ્ય** એ વસ્તુ કાબેલ દિગ્દર્શક **વિજય ભટ્ટે** બહુજ ઉત્તમ રીતે બતાવી આપી છે. વાલ્મીકીનો આશ્રમ, ત્યાં સીતાજીનું જીવન, લવ કુશનો જન્મ, અશ્વમેધ યજ્ઞ ને સીતાજીનું પૃથ્વીમાં સમાઇ જવું વગેરે દ્રષ્યો ખરેખર અદ્દભુત છે.

આ રીતે જનતાનું સ્વાગત ઝીલતું **સુપર ટોકીઝ** અનોખી ઢબે ચર્નીરોડ ટ્રામ જંકશન આગળ ભવ્ય દબદબાપૂર્વક ઉભું છે.

ને **સુપર** છબીઘરને આંગણે રચાયલી ન્હાનકડી અયોધ્યાએ ખુબજ રસ જમાવ્યો છે.

ભવ્યત્તમ વાતાવરણથી મ્હેકી ઉઠેલા **સુપર ટોકીઝ**ના દરવાજામાં પ્રવેશ કરીએ છીએ ને આપણા સ્મરણપટ પર અયોધ્યાનગરીમાં પ્રવેશ કરીએ છીએ એવો ખ્યાલ સ્હેજે આવી જાય છે. ગૌરવભર્યા ઉજવળ ભૂતકાળને યાદ કરાવતું અહીંનું વાતાવરણ મુંબાઇનું જબ્બર આકર્ષણ બની ગયું છે.

**સુપરે** પહેરેલો કલામય શણગાર અને આંખને આંજી નાખે એવા રંગરોગાન મધુર વાતાવરણ જમાવી જાય છે.

ને એથીજ '**રામરાજ્ય**'ની **સુપર**માં રજુઆત એ સુવર્ણમાં સુગંધ મળી ગયા બરાબર છે.

જનતાની જીભ પર આજે બે નામો રમી રહયાં છેઃ **સુપર** અને **રામરાજ્ય**



ધી

# એક્ષચેંજ બેંક

ઓફ

# ઇન્ડિઆ એન્ડ આફ્રીકા લી૦.

મુખ્ય ઓફીસ : મુંબઇ.

શાખાઓ : મુંબઈ (૨), અમદાવાદ (૨), અમરાવતી,
ખામગામ અને કોલ્હાપુર.

લંડન, એજંટો : મીડલેંડ બેંક લીમીટેડ,
બ્રિટીશ પુર્વ આફ્રિકામાં એજંટો :
ધી બારકલેઝ બેંક (ડોમીનીયન કોલોનીઅલ અને ઓવરસીઝ)
સીલોનમાં એજંટો : બેંક ઓફ સીલોન.

**ભરાયેલી થાપણ ... ... ... રૂા. ૪૦,૨૭,૩૦૦**
**કોલ કરવામાં આવેલી થાપણ... રૂા. ૨૦,૧૩,૬૫૦**
**ભરપાઇ થયેલી થાપણ... ... રૂા. ૧૯,૦૦,૩૨૫**

તા૦ ૩૧-૧૨-૪૩ ના રોજ ડીપોઝીટો ... ... રૂા. ૧,૨૩,૨૩,૭૫૩
તા૦ ૩૧-૧૨-૪૩ ના રોજ કુલ વર્કીંગ ફંડઝ... રૂા. ૧,૫૦,૩૪,૩૭૪

**દરેક જાતનું પરદેશનું બેંકીંગ કામકાજ બહુજ ઝડપથી અને આકર્ષક દરોથી કરવામાં આવે છે. પરદેશ સાથે વેપાર ધરાવતા દરેક વેપારી ભાઈઓને અમારી સાથે સંબંધ જોડવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.**

દરેક કુટુમ્બો માટે સર્વોત્તમ

# 'હોઝીયરી હાઉસ'

જયાં

દરેક ખીસાંને પરવડે, દરેક શોખને અનુકુળ
આવે તેવી જરૂરી હોઝીયરી જેવી કે

* અપ-ટુ-ડેટ ફેશનેબલ ચડ્ડીઓ
* હાફ પેન્ટસ
* પુરૂષ, સ્ત્રી, તેમજ બાળકોને ઉપયોગી અંડરવેર્સ

વ્યાજબી ભાવથી મળી શકે છે.

આબાલ વૃધ્ધ, સર્વની જરૂરીયાતને પૂરી પાડતા

**મુંબઇના આ માનીતા ગંજાવર હોઝીયરી મથકની**
**આજેજ મુલાકાત લ્યો.**

બહારગામના ગ્રાહકોને પોતાના ઓર્ડરો
તાકીદે મોકલી આપવાની વિનંતી છે.

# મેસર્સ પોપટલાલ ઘેલાભાઇ એન્ડ કું૦,

હોઝીયરીના મશહુર વેપારીઓ, ૧૦૪, ચકલા સ્ટ્રીટ,
મુંબઇ નં. ૩.

ટે. નં. ૨૨૪૧૮ — ગ્રામ : Garibniwaz.

